# દિલ્લીની સુલ્તાના

# રજીયા બેગમ


પ્રયોજક

ઠક્કુર નારાયણ વિસનજી


"यौवनं धनसंपत्तिः प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ?"॥ सुभाषितम्

(દ્વિતીય આવૃત્તિ)


"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં
મણિલાલ ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રકટ કીધું.
સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ.
ઈ. સ. ૧૯૧૪ સંવત ૧૯૭૦

કિંમત રૂ. ૦-૬-૦

# પ્રસ્તાવના



જ્યાંસૂધી ભારતવર્ષમાં શારદા અને નારાયણીનો સંપૂર્ણ આદર હતો, વેદવિધિનો અધિકાર બ્રાહ્મણોના હસ્તમાં હતો, શસ્ત્રાસ્ત્ર ક્ષત્રિયોના હસ્તમાં હતાં, વ્યાપાર વૈશ્યોના અધિકારમાં હતો અને શૂદ્રો પોતાના સેવાધર્મમાં કર્ત્તવ્યપરાયણ હતા; ત્યાંસૂધી આર્યાવર્ત્તમાં સૂર્યવંશીય અને ચંદ્રવંશીય ક્ષત્રિયોની સ્વતંત્ર સત્તાનો સર્વત્ર અખંડ અધિકાર ચાલ્યા કરતો હતો; પરંતુ જે સમયથી એ ક્રમમાં અયોગ્ય પરિવર્ત્તન થવા લાગ્યું, ઐક્ય તથા સંપનું સ્થાન કુસંપ તથા દ્વેષભાવે લેવા માંડ્યું અને ચારે વર્ણના લોકો નિજ કર્ત્તવ્યથી વિમુખ થવા લાગ્યા, ત્યારથી દેશની સ્વતંત્રતા તથા સ્વાધીનતાનો પણ ક્ષય થવા લાગ્યો અને તેથી અન્ય જનોને પોતાના સ્વાર્થને સાધી લેવાના કાર્યમાં અતિશય સુલભતા થઈ પડી.

લક્ષાવધિ વર્ષ એટલે કે સૃષ્ટિના આરંભકાળથી જ આ ભારતવર્ષ સર્વથા સ્વતંત્ર રહીને સમસ્ત ભૂમંડળમાં પોતાની વર્ચસ્વતાને સ્થાપી શક્યું હતું; પરંતુ મહાભારતના ચિરસ્મરણીય યુદ્ધ પછી ભારતીયોની બુદ્ધિ એવી તો ભ્રષ્ટ થઈ ગઈ અને કુસંપ તથા પરસ્પર દ્વેષની એટલી બધી ભયંકર પ્રબળતા થઈ કે અંતે જયચંદના અવિચારયુક્ત કૃત્ય અથવા સાહસના પરિણામે આપણો દેશ સદાને માટે પરતંત્રતાની શૃંખલામાં જકડાઈ ગયો. અસ્તુઃ દિલ્લીનો છેલ્લો રાજપૂત રાજા પૃથ્વીરાજ ચહુઆણ થયો અને ત્યારપછી આર્યાવર્ત્તનો રાજ્યાધિકાર મુસલ્માનોના હાથમાં ગયો. કાળના પ્રભાવે દિલ્લીમાં અફ્ઘાન રાજાઓના ગુલામોની બાદશાહી થઈ અને તે ગુલામવંશમાં જ સુલ્તાના રજીયા બેગમનો જન્મ થયો હતો. અબળા હોવા છતાં સબળા ભાગ્યરેખાના પ્રભાવથી તે તખ્તનશીન થઈ અને હિંદુસ્તાનનો રાજ્યકાર્યભાર દક્ષતાથી ચલાવવા લાગી. પ્રસ્તુત નવલકથામાં એ સુલ્તાના રજીયા બેગમનો જ ઐતિહાસિક કાળ લેવામાં આવ્યો છે અને તેમાં રસના પોષણમાટે કેટલીક યોગ્ય કલ્પનાનું પણ ઉચિત મિશ્રણ કરાયલું છે.

જો કે દિલ્લીના સિંહાસનનો સત્ય ઉત્તરાધિકારી તો રુકનુદ્દીન ફીરોજશાહ જ હતો અને તેનો રાજ્યાભિષેક થઈ પણ ચૂકયો હતો; પરંતુ તે અત્યંત વિલાસપ્રિય અને દુરાચારી હોવાથી રાજ્યનો સર્વ ભાર તેણે પોતાની માતાના શિરપર જ નાખી દીધો અને પોતે રાત દિવસ નશાપાણી, ખેલતમાશા અને રંડીબાજી આદિ દુરાચારોના દરિયામાં જ ડૂબેલો રહેતો હતો. તેની માતા

એક અત્યંત ક્રૂર સ્વભાવની અવિચારી નારી હોવાથી રાજકારસ્થાન પછી લોકોએ રુકનુદ્દીનને સાત મહિનામાં જ પદભ્રષ્ટ કરીને આપણી નવલકથાની નાયિકા રઝીયા બેગમને ઈ. સ. ૧૨૩૬ (હિજરી સન્ ૬૩૪) ના નવેમ્બર માસની ૩ જી તારીખે તખ્તપર બેસાડીને દિલ્લીની સુલ્તાના બનાવી દીધી.

એ બેગમ એક મહા ચતુર ચપળા હતી. જો કે એ અતિશય સુશિક્ષિતા કિંવા વિદુષી નહોતી, તો પણ પોતાના પવિત્ર ધર્મગ્રંથ 'કુરાન શરીફ'નું વાંચન બહુ જ સારી રીતે કરી શકતી હતી. નિત્ય બાદશાહો પ્રમાણે કુબા અને તાજ ધારણ કરી તે રાજસભામાં આવી સિંહાસને વિરાજતી હતી, બુર્કાને કોઈ દિવસ પણ મુખમંડળપર ધારણ કરતી નહોતી અને રૈયતની ફરિયાદ બહુ જ ધ્યાનપૂર્વક સાંભળતી હતી. પરંતુ પ્રેમદેવે તેને અન્ધ બનાવી દીધી. પોતાના એક સુંદર, બલવાન્ અને તરુણ અશ્વપાલમાં તે આસક્ત થઈ અને તેને 'અમીરુલ્‌ઉમરા'ની પદવી આપી બેઠી. એથી અમીરો અને અન્યાન્ય રાજકર્મચારીઓ તેના વિરોધીઓ થવાથી તેમણે તેને તેના ત્રણ વર્ષના રાજ્યોપભોગ પછી ઈ. સ. ૧૨૩૯ ના નવેમ્બર માસમાં પદભ્રષ્ટ કરી નાખી અને તે પોતાના પ્રાણની રક્ષામાટે ભટિંડાના કિલ્લામાં ન્હાસી ગઈ. તે સમયે એ કિલ્લાનો અધિકારી એક તુર્ક સરદાર હતો કે, જેનું નામ અલ્તૂનિયા હતું. રઝીયાએ તેને ઊંધું ચતું સમજાવીને પોતાના પક્ષમાં કરી લીધો અને ત્યારપછી તેના સૈન્યની સહાયતાથી દિલ્લીપર ચઢાઈ કરી. પરંતુ એ યુદ્ધમાં અલ્તૂનિયાનો પરાજય થયો અને રઝીયા બેગમ પોતે પણ પોતાના બંધુ બહરામશાહના હાથે સ્વર્ગમાં પ્રયાણ કરી ગઈ.* રઝીયા બેગમની કબ્ર હજી પણ પુરાણી દિલ્લીમાં કાયમ છે, અને અનેક વિદેશીય તથા ભારતીય પ્રવાસીઓ તેના નિરીક્ષણમાટે ત્યાં વારંવાર આવ્યા કરે છે.

* કેટલાકોનો વળી એવો પણ અભિપ્રાય છે કે, દિલ્લીના યુદ્ધમાં જ્યારે રઝીયા બેગમનો પરાભવ થયો અને અલ્તૂનિયા રણાંગણમાં જીવથી માર્યો ગયો, ત્યારે રઝીયા ત્યાંથી પુરુષવેશમાં પલાયન કરી ગઈ. તે ચાલતાં ચાલતાં થાકીને લોથ થઈ જવાથી માર્ગમાં એક સ્થળે નિદ્રાવશ થઈ ગઈ હતી એટલામાં ત્યાંથી જતા એક ખેડુતે તેના માથા તળે ઓસીકાને બદલે રાખેલા મોતી અને જરીવાળા ઔરતોને પહેરવાના ઝબ્બાને જોઈ લીધો અને તેથી લોભવશ થઈ તેને નિરાધાર સ્ત્રી જાણીને ત્યાં જ તેનું ખૂન કરી નાખ્યું. ત્યારપછી તેનાં કીમતી ઘરેણાં અને વસ્ત્રો ઉતારી લઈ તેની લાશને જમીનમાં દાટી તે ખેડુત ત્યાંથી પલાયન કરી ગયો. પરંતુ પુરાણી દિલ્લીમાંની રઝીયાની કબ્ર તેમના એ અભિપ્રાયને અસત્ય અને કાલ્પનિક તરીકે નિર્વિવાદ સિદ્ધ કરી આપે છે. અર્થાત્ આ કથનમાં લેશ માત્ર પણ તથ્ય હોવાનો સંભવ દેખાતો નથી અને તેથી એ ઘટનાનો પ્રસ્તુત નવલકથામાં સ્વીકાર કરવામાં આવ્યો નથી.

પ્રસ્તુત નવલકથા લખવામાં કિશોરીલાલ ગોસ્વામિકૃત 'સુલ્તાના રજીયા બેગમ' (હિંદી): બાબૂ નગેન્દ્રનાથ મિત્રકૃત 'રેજીયાબેગમ' નામક એક બંગાલી લઘુ પ્રબંધ; 'એબીસીનિયન્ સ્લેવ્' નામક એક સંક્ષિપ્ત અંગ્રેજી નવલકથા; રાજા શિવપ્રસાદ સિતારયે હિન્દકૃત 'ઇતિહાસતિમિર નાશક;' ભારતેન્દુ બાબૂ હરિશ્ચંદ્રકૃત 'બાદશાહદર્પણ' અને કર્નલ મેડોઝ ટેલરકૃત 'હિંદુસ્તાનનો ઇતિહાસ' આદિ પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે અને તેથી એ સર્વ ગ્રંથકાર મહાશયોનો અત્ર અંતઃકરણપૂર્વક ઉપકાર માનવો એ મારું સર્વથી પ્રથમ અને મુખ્ય કર્તવ્ય છે.

ઈ. સ. ૧૯૦૭માં આ "દિલ્લીની સુલ્તાના રજીયા બેગમ" નામક નવલકથાની પ્રથમ આવૃત્તિ પ્રકટ થઈ હતી. આ નવલકથાને તે સમયમાં મુદ્રાલયમાં છાપવામાટે આપ્યા પછી એક પછી એક અચાનક મારાપર એટલાં બધાં સાંસારિક સંકટો આવી પડ્યાં કે જો તે વેળાએ મારા સ્વર્ગવાસી મિત્ર રા. રણછોડરાય બાળકૃષ્ણ ભટ્ટે અનેક પ્રકારે આર્થિક અને ભૌતિક સહાયતા ન આપી હોત, તો અવસ્ય તે વેળાએ ગ્રંથપ્રકાશનના કાર્યમાં અનિવાર્ય બાધ આવી પડવાનો સંપૂર્ણ સંભવ હતો. મારા એ ઉદારાત્મા અને પરોપકારી મિત્રનો જો કે આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ પ્રકાશમાં આવ્યા પછી સ્વર્ગવાસ થઈ ગયો છે, છતાં મારા અંતઃકરણમાં ઉપકારસ્મરણદ્વારા તે અમર છે અને તેમના તથા તેમની પાછળ સ્વર્ગવાસિની થયેલાં તેમનાં પવિત્ર ધર્મપત્ની અખંડ સૌ. બહેન હીરાલક્ષ્મીના આત્માને પરમાત્મા શાશ્વત શાંતિ આપે, એ જ આ ઉપકૃત મિત્રની અનન્ય ભાવયુત પરમેશ્વરને પ્રાર્થના છે. તેમ જ મારી પ્રકૃતિ અસ્વસ્થ હોવાથી પ્રથમ આવૃત્તિનાં કેટલાંક પ્રુફ વાંચવામાં મારા પ્રિય મિત્ર રા. હરિહર પુરુષોત્તમ સેવકે–'ગુજરાતી'ના દીવાનાએ જે પરિશ્રમ વેઠ્યો હતો, તે માટે તેનો પણ મારે આભાર માનવો જ જોઇએ.

કહેવામાં આવે છે કે, ગુજરાતી ભાષાના થોડા જ ગ્રંથોને બીજી કે તેથી વિશેષ આવૃત્તિના રૂપને પ્રાપ્ત કરવાનું ભાગ્ય મળી શકે છે અને તેથી જેના ગ્રંથોને એવો પ્રસંગ મળી શકે, તે લેખકના મનમાં એક પ્રકારનો આનંદ અથવા હર્ષ થાય એ સ્વાભાવિક જ છે. મારા રચેલા કેટલાક ગ્રંથોની અલ્પ કાલાવધિમાં બીજી આવૃત્તિ થઈ છે, અને કેટલાક ગ્રંથોના મરાઠી તથા સિંધી અને હિંદી ભાષામાં અનુવાદો પણ થઈ ચૂક્યા છે, એથી એટલું તો સ્પષ્ટ જણાય છે કે, મારા પરિશ્રમની કાંઇક સફળતા થઈ છે અને પરિશ્રમને એવી રીતે સફળ કરવામાટે તે જગન્નિયંતા જગદીશ્વરનો હું જેટલો પણ આભાર માનું તેટલો ઓછો જ થવાનો. અન્ય લેખકોને પણ તેમના લેખના

વ્યવસાયમાં ઇશ્વર આવો જ વિજય આપે, એ જ મારી અંતઃકરણપૂર્વક શુદ્ધ ભાવના છે.

પ્રસ્તુત નવલકથાની પ્રથમ આવૃત્તિ મેં પોતે છપાવી હતી અને આ દ્વિતીય આવૃત્તિ મારા આશ્રયદાતા 'ગુજરાતી' મુદ્રાલયના સ્વામિદ્વારા પ્રકાશમાં આવી છે, અને તેમણે પ્રસ્તુત પુસ્તકની પ્રથમ આવૃત્તિની કીમત રૂ. ૧-૮-૦ હોવા છતાં 'ગુજરાતી'ની સસ્તી ગ્રંથમાળામાં આનો સમાવેશ કરી એની કીમત માત્ર ૭ આના જ રાખી છે કે જેથી સર્વસાધારણ જનસમાજને એનો સંપૂર્ણ લાભ મળી શકે. આટલી સસ્તી કીમતે આ ગ્રંથ આપવાનો હોવાથી માત્ર બાઇન્ડીંગ અને ટાઇપના વિષયમાં પરિવર્ત્તન થયું છે અને તે આવશ્યકીય હતું; કારણ કે, એમ કર્યાં વિના દોઢ રૂપિયાનું પુસ્તક ૭ આનામાં ભાગ્યે જ આપી શકાય.

માત્ર કેટલેક સ્થળે પ્રથમ આવૃત્તિમાં રહી ગયેલી છાપખાનાની ભૂલો સુધારવા ઉપરાંત લેખમાં બીજો કશો પણ સુધારો વધારો કરવામાં આવ્યો નથી; કારણ કે, તેમ કરવાનું કાંઈ કારણ નહોતું. માત્ર પ્રસ્તાવનામાંથી જે ઉર્દુમિશ્રિત ગુજરાતી અને સંસ્કૃતમિશ્રિત ગુજરાતી ભાષા વિષયક કેટલુંક લખવામાં આવ્યું હતું, તેની અધિક અગત્ય ન હોવાથી તેટલો ભાગ આ દ્વિતીય આવૃત્તિની પ્રસ્તાવનામાંથી કાઢી નાખવામાં આવ્યો છે તેમ જ પ્રસ્તાવનામાં સમયોચિત કિંચિદ્ નવીન વિષયનો સમાવેશ કરવામાં આવ્યો છે.

મુંબઈ તા. ૧૪ મી સપ્ટેંબર
૧૯૧૪ સોમવાર

ઠક્કુર નારાયણ
ગ્રંથકાર

# અનુક્રમણિકા



## સ્ત્રીસ્વભાવસમીક્ષા

" Heaven has no rage like love to hatred turned,
Nor hell a fury, like a woman scorned"

CONGREVE.

### હરિગીત

" અનુરાગ જ્યારે હૃદયના ધિક્કારમાં બદલાય છે;
તો સ્વર્ગનો સંકોપ પણ નહિ તત્સમાન જણાય છે;
તરુણી તિરસ્કૃત નાગિની સમ વિષવતી બની જાય છે;
રૌરવ નરક વિક્ષોભ પણ તેવો પ્રબળ નહિ થાય છે!"

કૉંગ્રીવ

# દિલ્હીની સુલ્તાના

# રજીયા બેગમ

## પ્રકરણ ૧ લું

### દિલ્હીમાં ધામધૂમ

"હમેશા બદલતા હય અયસા જમાના'
કે હય આજ ઇસકા, કલ ઉસકા જમાના;
દિખાતા હય નેરંગ કયા કયા જમાના !
બહુત યાદ આતા હય પિછલા જમાના."

સફદર

દિલ્લીમાં આજે જબરી ધામધૂમ મચેલી જોવામાં આવે છે. જે દિલ્લી—દેહલી-ભારતવર્ષનું ઐતિહાસિક કેન્દ્ર છે, જ્યાંના આર્ય ભૂપાલોએ લાંબા સમય સુધી સમસ્ત ભૂમંડળમાં પોતાની સત્તા ચલાવી હતી અને જે પાછળથી દુર્ભાગ્યવશ મુસલમાનોની સત્તાતળે આવી, તે જ દિલ્લીમાં આજે એક મહામહોત્સવનો પ્રસંગ આપણે નિહાળીએ છીએ.

મહર્ષિ વાલ્મીકિએ કહેલું છે કે, "જે વસ્તુની ઉત્પત્તિ થયેલી છે, તેનો નાશ પણ અવશ્ય થશે જ; જે ઊભું છે, તે પડવાનું જ, જેમનો સંયોગ છે તેમનો વિયોગ થવાનો અને જે જીવતાં છે તે એક દિવસે અવશ્ય મરવાનાં જ;" એ સર્વથા સત્ય છે. સંસારની ગતિ શકટનાં ચક્ર પ્રમાણે સર્વદા ઊંચી નીચી થયા જ કરે છે. અર્થાત્ તે બદલાતી જાય છે. એ જ સિદ્ધાંતને અનુસરીને જે ભારતવર્ષ પુરાતન કાળથી સમસ્ત જગતીતલમાં સર્વદેશશિરોમણિ ગણાતું હતું, સમસ્ત વિશ્વ જેની સત્તાને માન સન્માન આપતું હતું ને જે વિદ્યા, વીરતા અને લક્ષ્મીનું પ્રમુખ વિશ્રામસ્થાન હતું, તે જ આર્યાવર્ત્ત આજે દીન, હીન અને મલિન થઈ ગયું છે અને આર્ય અવનીપતિઓની પ્રિય રાજધાની ( દેહલી ) યવનપદદલિત બની ગયેલી છે–તે જ દિલ્લીમાં આજે આપણે આનંદના અવસરનું અવલોકન કરીએ છીએ.

જે દિલ્લીનું પુરાતન નામ હસ્તિનાપુર અથવા ઇંદ્રપ્રસ્થ હતું; જે દિલ્લીને રાજરાજેશ્વર ધર્મરાજ યુધિષ્ઠિરે પોતાની રાજધાની બનાવેલી હતી; જ્યાં ત્રીસ પેઢી સુધી યુધિષ્ઠિરના વંશજોએ રાજ્ય કર્યું હતું અને ત્યાર પછી પાંચસો વર્ષ સુધી જ્યાં તક્ષક વંશના પુરુષોનું રાજ્યપ્રાબલ્ય વિસ્તરેલું હતું; ત્યાર પછી જ્યાં ગૌતમ વંશના પંદર રાજાઓ સિંહાસનારૂઢ થયા હતા અને ત્યાર પછી જ્યાં મયૂર વંશવાળાઓએ પોતાની સત્તા સ્થાપી હતી; મયૂર વંશના છેલ્લા રાજા પાળને આજથી બે હજાર વર્ષ પર ઉજ્જયિનીના પરદુ:ખભંજન મહારાજાધિરાજ વિક્રમાદિત્યે રણક્ષેત્રમાં પરાજિત કરીને જે દિલ્લીને પોતાના કબજામાં લીધી હતી; અને તેની પછી તોમર વંશના દિલૂ અથવા દિલીપ

નામક રાજાએ લગભગ અઢાર ઓગણીસસો વર્ષ પહેલાં જેને પોતાની રાજનગરી બનાવી હતી અને તેથી જ જેનું નામ દિલ્લી અથવા દેહલી પડેલું હતું, તે; ત્યાર પછી જે દિલ્લી સાત આઠસો વર્ષ સુધી ઉજ્જડ પડી રહી હતી અને તોમર વંશના લોકો કોઈ કોઈ વાર ત્યાં પોતાનો અધિકાર ચલાવતા હતા; ત્યાર પછી તેમની પાસેથી જે દિલ્લીને ચૌહાણ વંશના પ્રસિદ્ધ રાજા વિશાળદેવે* છીનવી લઇને પોતાનું રાજનગર બનાવ્યું હતું અને પાછળથી આર્યવંશના અંતિમ રાજા પૃથ્વીરાજની રાજધાની થવા પામી હતી, તે જ દિલ્લી—આર્યોના પ્રાચીન ગૌરવની ભૂમિ દિલ્લી—માં આજે મોટા મહોત્સવનો ઉત્સાહ દૃષ્ટિગોચર થાય છે.

અંતે જે દિલ્લીને ક્રૂર શહાબુદ્દીન મહમ્મદ ગોરીએ છળકપટથી પૃથ્વીરાજ ચોહાણના હસ્તમાંથી છીનવી (ઇ. સ. ૧૧૯૩) પોતાના અધિકારમાં લાવીને તેનો અધિકાર પોતાના ગુલામ-કુતબુદ્દીન †ઐબકને આપવાથી જે ગુલામ બાદશાહોની ગુલામગીરીમાં આવી પડી હતી, અને તે સમયથી જે દિલ્લી રાજરાજેશ્વરોની વિહાર-ભૂમિ થઈ પડી હતી, તે જ દિલ્લીમાં આજે આનંદના સમુદ્રમાં હર્ષના તરંગોને ઉદ્ભવતા આપણે નેત્રોથી નિહાળી અને અનુભવથી જાણી શકીએ છીએ.

હવે એ ધામધૂમ અને મહોત્સવ શાનાં છે, તે આપણે જોઇએ.

ઇ. સ. ૧૨૦૬ ના ઑક્ટોબર માસમાં જ્યારે શહાબુદ્દીન માર્યો ગયો અને તેનો ભત્રીજો મહમ્મદ ગોરી ગજનીના તખ્તપર બેઠો—કે જેની બહેન હમીદાની શાદી કુતબુદ્દીન‡ સાથે પહેલાંથી જ થઈ ચૂકી હતી ત્યારે તેણે શાહી ખિલત અને ખિતાબ પોતાના બનેવી કુતબુદ્દીનને મોકલી આપ્યાં. ત્યારથી એ કુતબુદ્દીન ઐબક હિંદુસ્તાનનો સ્વતંત્ર અને પહેલો બાદશાહ થયો. માત્ર ચાર વર્ષ અને થોડાક મહિના રાજ્ય કરીને જ્યારે ઍંસી વર્ષની વયે ગેડી દડાની રમત કરતાં ઘોડાપરથી પડીને તે મરી ગયો, ત્યારે તેનો હમીદાની કુક્ષાથી ઉત્પન્ન થયેલો પુત્ર આરામશાહ દિલ્લીના તખ્તનો માલેક થયો.

---

* એ વિશાલદેવ અથવા વીસલદેવનું નામ ફીરોજશાહના મીનારાપર જે શિલાલેખ છે, તેમાં (ખોદેલું) છે.

† તુર્કી ભાષામાં જે મનુષ્યના હાથની ટચલી (કનિષ્ઠિકા) આંગળી ટૂટેલી હોય, તેને "ઐબક" કહે છે.

‡ કોઇ એક ધનાઢ્ય ગૃહસ્થે કુતબુદ્દીન ઐબકને તેની બાલ્યાવસ્થામાં નઇશાપુરમાંથી ગુલામ તરીકે ખરીદી લીધો હતો અને તેણે જ તેને અરબી તથા ફારસી ભણાવીને હુશિયાર કર્યો હતો. એ માલેકના મરણ પછી કુતબુદ્દીનને એક સોદાગરે વેચાતો લીધો અને તે ગુલામને શહાબુદ્દીનને ભેટ તરીકે આપી દીધો. શહાબુદ્દીનની એ ગુલામપર એટલી બધી કૃપા થઈ કે, રહેતાં રહેતાં તે ભારતવર્ષનો ભવ્ય ભૂપાલ (બાદશાહ) બની ગયો. પરમાત્માના મહિમાનો કોઈ પાર પામી નથી શકતું. જે કુતબુદ્દીન બાલ્યાવસ્થામાં નઇશાપુરના સોદાગરોની ગુલામી કરતો હતો, તે જ કુતબુદ્દીન વૃદ્ધાવસ્થામાં હિંદુસ્તાનનો બાદશાહ થઇને મુઓ અને આ દેશમાં મુસલમાનોના રાજ્યનું મૂળ જમાવનારનું પદ મેળવી શક્યો! કેટલો બધો વિચિત્ર પ્રકાર! એ જ પરમેશ્વરની અકલ લીલા અને એ જ અગાધ મહિમા!!

કુતબુદ્દીનના જનાનખાનામાં ( અંતઃપુરમાં ) જોકે લૌંડીઓ (સ્ત્રીઓ) તો ઘણીએ હતી; પણ ધર્મરીતિથી વિવાહ કરેલી તો માત્ર મહમ્મદ ગોરીની હમશીરા [બહેન] હમીદા જ હતી. હમીદાને બે સંતાનો થયેલાં હતાં. એક પુત્ર અને એક પુત્રી. પુત્ર તે એ જ આરામશાહ કે જે કુતબુદ્દીનના મરણ પછી તખ્તનશીન થયો હતો અને તેની પુત્રી કુસીદાનો વિવાહસંબંધ કુતબુદ્દીનના એક ગુલામ શમ્સુદ્દીન અલ્તિમશ સાથે કરી આપવામાં આવ્યો હતો.

કુતબુદ્દીન ઐબકે શમ્સુદ્દીન અલ્તિમશને એક સમયે એક હજાર રૂપિયાની કીંમતે વેચાતો લીધો હતો અને તેને અરબી ફારસી ભણાવીને ઘણા જ પ્રેમથી પોતાની પાસે રાખેલો હતો. તેમ જ પોતાની પુત્રી કુસીદાનો વિવાહસંબંધ પણ તેની સાથે જ કરી આપ્યો હતો. કારણ કે, કુતબુદ્દીન પોતે પણ ગુલામ હતો અને તેથી ગુલામોની કદ્ર સારી રીતે જાણતો હતો. કુતબુદ્દીનના મરણ પછી જ્યારે તેનો પુત્ર આરામશાહ ગાદીએ આવ્યો, તે સમયે શમ્સુદ્દીન અલ્તિમશ બિહારનો સૂબેદાર હતો. કુતબુદ્દીનના મરવાની ખબર સાંભળી તત્કાળ તે દિલ્લી ચાલ્યો આવ્યો અને પોતાનો મોકો શોધવા લાગ્યો. બિચારો આરામશાહ ભાગ્યે જ એક વર્ષ પર્યન્ત રાજ્ય કરવા પામ્યો કે તેટલામાં તો તેની પાસેથી તખ્ત છીનવી અને બાદશાહી તાજ પોતાના માથાપર રાખીને ( ઇ૦ સ૦ ૧૨૧૧ ) તે પોતે દિલ્લીનો બાદશાહ બની બેઠો; અને ત્યાર પછી તે જાલિમ બનેવીએ પોતાના સાળાને કોઈ તરકીબથી મરાવી નાખીને પોતાના માર્ગને નિષ્કંટક બનાવી દીધો.

શમ્સુદ્દીન અલ્તિમશે દિલ્લીના તખ્તપર બેસીને રાજ્યકાર્ય ઘણી જ દક્ષતાથી ચલાવ્યું. ઘણાક દેશોને પોતાની શહનશાહતમાં મેળવી દીધા, પોતાનો દબદબો સારો જમાવ્યો અને લગભગ પચ્ચીસથી છવ્વીસ વર્ષ સુધી આનંદ સહિત રાજ્ય કર્યું.*

એની બેગમ કુસીદાને ચાર સંતાનો થયાં હતાં. ત્રણ પુત્રો અને એક પુત્રી. ત્રણ પુત્રોનાં અનુક્રમે નામો આ પ્રમાણે હતાં;--રુકનુદ્દીન ફીરોજશાહ, મુઇજ્જુદ્દીન બહરામ, અને નાસિરુદ્દીન મહમૂદ અને પુત્રીનું નામ રજીયા કે જે આ નવલકથાની પ્રધાન નાયિકા છે અને તેની જ તખ્તનશીનીનો મહોત્સવ આજે દિલ્હીમાં અપૂર્વ શોભાનું દર્શન કરાવી રહ્યો છે!!! એ જ કારણથી આજે દિલ્હીમાં આનંદનો અધિકાર સર્વત્ર પ્રસરી ગયો છે.

ઈ. સ. ૧૨૩૬ના માર્ચ માસમાં મુલતાનમાં શમ્સુદ્દીન અલ્તિમશ જ્યારે પરલોકવાસી થયો, ત્યારે તેના મરણસમાચાર મળતાં જ તેનો મોટો પુત્ર રુકનુદ્દીન ફીરોજશાહ દિલ્લીના તખ્તપર બેસી ગયો. પરંતુ તે ઘણો જ દુરાચારી હતો. તેનો બધો સમય રાંડો અને ભડવાઓની સોહબતમાં, દારૂ પીવામાં અને ખેલ તમાશા જોવામાં જ વીતી જતો હતો. અર્થાત્ રાજ્યકાર્યનો ભાર તેણે બધો પોતાની બહેન કુસીદાને શિરે જ નાખી દીધો હતો. પરંતુ કુસીદા પોતે બહુ જ ક્રૂર સ્વભાવની સ્રી હતી

---

* એના જ સમયમાં તાતારી મુગલોના સરદાર ચંગેજખાંએ સિંધુ પારના દેશોમાં પ્રલયકાળ સમાન કલહ પ્રસાર્યો હતો.

અને રાજ્યકાર્યમાં પ્રવીણ નહોતી. એનું પરિણામ એ આવ્યું કે, ધીમે ધીમે ખજાનો ખાલી થવા માંડ્યો. રઝીયા પોતાના પિતા પાસે હતી અને તેના મરણ પછી તે એક મોટી ફોજ સાથે દિલ્હી આવવા નીકળી હતી. તેણે જાસુસોને મોકલીને પોતાની માતા અને ભાઈઓના સઘળા સમાચાર જાણી લીધા અને શાહી દરબારના કેટલાક મોટા મોટા સરદારોને પોતાના પક્ષમાં મેળવી મોટી દિલેરી અને બહાદુરીથી દિલ્હીપર ચઢાઈ કરી, અને સાત મહિનાથી બાદશાહી ભોગવતા પોતાના ભાઈ રુકનુદ્દીનને પદભ્રષ્ટ કરીને પોતે મુલ્કની મલેકા બની.

આજે ઈ. સ. ૧૨૩૬ના નવેંબર માસની ત્રીજી તારીખનો સંધ્યાકાળ છે. ગઈ કાલે રઝીયા પોતાના મોટા ભાઈને પદભ્રષ્ટ કરીને સુલ્તાના બની ચૂકી છે અને આજ તેનો બીજો દિવસ છે. અર્થાત્ આજે તાજપોશી (મુકુટધારણ) નો પ્રથમ દિવસ છે. એની જ આનંદછાયા સમગ્ર નગરમાં પ્રસરી રહી છે.

મનોમોહિની દેહલી નગરીમાં ચતુર્દિશાએ આજે આનંદનો વિસ્તાર વ્યાપી ગયો છે, ગૃહોની કૃત્રિમ શોભાનો પાર નથી; પ્રત્યેક ગલી, માર્ગ, બજાર અને રાજમાર્ગને સાફ કરીને તેમને જળને બદલે ગુલાબજળથી તર કરેલાં છે. નગરનાં ન્હાનાંથી મોટાં સર્વ સ્ત્રીપુરુષો આનંદથી વસ્ત્રાલંકાર ધારીને અહીં તહીં ફરતાં જોવામાં આવે છે. આખા શહેરમાં એવું એક પણ ઘર નથી કે, જે રંગેલું, સજાવેલું અને શણગારેલું ન હોય, અને જેનાં દ્વારપર કદલીસ્તંભ, આમ્રપત્ર અને નોબતનો ગગડાટ સંભળાતો ન હોય. સમસ્ત નગરમાં દીપાવલી (દીવાળી) ને લજાવનારી રોશનીનાં દર્શન થાય છે; બજાર અને દુકાનો ખૂબ સજાવેલી છે અને સાધારણ જનો ચાલતા અને અમીર ઉમરાવો હાથી, ઘોડા, રથ, પાલખી અને તામજામ (મ્યાના) માં બેસીને અહીં તહીં ફરતા દેખાય છે. મોટા અમીરોનાં મકાનમાં અને રાજમાર્ગોમાં જ્યાં ત્યાં નાચ, તમાશા અને જાત જાતના બીજા ખેલો થઈ રહ્યા છે અને લોકોની ઠઠ્ઠનો તો શુમાર જ નથી. એમ છતાં પણ કાંઈ ગુલમાલ જેવું દેખાતું નથી. સંત્રીઓ નાગી તલ્વારોને લઇને ઘણી જ સાવધાનીથી ફર્યા કરે છે અને તેઓ દંગો ફસાદ થવા નથી દેતા.

એ તો નગરનું નિરીક્ષણ થયું. પણ હવે બીજી દિશામાં નેત્રોને નમાવો અને નિહાળો કે, રાજમહાલયે પણ આજ કેવી શોભા ધારણ કરેલી છે! આજે અસંખ્ય દીપમાળાઓથી શાહી કોટ ઝગમગી રહ્યો છે; પ્રકાશની એટલી બધી તો વિપુલતા છે કે, ત્યાં જનારા લોકોને દિવસનો ભ્રમ થઈ જાય છે અને રાજલક્ષ્મીની અલૌકિક પ્રભા ક્રીડા કરતી પ્રત્યક્ષ સર્વના જોવામાં આવે છે. આજે શાહી કિલ્લાના સિંહદ્વારો સર્વસાધારણ જનસમાજના ગમનાગમન અને રાજસભાની સમીક્ષામાટે ખુલ્લાં રાખવામાં આવ્યાં છે; ત્યાં નાગી તલવારોને ખેંચીને સંત્રીઓ હારબંધ ઊભા છે અને પોતાની ફરજ બજાવે જાય છે. કિલ્લાના બુર્જોપર તોપો ચઢાવેલી છે અને થોડી થોડી વારે રઝીયા બેગમની તાજપોશી (મુકુટધારણ)ની પોતાની સિંહ સમાન ગર્જનાથી બધાને સૂચના આપતી રહે છે.

મહાન્ આલીશાન દાલાનમાં "દર્બારે આમ"ની વ્યવસ્થા કરવામાં આવી છે; અને તેને જોતાં જ આપણા મનમાં એવો પ્રશ્ન ઉદ્ભવે છે કે, "આટલી બધી દોલત

અને જરજવાહિરાત કારૂનના ખજાનામાં પણ હશે કે નહિ?" સેંકડો સોના ચાંદીનાં અને જડાઉ ઝાડો લટકી રહ્યાં છે અને તેમાં બિલ્લૂરી ફાનૂસ અને હાંડીઓમાં કર્પૂરી બત્તીઓ બળતી જોવામાં આવે છે. મહા મૂલ્યવાન્ ગાલીચા જમીનપર પાથરેલા છે અને તેપર દર્બારને છેડે એક સોનાના બાજઠપર જડાઉ સિંહાસન (તખ્ત) ગોઠવેલું છે અને બાદશાહો પ્રમાણે કબા (ઝબ્બો) અને તાજ પહેરીને સુલ્તાના રજીયા બેગમ તે સિંહાસનપર પુરુષોચિત છટાથી વિરાજમાન થયેલી છે. તેની પાછળ સુંદરતાના ભંડારરૂપ પાંચસો બાંદીઓ હાથમાં નાગી તલવારો લઇને ઉભી રહેલી છે અને પોતાની ચમકદમકથી જોનારાઓની આંખોને મોહાંધ બનાવે જાય છે. તખ્તની બન્ને બાજૂએ સુલ્તાનાની બે ખાસ સાહેલીઓ જર્દોજી પોશાકમાં સજ્જ થઈ અને જવાહિરાતથી ભરચક બની નાગી તલવારો લઇને કુર્સીઓપર બેઠેલી છે. સિંહદ્વારપર શરણાઇઓ વાગી રહી છે. મોટા મોટા રાજકર્મચારી પુરુષો દરબારમાં પોતપોતાની પદમર્યાદા અનુસાર ઉચિત સ્થાનોમાં ઉભેલા છે તથા અમીર, ઉમરા અને સર્વસાધારણ જનસમાજ આવી આવીને શાહી આદાબ (વંદન આદિ) બજાવીને સુલ્તાનાને મુબારકબાદ આપતા આપણી નજરે પડે છે.

સુલ્તાના બધાની સલામતી લેતી, કુશળસમાચાર પૂછતી, ભેટ સોગાદોને કબૂલ કરતી, બધાંને પોતાના હાથે અત્તર, એલચી અને પાન આપતી અને સર્વસંગે મિષ્ટ મધુર સંભાષણ કરતી પોતાની મધુર જિવ્હાથી એવાં વચનો ઉચ્ચારે છે કે, "સાહબો! આ તખ્ત અથવા સલ્તનતની મજબૂતીનો આધાર આપ લોકોની મેહરબાની ઉપર જ રહેલો છે."

તે દિવસનો મહોત્સવ બહુ જ દક્ષતાથી પૂરો થયો. બીજે દિવસે ત્રીજા પ્રહરના સમયે સુલ્તાનાની સ્વારી મોટી ધામધૂમથી નગરમાં ફરવા નીકળી. એ તેની શોભાની કલ્પના કેવળ તે જ કરી શકે કે, એવો પ્રસંગ જેમણે એક વાર પણ દૃષ્ટિએ જોયો હોય! ત્રીજે દિવસે નૃત્યગાનનો વિલાસ થયો અને નગરના જેટલા કત્થકો (નાચનારાઓની એક જાતિ), નર્તકીઓ, ભાંડ, ભક્તો અને બીજા પણ કેટલાક એ ધંધાના કરનારાઓએ એ દિવસે પોતાના ગુણોનું દિગ્દર્શન કરાવ્યું અને તેમને તેમની યોગ્યતાનુરૂપ ઇનામો પણ મળ્યાં. એ પ્રમાણે પંદર દિવસ પર્યન્ત નવા નવા જલસા અને તમાશા થતા રહ્યા; પણ તે સર્વનું વર્ણન થવું અશક્ય હોવાથી અમે માત્ર તેવા એક જ તમાશાનું વર્ણન બીજા પ્રકરણમાં આપીશું, કે જેનો આ નવલકથાના પ્રસંગ સાથે સંબંધ રહેલો છે. વાંચકોને એ પ્રકરણના વાંચનથી કેટલેક અંશે રજીયાના સ્વતંત્ર અને પુરુષોચિત હૃદયનો પરિચય અવશ્ય થશે અને એ પણ સમજવામાં આવશે કે, મુસલમાનોમાં પર્દાની ચાલે જે આટલું બધું પ્રાબલ્ય મેળવ્યું છે; તેથી રજીયા તેટલું જ વિરુદ્ધ વર્ત્તન રાખતી હતી.

---

## પ્રકરણ ૨ જું

### તરુણ મહલ

"કોઈ દિલ; બરપા હુવા ચાહતા હય,
ખુદા જાને અબ ક્યા હુવા ચાહતા હય;
ખબર હય તુમ્હે ક્યા હુવા ચાહતા હય ?
તમામ આજ કિસ્સા હુવા ચાહતા હય."

મુશ્તરી

કિલ્લાની અંદર "જમુર્રદ મહલ" ની સામે મોટા, લાંબા અને પહોળા મેદાનમાં પશુયુદ્ધ અને મલ્લક્રીડાને માટે ઘણી જ સોહામણી રંગભૂમિ બનાવેલી છે. એક તરફ તો "જમુર્રદ મહલ"ની બારાદરી સારી રીતે સજાવેલી છે અને બાકીની ત્રણે બાજૂઓને ઘેરીને એક વિશાળ મેદાન તૈયાર કરેલું છે અને ત્યાં મોટા મોટા થાંભલા દાટીને તેનાપર બાંબૂઓની છત બનાવીને લોકોના બેસવામાટે સુન્દર સ્થાન બનાવેલું છે. તેમાં ત્રણ વિભાગો પાડેલા છે. એક પ્રતિષ્ઠિત પુરુષોમાટે, બીજો સાધારણ જનસમાજમાટે અને ત્રીજો સ્ત્રીઓમાટે રોકવામાં આવ્યો છે. પરંતુ સ્ત્રીઓને બેસવાના સ્થાનમાં પડદા નથી લગાડવામાં આવ્યા; કારણ કે બેગમસાહબા પોતે પર્દાની પાબન્દ (પડદાપ્રણાલીની ગુલામ) નથી.

રંગભૂમિને ધ્વજા, પતાકા, તોરણ, પુષ્પપત્ર અને વૃક્ષદીપકોવડે એવા તો સૌંદર્યથી સજાવેલી છે કે, તેને દૃષ્ટિએ જોનાર જન આર્યાવર્તના અતુલ ધનભંડારની કલ્પના કોઈ કાળે પણ કરી નથી શકતો. નીચે અખાડાની જમીન કમર કમર સુધી માટી ખોદીને એવી તો નરમ બનાવેલી છે કે, મનુષ્ય જો ત્યાં સો હાથ ઉંચાઇથી પણ પડે, તો પણ તેને જર્બ ન લાગે.

મેદાનની ત્રણ બાજૂએ ઘોડેસ્વારોની હારોની હારો ઉભેલી છે અને રંગભૂમિના પ્રવેશદ્વારપર બે મોટા મોટા પાંજરામાં, ભયાનક સિંહ અને એક અતિશય પુષ્ટ અને બળવાન્ જાડો પાડો, બંધ કરેલા પ્રેક્ષકોના જોવામાં આવે છે.

ધીમે ધીમે પ્રેક્ષકોની ભીડ વધતી જાય છે અને પ્રબન્ધ કરવાવાળા તે સઘળાને તેમની યોગ્યતા પ્રમાણેનાં સ્થાને ધૈર્યથી બેસાડતા જાય છે. પ્રેક્ષકોમાંની જે સ્ત્રીઓ બેગમ સાહબા પ્રમાણે જ પડદાને પાળનારી નહોતી, તેમને બેસાડવાને અને તેમનો આદાર સત્કાર કરવાને તાતારી બાંદીઓની વ્યવસ્થા કરવામાં આવી હતી અને તે આવતી અબળાઓને તેમના ઉચિત સ્થળે બેસાડીને પોતાનું પ્રબંધકર્તવ્ય બજાવતી જતી હતી.

પ્રહર દિવસ થતાં તો સમગ્ર રંગભૂમિ પ્રેક્ષકોથી ઉભરાઈ જવા માંડી અને તે વેળાએ રંગભૂમિના દ્વાર પર ઘણી જ સુરીલી શરણાઇઓ વાગવા માંડી. કિલ્લાના બુર્જપરથી તોપોના ગોળા પણ છૂટયા. એ ગોળાના ભયંકર અવાજથી બેગમ સાહબાના આગમનની સૂચના કરવામાં આવતી હતી; એ સુજ્ઞ વાંચકોને પુનઃ પુનઃ સમજાવવું જોઇએ તેમ નથી.

અડધા કલાકમાં જ "જમુર્રદ" મહલની બારાદરીમાં આવીને રઝીયા બેગમ જડાઉ તખ્તપર બેસી ગઈ અને તેની આસપાસ મખમલની જડેલી કુર્સીઓપર તેની

બે સાહેલીઓ બેઠી. તેમ જ સેંકડો ખુબસુરત બાંદીઓ નાગી તલવારો લઇને બેગમ સાહબાની પાછળ આવીને ઉભી રહી. આજે બેગમ અને તેની બાંદીઓ જનાના પોશાકમાં હતી અને તેમના ત્યાં બેસવાથી પરિસ્તાન (સ્વર્ગ) નો દેખાવ બની રહ્યો હતો, એમ કહીશું તો તેમાં લેશ માત્ર પણુ અતિશયોક્તિ કરી કહેવાશે નહિ.

બેગમ સાહબાના આવતાં જ સર્વ સ્ત્રી પુરુષોએ પોત પોતાના સ્થાનપરથી ઉઠીને શાહાનઃ સલામ (રાજવંદના) કરી અને બેગમ સાહબાની આજ્ઞા થઈ ત્યારે જ તેઓ પાછાં બેઠાં. ત્યાં લગભગ પચાસેક હજાર મનુષ્યો એકઠાં થયેલાં હશે; પરંતુ ત્યાંના પ્રબન્ધની એવી તો મહત્તા હતી કે, જો ત્યાં એક સૂઈ પડે તો તેનો શબ્દ પણુ સાંભળવામાં આવતો હતો અને એવું કોઇનામાં પણુ સામર્થ્ય હતું નહિ કે, કોઈ પણુ પુરુષ કોઈ પણુ સ્ત્રીને કામદૃષ્ટિથી નિહાળી શકે અથવા હાસ્ય વિનોદ કરી શકે.

હવે શરણાઇને બદલે નગારાં વાગવા લાગ્યાં અને અખાડાના ઘેરેલા અને શૂન્ય મેદાનમાં એક મોટા હૃષ્ટ પુષ્ટ બળવાન્ જાડા પાડાને છોડવામાં આવ્યો. પાંજરામાંથી છૂટતાં જ તે રંગભૂમિને રોળતો, રેંકતો, ઉછળતો, કૂદતો અને અણીયાળાં શીંગડાંને નમાવતો અહીં તહીં દોડવા અને ફરવા લાગ્યો. જનસમાજમાં પ્રબળ શાન્તિ અને મૌન્યનું સામ્રાજ્ય પ્રસરેલું હતું. માત્ર ડકનો કર્કશ ધ્વનિ આકાશ અને પાતાળને એક કરી રહ્યો હતો. જોનારાઓની નજર તો તે કાળ જેવા ભયાનક પાડામાં જ ચોંટી રહી હતી. એટલામાં કેટલાક દિવસના ભૂખ્યા એક સિંહને પાંજરામાંથી છોડવામાં આવ્યો અને છૂટતાં જ તેણે ગર્જના સહિત ઘણા જ બળથી તે પાડાપર હલ્લો કર્યો. પાડાએ પોતાના અણીદાર શીંગડાપર સિંહને ઉપાડીને જોતજોતામાં તેને જમીનપર પટકી પાડ્યો અને શીંગડાથી તેના પેટને ફાડી નાખ્યું. થોડીવાર સુધી સિંહ તડપ્યો અને અંતે તેના પ્રાણ પ્રયાણ કરી ગયા. મજૂરો તેની લાશને રંગભૂમિમાંથી ઉપાડી ગયા.

જ્યાંસુધી સિંહ તડપડતો હતો, ત્યાંસુધી પાડો તેની પાસે ઊભો ઉભો તેને જોયા કરતો હતો. પણુ જ્યારે ભાલાવાળા પચાસેક મજૂરો પાસે આવી પહોંચ્યા કે ત્વરિત જ પાડો પોતાના પાંજરામાં ચાલ્યો ગયો અને તે મજૂરોના જવા પછી તે પાછો રંગભૂમિપર આવીને ઉપદ્રવ મચાવવા લાગ્યો. લગભગ અડધા કલાક સુધી એ ખૂની પાડાએ ઘણો જ ઉત્પાત મચાવ્યો અને તે એટલે સુધી કે જોનારાઓને પણુ તેથી ત્રાસ થવા લાગ્યો. બેગમ સાહબાનો ઇશારો થતાં જ નગારાં વગાડવાનું બંધ કરવામાં આવ્યું અને શાન્તિ થતાં જ સુલ્તાનાની એક ખવાસિને (દાસીએ) ઉભાં થઇને આ પ્રમાણે કહ્યું:—

"શું આ જનસભામાં એવો એક પણુ જવાંમર્દ છે કે, જે આ બળવાન્ પાડા સાથે લડી શકે અને સુલ્તાના બેગમ સાહબા પાસેથી મોઢે માગ્યું ઇનામ મેળવી શકે?"

બેગમ સાહબાની ઇચ્છાનુસાર ઉચ્ચારેલા દાસીના એ શબ્દોએ પ્રેક્ષકોના મનમાં એક પ્રકારની ચિંતાની જ્વાળા પ્રકટાવી દીધી. થોડીકવાર તો રંગભૂમિમાં ભયંકર માન્ય પ્રસરી રહ્યું. કોઈપણુ જવાંમર્દ તે પાડાસાથે લડવાને આગળ ન આવ્યો. એવો પ્રકાર જોઇને પાછી તે બાંદી ઉભી થઈ અને પોતાના મધુર મનોહર સુસ્વર કંઠે પ્રેક્ષકોને સંબોધીને ગંભીરતાથી કહેવા લાગી કે:—

"તો શું આ બાદશાહી જલસામાં બધા નામર્દો જ ભેગા થયેલા છે અને મર્દુમી (પુરુષત્વ) નો દાવો રાખનાર એક પણ મર્દ અહીં હાજર નથી? સુલ્તાના હવે આ આખરી હુકમ આપે છે કે, જો કોઈ પણ પુરુષ આ પાડાસાથે લડવાને તૈયાર હોય તો તે સત્વર મેદાનમાં આવી ઉભો રહે. નહિ તો આજનો આ તમાશો પૂરો કરવામાં આવશે. માત્ર ત્રીસ પળની જ વેળા આપવામાં આવે છે; એટલા સમયમાં જો કોઈ નરપુંગવ આગળ ન આવ્યો, તો આ તમાશો ખતમ કરવામાં આવશે. પરંતુ જો કોઈ નરરત્ન લડીને આ પાડાને મારી નાખશે, તો તેને પાંચસો દીનાર ભેટ તરીકે આપવામાં આવશે."

બાંદીના એ ભાષણે પ્રેક્ષકવર્ગમાં એક નવો રંગ ઉપજાવ્યો અને તત્કાળ એક રાક્ષસ સમાન શરીરસમૃદ્ધિવાળો સુંદર યુવક પોતાનાં વસ્ત્રો ઉતારીને માત્ર ચડ્ડી સાથે હાથમાં એક લાંબો છરો લઇને રંગભૂમિના મધ્ય ભાગમાં આવી ઉભો રહ્યો. તેને મહાન્ પરિશ્રમથી શાન્ત કરવામાં આવ્યો અને સુલ્તાનાનો ઇશારો થતાં પાછા ડફ વાગવા લાગ્યા.

તે વીરના રંગભૂમિમાં આવતાં જ સમસ્ત પ્રેક્ષકોની દૃષ્ટિ તેમાં જ લાગી રહી અને સર્વ સ્ત્રી પુરુષો પોતપોતામાં તેની સુન્દરતામાટે દયા દર્શાવવા અને થોડી જ પળોમાં થનારા તેના અકાળ મૃત્યુમાટે અશ્રુ વર્ષાવવા લાગ્યાં. રંગભૂમિમાં આવતાં જ તે વીર યુવકે પ્રથમ શિર ઉંચું કરીને બેગમ સાહબા સમક્ષ નમાવ્યું અને ત્યારપછી પાડા સાથેના યુદ્ધનો આરંભ કર્યો.

આ ઘટનાના લેખનમાં જેટલો વિલંબ લાગ્યો છે, તેટલો વિલંબ તે ઘટનાના થવામાં નહોતો લાગ્યો. નેત્રના એક પલકારામાં જ એ કાર્યની સમાપ્તિ થઈ હતી. કારણ કે, તે વીરના રંગભૂમિમાં આવતાં જ પાડાએ તેના પર હલ્લો કર્યો; પરંતુ તે વીર યુવકે તે ક્ષણે એટલી બધી ચપળતા વાપરી કે, સુલ્તાનાને નમીને સલામ પણ કરી અને પાડાના આક્રમણને પણ અટકાવ્યું. ત્યાર પછી તે "નરપશુયુદ્ધ" નો આરંભ થયો. જ્યાંસુધી એ ઉભય લડવામાં પ્રવૃત્ત છે, ત્યાં સુધી આપણે એક બીજા વૃત્તાંતના લખવામાં પ્રવૃત્ત થઇશું.

રઝીયાના તખ્તની આજૂબાજૂ બે અત્યંત સુન્દર ષોડષવર્ષીય બાળાઓ કુર્સીઓ પર બેઠી હતી. તેમના પ્રત્યેક અંગમાં મદન અને યૌવનની પ્રફુલ્લતા પોતાનો અપૂર્વ રંગ દર્શાવી રહી હતી. એ બેમાંથી જે બેગમની જમણી બાજૂએ બેઠેલી હતી, તે શાહી દર્બારના એક અમીરુલ્ઉમરાની પુત્રી હતી અને બીજી એક સરદારની સુતા હતી. જમણી બાજૂવાળીનું નામ સોસન અને ડાબી બાજૂએ બેઠેલીનું અભિધાન ગુલ્શન હતું. એ બન્ને રઝીયાની ઘણી જ માનીતી સાહેલીઓ હતી. તેમજ બન્ને ભણેલી ગણેલી, સીવણ ભરતમાં હુશિયાર અને કુમારિકાઓ હતી.

જ્યારે રંગભૂમિમાં આવીને એ યુવક વીર મદોન્મત્ત પાડાસાથે લડવા લાગ્યો, તે વેળા સર્વ પ્રેક્ષકો આશ્ચર્યચકિત દૃષ્ટિથી તે દૃશ્યને જોવા લાગ્યાં. પરંતુ સોસનના ચિત્તનો ભાવ તે સઘળા ભાવો કરતાં કાંઇક ભિન્ન પ્રકારનો અને વિલક્ષણ હતો. તે અત્યંત ઉત્સાહ ભરેલી દૃષ્ટિથી અને એકતાનતાથી તે વીર નરને નખશિખ નિહાળી રહી હતી

અને મનમાં ને મનમાં તે યુવકની પ્રેમોપાસક બનતી જતી હતી. ગુલ્શનના મનનો ભાવ સાધારણ હતો, પરંતુ રજીયાના મનનો ભાવ કેવો હલાહલથી ભરેલો ભયંકર હતો, તે વિશે પાછળથી લખાશે.

"કેમ સોસન! આ તો કોઈ અપૂર્વ પુરુષ દેખાય છે!" રજીયાએ ઘણા જ સ્નેહના ભાવથી કહ્યું.

"બેશક હુજૂર! આવો જવાંમર્દ અને ખુબસૂરત જવાન બીજો કોઈ આજ સુધીમાં મારા જોવામાં નથી આવ્યો. ખુદાની કુદરતનો પાર નથી. માશા અલ્લાહ! આ મર્દ બચ્ચામાં તો પરવરદિગારે ખુબસૂરતી અને જવાંમર્દી જાણે ઠૂંસી ઠૂંસીને ન ભરી દીધી હોય! તેવો જ ભાસ થાય છે!" સોસને તેવા જ પ્રેમના ભાવથી કહ્યું.

"ઉફ્! ઇન્સાન પણ આવા એક ખૂની હયવાનનો મુકાબલો આવી ચાલાકીથી કરી શકે છે, એનો તો મને કોઈ દિવસે ખાબમાં પણ ખિયાલ નહોતો આવ્યો!" ગુલ્શન બોલી.

"બેશક, એ સ્વરૂપસુન્દર નવયૌવન પુરુષરત્ન કદ્ર કરવાને યોગ્ય છે!" રજીયાએ કહ્યું.

"જી હા, હુજૂર! એ બહાદરની જેટલી કદ્ર કરો તેટલી થોડી જ છે. પણ એ છે કોણ?" સોસને પૂછ્યું.

"હા; ઠીક યાદ કર્યું; એ વિશે પૂછવું જોઇએ. પણ હમણાં નહિ, ખેલ પૂરો થયા પછી પૂછીશું." રજીયાએ જવાબ આપ્યો.

'મારા ધારવા પ્રમાણે તમાશો પૂરો થતાં જ્યારે એ યુવાન્ યોદ્ધો ઇનામ લેવાને હુજૂરની ખિદમતમાં હાજર થશે, તે વખતે એ સવાલ પૂછવાનો સારો મોકો મળશે." ગુલ્શને વચમાં ટાપસી પૂરી.

ગુલ્શનની એ તુચ્છ વાર્તા જો કે સોસનના હૃદયમાં ઘણી જ ખૂંચી અને તેણે એકવાર રજીયા તથા ગુલ્શન તરફ વક્ર દૃષ્ટિથી જોયું પણ ખરું; પણ તે બન્ને તમાશો જોવામાં લીન થયેલી હતી. રજીયાનાં નેત્રોમાંથી એક વિચિત્ર પ્રકારની જ્યોતિ નીકળતી જોવામાં આવતી હતી અને ગુલ્શનનાં નયનોમાંથી આશ્ચર્યનો પ્રકાશ જ બહાર પડતો દેખાતો હતો.

એટલામાં ચારે તરફથી પ્રેક્ષકમંડળમાં મહાભારત કોલાહલ જાગી ઉઠયો અને 'વાહ વાહ"ના ગગનભેદક ધ્વનિએ કર્ણોને બધિર બનાવવા માંડ્યાં. કારણ કે, તે તરુણ વીરે પોતે પછાડ ખાધા વિના જ તે જંગલી પાડાને અખાડામાં પછાડીને તેના પેટમાં છરો ભોંકી દીધો હતો અને તેથી તે ક્રૂર પ્રાણી હાથ પગ અફાળતો જહન્નમમાં જવાની તૈયારીમાં પડેલો જોવામાં આવતો હતો. એ લડાઈમાં પા કલાકથી વધારે વખત ગયો નહોતો. વીર યુવકે અક્ષત શરીરથી તે ભયંકર પશુને મારીને અક્ષય કીર્તિ મેળવી. પુનઃ સુલ્તાનાનો ઈશારો થતાં જ ક્ષણના છઠ્ઠા ભાગમાં જ પ્રેક્ષકસમૂહમાં શાન્તિ ફેલાઈ ગઈ અને નગારાંનો અવાજ પણ બંધ થયો.

વિજયી તરુણ મલ્લે ચતુર્દિશાએ કૃતજ્ઞતાપૂર્ણ દૃષ્ટિથી નિહાળીને પછી બેગમ સાહબા પ્રતિ નયનો ફેરવ્યાં અને અદબથી સલામ કરી હાથ જોડીને ઉભો રહ્યો. ક્ષણ

બક્ષણુ પછી તેણે મલેકાને નમ્ર વિનતિ કરીને કહ્યું કે "જો જનાબ સુલ્તાના સાહબાની આજ્ઞા હોય, તો કોઈ સિપાહી સંગે તરવારની લડાઈ પણ હું કરી શકું તેમ છે."

તેની આ પ્રાર્થના સાંભળીને રઝીયાએ આગળ જેણે બે વાર તેના હુકમો જાહેર કર્યાં હતા તે લોંડીને કાંઇક કહ્યું અને તેવી જ પુનઃ એકવાર તે બેગમ સાહેબાનો હુકમ સંભળાવવાને ઉભી થઈ:—

"જો કોઈ શખ્સ અહીં તલવાર ખેલવામાં ઉસ્તાદ હોય, તો તે આ જવાંમર્દ સિપાહીનો મુકાબલો કરવાને અખાડામાં આવે. એ લડાઈ માટે બે લાકડાની તલવારો આપવામાં આવશે, કે જેથી કોઇની જાનને જોખમ થવા ન પામે; કારણ કે, હુજૂર બેગમ સાહબાનો એ મનોભાવ છે કે, આજના આનંદ પ્રસંગે કોઇની પણ જાનનું નુકસાન થવું ન જોઇએ. એ યુદ્ધમાં જે ફતેહ મેળવશે, તેને એક હજાર દીનાર આપવામાં આવશે."

સુલ્તાનાની આજ્ઞા સાંભળતાં જ રંગભૂમિના પ્રબન્ધકર્તાએ લાકડાની બે તલવારો લાવીને એક એ વીરના હાથમાં આપી અને બીજી અખાડાની જમીનમાં થોડીક દાટીને ઉભી કરી રાખી. વીર યુવકે પોતાના ખંજરપરથી ખૂન લૂછીને તેને પોતાની કમ્મરમાં ખોસી રાખ્યું અને અહીં તહીં નજર ફેરવતો તે એ ચર્ચા જોવા લાગ્યો કે, "હવે જોઇએ કે, કયો બહાદર તલવાર ખેલવાને સામો આવે છે!" પરન્તુ જ્યારે લગભગ પન્દર પળ જેટલો સમય વીતી ગયો અને કોઈ પણ મર્દ બચ્ચો તેની સામે ન આવ્યો, ત્યારે તે જ બાંદીએ પ્રેક્ષક વર્ગને સંબોધીને આગળ પ્રમાણે જ કેટલાક તિરસ્કાર અને તાનાજોરીના શબ્દો સંભળાવ્યા. તે સાંભળતાં જ એક મોટો તાજો જવાન ચડ્ડી ચઢાવીને અખાડામાં આવી ઉભો અને સુલ્તાનાને સલામ કરીને તલવાર ઉઠાવી પેંતરા બદલવા લાગ્યો.

રંગભૂમિ અને પ્રેક્ષકસમાજમાં શાન્તિનું સબળ સામ્રાજ્ય વ્યાપેલું હતું. સર્વ જનો ચિત્રવત્ સ્થિરતાથી પોતપોતાના સ્થાને બેઠાં બેઠાં કાષ્ઠ તલવારની લડાઇને નિહાળી રહ્યાં હતાં અને બધાનાં ચિત્તો એ વિચિત્ર યુદ્ધમાં એકતાનતાથી પરોવાયલાં હતાં.

એ લડાઇની બાજી પણ આપણા પૂર્ણ પરિચિત તરૂણ મલ્લે જિતી લીધી અને બીજા યોદ્ધાથી કાંઈ પણ બની ન શક્યું. એ લડાઈ લગભગ અડધો કલાક ચાલી અને તેટલા સમયમાં એ યુવકે પેલા બીજા બહાદરને આખો પસીનામાં ગરકાવ કરી નાખ્યો. તેણે ઘણા પેંતરા બદલ્યા, પણ યુવકને હરાવી ન શક્યો. તેથી તે કોપથી આંધળો બની ગયો અને ગભરાટથી એક પછી એક નિશાનો ચૂકતો જ ગયો; પરંતુ આપણા તરૂણ મલ્લના હૃદયમાં ક્રોધ, ગભરાટ, શ્રમ, કે પોતાના બળનો અવિશ્વાસ એમાંનું કશું પણ નહોતું અને તેથી તે બહુ જ સાવધાનતા અને દક્ષતાથી પોતાના પ્રતિસ્પર્ધીને શિકસ્ત આપતો તેના વારને અટકાવતો હતો અને પ્રસંગે પ્રસંગે તેનાં કાંડાં અને પીઠપર પણ વાર કરતો જતો હતો. એમ કરતાં અડધો કલાક વીત્યો અને તે વેળાએ તક સાધીને તેના કાંડાપર તરૂણ મલ્લે એક એવો પ્રહાર કર્યો કે, તેના હાથની નળી તૂટી ગઈ અને તે તળમળીને અખાડામાં ધબ દેતો કે પડી ગયો.

એને જોતાં જ "વાહ વાહ"ની ગર્જના ચારે કોરથી ગાજી ઉઠી. તરૂણ મલ્લે નમીને બેગમ સાહબાને મુજરો કર્યો અને હાથ જોડી નિવેદન કર્યું કે, " જહાંપનાહ

પ૩૮૮



ગુલામને કુસ્તી લડવાનું પણ આવડે છે; જો સુલ્તાના સાહબાની મરજી હોય તો તાબે-દાર કુસ્તી લડવાને પણ તૈયાર છે.

વીર યુવકની એ પ્રાર્થનાને પણ સુલ્તાનાએ મહાન હર્ષથી સ્વીકારી અને પોતાની લોંડી માર્ફત એવી આજ્ઞા પ્રકટ કરી કે, " જો કોઈ પહેલવાન અહીં હાજર હોય તો તે આ જવાંમર્દ સાથે કુસ્તી લડે. એ બાજીમાં જિતનારને પણ એક હજાર અશરફીનું ઇનામ ઇનાયત કરવામાં (આપવામાં) આવશે."

એ આજ્ઞા સાંભળતાં જ એક નહિ પણ એક પછી બીજો એમ કરતાં સોળ પહે-લવાનો અખાડામાં આવ્યા; અને તે સઘળા બબ્બે ચાર ચાર પળમાં જ જમીનપર લેટતા ગયા. અંતે તે વિજયી વીર યુવકે પાછી સુલ્તાનાને વિનતિ કરી કે, " જો ગુલામને જહાંપનાહનો હુકમ મળે તો હું મારા પોતાના એક શાગિર્દ સાથે સાચી તલ-વારની રમત સંપૂર્ણ સાઠ પળ સુધી રમીને મલેકાને પટાબાજીનું જોહર દેખાડું. પણ એમાં ખૂબી તો એ થશે કે, એટલા કાળ સુધી અખંડ લડવા છતાં પણ મારા અથવા મારા શાગિર્દના શરીરમાં સાચી તલવારનો એકે જખમ થવા નહિ પામે."

એ એક એવી વિચિત્ર માગણી હતી કે, જેણે સુલ્તાના, તેની સાહેલીઓ અને પ્રેક્ષકસમાજના મનમાં એકસરખી ઉત્સુકતા જમાવી દીધી. અંતે સુલ્તાનાનો હુકમ મેળવીને તે યુવકે શાગિર્દને બોલાવ્યો; "અય અજીજ ઐયૂબ! જરા અહીં તો આવ."

આજ્ઞા મળતાં જ એક અઢારથી ઓગણીસ વર્ષનો પરમ સુંદર પઠ્ઠો અખાડામાં આવ્યો. આવતાં જ તેણે પહેલાં બેગમ સાહબા અને પોતાના ઉસ્તાદને સલામ કરી. એટલામાં રંગભૂમિના પ્રબંધકર્ત્તાએ બે તેજ તલવારો તેમને લાવી આપી. તેમાંથી એક તે યુવકે પોતે ઉપાડી અને બીજી પોતાના શાગિર્દને આપી.

હાથમાં તલવાર પકડવાનો જ વિલંબ; કે પછી તો બન્ને ઉસ્તાદ શાગિર્દ એવી તો દક્ષતાથી પેંતરા બદલવા અને વાર કરવા લાગ્યા કે, બન્ને તલવારોનું એક મંડળ બંધાઈ ગયું અને વીજળી પ્રમાણે તેમની ચમક ચમકવા લાગી. એવો અપૂર્વ ખેલ પહેલાં જોયો હોય, એવાં પ્રેક્ષકો તે દિવસના પ્રેક્ષકમંડળમાં થોડાં જ હશે.

રજીયા તેમની એ કળાને જોઈ ઘણા જ હર્ષથી સોસનને કહેવા લાગી કે, "જો-સોસન! આવો અપૂર્વ ખેલ તેં તારા જન્મમાં કોઈ દિવસે પણ જોયો હતો કે?"

"હુજૂર, કસમ ખુદાની! દેખવું તો દૂર રહ્યું, પણ લોંડીએ એનું સ્વપ્ન પણ નથી જોયું. માશા અલ્લાહ! શી સફાઈ છે; કેવી ખૂબી અને કેવી ચાલાકી! કેવી હિંમત-કે જેનું વર્ણન થવું અશકય છે!" સોસને સુલ્તાનાનાં વચનને પૂરી પુષ્ટિ આપીને કહ્યું.

"બેશક; સોસન! તારા બોલવાપરથી સાફ જાહેર થાય છે કે, તું આ તમાશાને ઘણા જ ધ્યાનથી નિહાળી રહી છે. તારો ચહેરો પણ કાંઈ બદલાયલો દેખાય છે અને ગુલ્શન, આજની આ રમત વિષે તારો શો અભિપ્રાય છે?" રજીયાએ એક ગુપ્ત હેતુથી ઉભય બાંદીઓને પ્રશ્ન કર્યો.

"સુલ્તાના! હું શું કહું! એ જવાંમર્દનો આ શાગિર્દ તો મઆજ્ અલ્લાહ!—"

"હેં! કહેતાં કહેતાં તું અટકી કેમ ગઈ, ગુલ્શન?" સુલ્તાનાએ ગુલ્શનને બોલતી અટકેલી જોઇને આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"હુઝૂર! એ શાગિર્દ તો પોતાના ઉસ્તાદથી પણ કાંઈ આગળ વધેલો હોય, એમ જોવામાં આવે છે." ગુલ્શને પોતાનું વાક્ય ફેરવીને પૂરું કરતાં કહ્યું.

એ સાંભળી સોસને તેની મશ્કરી કરીને કહ્યું કે, "વાહરે બીબી સાહબા! આજે તો તમે બુદ્ધિનું બહુ સારું બળ દેખાડ્યું ને શું! લાહોલવલા કુવત! અજી બી! ક્યાં શાગિર્દ અને ક્યાં ઉસ્તાદ! બાનો! આપ તો હવે જમીન અને આસ્માનના છેડાને સાથે મેળવવાની કોશિશ કરતાં હો, એમ જ લાગે છે!"

રઝીયાએ સોસનની બુદ્ધિવાર્ત્તાથી પ્રસન્ન થઈને કહ્યું કે "બેશક સોસન! ખરે-ખર, તું ઘણી જ અક્કલમંદ ઓરત છે. તેં એ બિલકુલ સાચું કહ્યું કે, 'ક્યાં ઉસ્તાદ અને ક્યાં શાગિર્દ!' ખરી રીતે જોતાં ઉસ્તાદ ઉસ્તાદ જ છે અને શાગિર્દ તે શાગિર્દ જ. પણ હા; એટલું તો હું પણ કબૂલ કરું છું કે, આ જનસભામાં જો એ ઉસ્તાદનો મુકાબલો કરવાને કોઈ પણ સમર્થ હોય તો તે આ તેનો તરુણ શાગિર્દ જ છે; બીજા કોઈ-માં તેમ કરવાની તાકત નથી."

આ વાક્યોથી ગુલ્શનનાં ગાત્રોમાં કાંઇક બળ આવ્યું અને તે આનંદથી બોલી ઉઠી કે, "જી હા જહાંપનાહ! મારા કહેવાનો પણ એ જ મતલબ હતો. ફરક ફકત લફ્જો (શબ્દો)નો જ હતો; પણ બેગમ સાહબા! સોસન તો વિના કારણ વચમાં ગુંચ-વાઈ ગઈ."

"સારું સારું; મારી પ્યારી સાહેલી ગુલ્શન! બળાપો ન કર. હું તારો મનો-ભંગ નહિ કરું અને માત્ર તારી મરજી જાળવવામાટે જ એ શાગિર્દને પણ ઇનામથી નવાજીશ." રઝીયાએ ગુલ્શનને દિલદારી આપી."

"હુઝૂરની બોલચાલ અને ઉમ્ર દરાજ થાઓ! પણ જહાંપનાહ! એ શાગિર્દ બચ્ચાનું નામ એયૂબ આપના સાંભળવામાં આવ્યું હતું કે?" ગુલ્શને કહ્યું.

"તને એનું નામ ઠીક યાદ રહી ગયું!" રઝીયાએ કહ્યું.

"અહા! બીબી ગુલ્શને તો એ શખ્શનું નામ પણ મોઢે કરી રાખ્યું છે ને શું! પણ હું ભૂલી કેમ જાઉં છું? જેની તરફદારી કરવી હોય, તેનું નામ તો મોઢે કરવું જ જોઈએ." સોસને પાછી ઠઠ્ઠા કરી.

"તો મેં એમાં ભુંડુ પણ શું કર્યું, દોસ્ત?" ગુલ્શને પણ કંઇક મજાકથી જ પૂછ્યું.

"નારે ના; મારા કહેવાનો મતલબ એ નથી. મારા બોલવાનો હેતુ તો એ છે કે, જેવી રીતે તમે ઉસ્તાદ અને શાગિર્દને બરાબર બનાવી નાખ્યા, તેવાં જ એ બન્નેનાં નામો પણ એક જેવાં બરાબર જ હોય તો વળી તમારા વિચારોને વધારે શોભા મળી શકે." સોસને ખુલાસો કર્યો.

"સોસન! આ વાક્ય તેં ઘણું જ સારું કહ્યું; હવે હું તને જ પૂછું છું કે, એયૂબનો મુકાબલો કરે એવું બીજું કયું નામ છે, બતાવ જોઈએ?" રઝીયાએ પૂછ્યું.

"વલ્લાહ! હુઝૂરે કેવો પેચદાર સવાલ કર્યો છે કે, જેનો જવાબ આપવો જ ભારી પડી જાય. શું સોસન એનો સંતોષકારક જવાબ આપી શકશે?" ગુલ્શને પણ પ્રસંગ જાણીને ટાહેલું કરી દીધું.

સોસન રજીયાને ઉદ્દેશીને કહેવા લાગી કે, "વલ્લાહ આલમ! હુજુરે કેવો સારો સવાલ કર્યો છે! સાંભળો સુલ્તાના! એયૂબની જોડીનું નામ મહબૂબ પણ થઈ શકે છે અને યાકૂબ પણ બની શકે છે, અને બીજાં પણ કોણ જાણે કેટલાંય નામો થતાં હશે, પણ એટલી તો હું અર્જ કરીશ કે-(અટકીને) અય વાહ જુઓ તો જહાંપનાહ! વલ્લાહ હાથીની કેવી સફાઈ અને કેવો મહાવરો!!!"

સુલતાના અને સાહેલીઓમાં એ પરસ્પર વિનોદવાર્ત્તા ચાલતી હતી, એટલામાં અસલી તલવારોનું નકલી યુદ્ધ સમાપ્ત થયું અને ઉસ્તાદ શાગિર્દ બન્ને તલવારોને જમીનપર ટેકાવી સુલ્તાનાને સલામ કરી ઉભા રહ્યા.

તમાશો બંધ થયો. સુલ્તાનાની આજ્ઞા અનુસાર તે ઉસ્તાદ શાગિર્દ ઉભયને હાથી ઉપર બેસાડીને આખા શહેરમાં ફેરવવાની તૈયારી થવા લાગી; અને લોકોની ઠઠ ત્યાં જમેલી હતી, તે એક એક કરીને કિલ્લાની બહાર જઇને સડકો, મકાનો, દુકાનો અને કોઠાઓ પર જઈ જઇને બેસવા લાગી. કારણ કે, સુલ્તાનાની આજ્ઞા પ્રમાણે વિજયી તરુણ મલ્લની સવારી નીકળવાની હતી. જોતજોતામાં આખા શહેરમાં એ સમાચાર ફેલાઈ ગયા અને પ્રેક્ષકોમાંથી તે સવારી અને તે વીર યુવકને જોવામાટે જે જ્યાં સ્થાન મેળવી શકયું, તેણે ત્યાં જ સ્થિરતા કરી. જે લોકો કિલ્લામાં જઈ નહોતા શકયા અને શાહી તમાશો જોવા જેટલી જેમની યોગ્યતા નહોતી, તેવા મનુષ્યો તે વિજયી તરુણમલ્લને જ નિહાળી સંતોષ માની લેવામાટે માર્ગોમાં જ્યાં સ્થાન મળ્યું ત્યાં એકઠા થઈ બેઠા હતા.

---

## પ્રકરણ ૩ જું

## ગુલામી

"દિલ જલે હય ગ઼મસે ઔર આંસૂ બહાના મનહ હય,
લગ રહી હય આગ ઘરમેં ઔર બુઝાના મનહ હય:
જિગરમેં હય શોલહ ઔર, નાલહ ઉડ્મનાહનાય હય,
ચાક પર હય ચાક ઔર, મરહમ લગાના મનહ હય."

અખ્તર

સૂર્યોદયમાં વિશેષ વિલંબ નથી. અરુણોદય થતાં જ પક્ષીઓ કેવાં કલ્લોલ કરી રહ્યાં છે! પક્ષીઓમાં માતા પિતાની પદવી ધરાવનારાં પક્ષીઓ પોતાના માળાઓમાંથી નીકળી દાણામાટે અહીં તહીં ઉડી જતાં અને પોતાના કલરવથી જાણે પોતાના બચ્ચાંને ધૈર્ય આપતાં હોયની! કે, "અમારાં પ્રિય સંતાનો! ધૈર્ય ધરો; અમે તમારા માટે અન્ન લાવીએ છીએ!" એવો ભાસ થયા કરે છે. શીતળ મંદ પવનની લહરીઓ લાગ્યા કરે છે. જોકે કાર્તિક માસનો અંત થવા આવ્યો છે અને શરદૃઋતુનો આરંભ થઈ ચૂક્યો છે; તો પણ દ્વિ પ્રહરનો વાયુ અને તે પણ સૌગંધ્યપૂર્ણ-કાંઈ મનને રંજાવવામાં કસર નથી કરતો. રાતે રંગરલિયાં મનાવી ચૂકેલી પુષ્પની કળીઓ પ્રભાત થતાં જ અભિસારિકા નાયિકા પ્રમાણે પોતાના મુખને નીચું કરીને લજ્જાથી સંકોચાતી જોવામાં

આવે છે; અને રાત્રિના શાંત સમયમાં જે વિરહિણી કુલવધૂની પેઠે સંકુચિત અને ઉદાસ રહેલી હતી, તે કુસુમકલિકાઓ પ્રભાતમાં આગતપતિકા નાયિકા પ્રમાણે પ્રફુલ્લિત થવાથી અંગમાં પણ નથી સમાતી અર્થાત્ બહુ જ ખીલેલી દેખાય છે. એવા સમયમાં એક સારા દેખાવનો, કદાવર, ગૌરવર્ણ અને સ્વરૂપમાં સુંદર લગભગ બાવીસ વર્ષના વયનો, નવયુવક બાદશાહી બાગમાં કસરત કરીને અંગોછાથી પોતાના શરીરનો પરસેવો લૂછતો અહીં તહીં ફરતો હતો અને મોઢેથી કાંઈક બબડતો પણ હતો. એનો રંગ ગોરો, કદ લાંબું, છાતી પહોળી અને ભરાવદાર, ભાલ વિશાળ, હાથ પગ ડોળદાર અને બળવાન્, મુખાકૃતિ કાંઇક લાંબી, આંખો મોટી અને નુકીલી, નાક સરળ અને ઘાટીલું, કાનો પાતળા, અધર કોમળ અને લાલીવાળા, દાંતોની હાર મોતીઓ જેવી, મૂછો સુંદર અને વાંકડી, દાઢીનો ભાગ નવીન વાળો ઉગતા હોવાથી શ્યામ અને માથાના વાળો ઘૂઘરિયાળા, કાળા અને પીઠ સુધી લટકતા હતા. એવું એ તરુણનું સૌન્દર્ય હતું.

ફરતો ફરતો તે યુવક એક સોહામણા સરોવરના તીરપર આવી પહોંચ્યો. એ સરોવરનો ઘાટ સંગેમરમર (આરસ પત્થર)નો બાંધેલો હતો અને સરોવરના સ્વચ્છ સ્ફટિક સમાન સલિલમાં જલચર પક્ષીઓ તરી રહ્યાં હતાં. સરોવરની ચારે તરફ ચાર આઠ સરસ સંગેમરમરની બુર્જિઓ બનેલી હતી અને ચારે કોરથી આમ્રવૃક્ષરાજિનો વિસ્તાર વધેલો હોવાથી જાણે તે સ્વર્ગના સુંદર કુંજના મધ્યમાં માનસરોવર જ હોયની! એવો આપણા હૃદયમાં ક્ષણિક ભાસ થઈ આવતો હતો.

સરોવરના તીરપર બેસીને તે યુવકે હાથ પગ ધોઇને બે ચાર ઘૂટડા પાણી પીધું અને પત્થરની સીડીપર તાલ દેતો મનસ્વીજ નીચે આપેલા ગાનના તાનમાં એક તાનથી ગિલ્તાન થઈ ગયો. એ સમયે તેને પોતાના દેહનું ભાન પણ હતું કે ન હોતું, તે આપણાથી નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી. એ ગાન આ પ્રમાણે હતું;–

**ગઝલ**

'મક્દૂર કિસકો હમ્દે ખુદાયેજલીલકા;
ઇસ જાસે બેજ્બાં હય દહન કાલોકીલકા.
પાનીમેં ઉસને રાહબરી કી કલામકી;
આતિશમેં વહ હુઆ ચમનઆરા ખલીલકા.
ઉસકી મદદસે ફોજે અબાબીલને કિયા;
લશ્કર તબાહ કાબ:પે અસહાવ ફીલકા.
પયદા કિયા વહ ઇસને બશર ઓજ બિન્ને ઉન્ક;
પુલ જિસકે સાકે પાસે બના રૌંદ નીલકા.
ફિરતા હય ઉસકે હુકમસે ગરદૂં ય રાત દિન;
ચલતા હય યહાં અમલ કોઈ જેરે સકીલકા.
બુલવાયા અપને દોસ્તકો ઉસને વહાં જહાં;
મકદૂર પરજદન ન હુઆ જિબ્રઈલકા.
કયા પાતે કુનહ જાતકો ઉસકે કોઈ જકર;
વહાં અકલકા ન દખ્લ ન હર્ગિજ દલીલકા."

એ ગાનની સમાપ્તિ કરીને આંખો બંધ કરી થોડી વાર સુધી તે નાના પ્રકારના વિચારતરંગોમાં લીન થઈ ગયો અને ત્યાર પછી ત્યાંથી ઉઠીને નીચે લખેલી ગજલ ગાતો ગાતો તે ત્યાંથી ચાલતો થયો.

ગજલ

"દુનિયામેં કુછ સિવાયે રંજો મહન ન દેખા;
કુંજે કફસમેં હમને રંગે ચમન ન દેખા;
બાગે જહાંકાં હમને બરસોં કિયા તમાશા;
શાદાબ ફૂલ તુજસા અય ગુલબદન ન દેખા;
અહલે વતન જો છૂટા તો હમસે અયસે છૂટા;
ગુરબતમેં આકે હમને ખાબે વતન ન દેખા."

તે યુવક એમ જ ઉચ્છ્વાસ નિઃશ્વાસના વ્યાપારને ચલાવતો, નેત્રોમાંથી અશ્રુની ધારા વર્ષાવતો, હાથોને ચોળતો, વારંવાર આકાશને નિહાળતો અને તીર પર ચાલતો એક સ્થાને જતો હતો, એટલામાં એક બીજો પહેલવાની દેખાવનો સર્વાંગસુન્દર ગૌરવર્ણ તરુણ ત્યાં આવી પહોંચ્યો અને પહેલા યુવક પાસે ઊભો રહીને કહેવા લાગ્યો કે, "સલામ ઉસ્તાદ!"

"ખુશ રહે; પ્યારા અયૂબ! આજે તું હતો કયાં? તારી રાહ જોતાં જોતાં જ્યારે ઘણો વખત વીતી ગયો, ત્યારે મેં એકલાએ જ કસરત કરી." ઉસ્તાદે કહ્યું.

પ્રથમ યુવકનું નામાભિધાન ઐયૂબ હતું; અને તેણે કહ્યું "ઉસ્તાદ! આજે સવારમાં ઉઠીને હું આ તરફ આવવાને નીકળ્યો, એટલામાં મારે કાને ડગડગીનો અવાજ આવ્યો અને હજી મારામાં વાયડાપણું હોવાથી તુરત જ તે સાંભળવાને હું ત્યાં દોડી ગયો., તેથી વિલંબ થઈ ગયો."

"પણ તે ઢંઢેરો હતો શાનો, તે તો કહે!" ઉસ્તાદે ઉત્સુકતાથી પૂછ્યું.

"સુલ્તાના રજીયા બેગમ આવતી કાલે તાજપોશીનો ભારી દરબાર ભરવાની છે. તેથી ખાસો આમ [સર્વ સાધારણ જન સમાજ] ને એવી રજા આપવામાં આવે છે કે, જેની ઇચ્છા હોય, તે કિલ્લામાં આવીને જલસાને જોવાનો લાભ લે."

"ઉફ! તે પાક પરવરદિગારની કેવી અજીબ શાન છે કે, ગુલામનું ખાન્દાન બાદશાહી કરે છે અને અમીરી ખાન્દાન ગુલામીની સાંકળમાં જકડાયલું છે!!!" ઉસ્તાદે દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ નાખીને ઉદ્ગાર કાઢયો.

"બેશક સરદાર, જ્યારે આપણા દિલમાં પાછલા જમાનાની યાદગીરી થઈ આવે છે ત્યારે કલેજું ફાટી જાય છે; પણ આ વખતે નિઃશ્વાસ નાખવા વિના બીજો આપણો એકે ઉપાય નથી. ખેર એ ચિન્તાને હવે છોડી દો અને આજથી કેટલાક દિવસ સુધી થનારા તમાશાઓનું આ જાહેરનામું છે તે વાંચો. એના વાંચવાથી આપણે એ જાણી શકીશું કે, કયે દિવસે કયો તમાશો થવાનો છે." શાગિર્દે દુઃખમાં ભાગ લઇને પાછળથી વાતને ટાળી નાખી નવી વાત કાઢતાં કહ્યું.

"આ જાહેરનામું તને કયાંથી મળ્યું?" ઉસ્તાદે કાગળ હાથમાં લઈ પૂછ્યું.

"આવાં હજારો જાહેરનામાં તે જ મનાદી ફેરવવાવાળા સાથેના ખચ્ચરપર લાદેલાં હતાં, તેની પાસેથી લીધું." અયૂબે કહ્યું.

"અજી ઐયૂબ! તારી ઇચ્છા હોય તો તું ભલે તમાશો જોઈ આવજે. કારણ કે તું તો જાણે છે કે, જલસા અને તમાશાને પસંદ કરે એવી હવે મારી તબીયત જ રહી નથી; માટે હું આવીશ નહિ." ઉસ્તાદે કાંઈક નિરાશાના ભાવથી કહ્યું.

આ સાંભળીને ઐયૂબ પણ પહેલાં તો નિરાશ થઈ ગયો, પણ પછી હિંમત રાખીને તેણે ઉસ્તાદને કહ્યું, "ઉસ્તાદ! આપને મારા સરના કસમ છે; આ તમાશો આપ જરૂર ચાલીને જુઓ!'

"ઐયૂબ, બસ, વધારે જિદ ન કર. ખૈર જો તેં કસમ આપેલા છે, તો એક દિવસ—માત્ર એક જ દિવસ અને તે પણ છેલ્લા દિવસે કે જે દિવસે સિંહ અને પાડાની લડાઈ થવાની છે, તે દિવસે જ હું તારી સાથે આવીશ." ઐયૂબને રાજી રાખવાના હેતુથી છેવટે થોડે અંશે ઉસ્તાદે વિનતિ માન્ય રાખી.

ઐયૂબે એટલાથી જ સંતોષ માન્યો અને આભારદર્શક શબ્દોમાં કહ્યું કે, "ખૈર એટલું જ સહી! ઉફ્ દુનિયામાં આવો જુલમ!! સત્યાનાશ જાય કાફિર મુગલ ચંગેઝખાંનું! ખુદા એને કયામત સુધી દોઝ્ખમાંથી બહાર ન કાઢે! અફસોસ! સદા અફસોસ!!"

ઐયૂબને ગમગીન થતો જોઇને તેને શાન્ત કરવાના મતલબથી ઉસ્તાદે ધીરા શબ્દોમાં કહ્યું કે, "ઐયૂબ! આ શી બેવકૂફી! આ રીતે બુરું ભલું બોલવાથી ફાયદો શો? જ્યારે માણસનો નસીબો બુરો હોય છે ત્યારે કોઇનો પણ કાંઈ ઉપાય ચાલતો નથી. એક કવિએ કહ્યું છે કે:—

'ન તકરીરસે તહરીરસે, તદબીરસે હો;
હમતો કહેતે હયં જરૂર, જોકે હો તકદીરસે હો!"

"આપનું કહેવું ખરું છે—એક કવિએ કેવું સત્ય કહ્યું છે કે, "વોહી હોતા હય જો મંજૂરે ખુદા હોતા હય." ઐયૂબે કહ્યું.

"હા ખરેખર એમ જ છે.' ઉસ્તાદે જણાવ્યું.

"જ્યારે એમ જ છે અને આપ પણ એ કબૂલ કરો છો, તો પછી આપ કેમ હમેશા ગમગીન રહ્યા કરો છો અને કોઈ જલસા તમાશામાં શામેલ પણ નથી થતા?" ઐયૂબે પાછી કલમ કાઢી.

ઉસ્તાદે હસીને તેનું ઉત્તર આપ્યું, "ઐયૂબ! આ તારી તકરાર બેબુનિયાદ છે. જ્યારે તબીયતનો બધો જોશ આ બદકિસ્મતીને લીધે મરી ગયો છે, ત્યારે હવે કાંઈ પણ સારું ન લાગે, એ સ્વાભાવિક છે. પણ એથી કાંઈ એમ નથી સમજવાનું કે, કોઇ માણસને માથે એનો દોષ ચઢાવવો. એ તો ખુદાની કુદરત છે અને તેથી જે વાતમાં ખુદાની રજા હોય, તે જ હાલતમાં ઇન્સાને રાજી રહેવું જોઇએ!"

"પણ મૂળ મુદ્દાના સવાલનો જવાબ આપવાનું તો ભૂલી જ ગયા. મારો સવાલ એ છે કે, જ્યારે ખુદાની મરજીથી જ બધાં કામો થાય છે, તો આપ આમ હમેશાં દિલગીર કેમ રહ્યા કરો છો? આ તો તે જ કહેવત પ્રમાણે થયું કે, 'ખુદરાં

ફજીહત, ઢીગરાઓને નસીહત!' કેમ નહિ? આપ તો મને એમ જ સમજાવ્યા કરો છો કે, ગઈ ગુજરીને યાદ કરીને નાહક જીવને બાળ્યા કરવું, એ સારું નથી; ત્યારે તમો પોતે તેમ શા માટે કરો છો?" ઐયૂબે પાછો પ્રશ્ન કર્યો.

"ખેરખાહ ઐયૂબ, તારું કહેવું બિલ્કુલ ખરું છે. પણ સાંભળ--મૂળ કારણ એ છે કે, મનમાં એક વિષયનું ધ્યાન બંધાઈ જાય છે, તેને જો છોડવું હોય તો ઘણા જ પરિશ્રમ પછી અને ધીમે ધીમે છોડાય છે. હું મનને બહુ જ કાબૂમાં રાખું છું, છતાં પણ કોઈ કોઈ વાર મારી તબીયત એટલી બધી બગડી જાય છે કે, તેનું વર્ણન મારાથી કરી શકાય તેમ નથી. એટલામાટે હું મને પોતાને બહુ બહુ સમજાવ્યા કરું છું અને તને પણ તે જ હેતુથી નસીહત આપ્યા કરું છું, કે જેથી તારું મન આનંદમગ્ન રહે અને તું કોઈ વળી એવું કામ કરી ન બેસે કે, જેથી પરિણામે ચિંતા થાય." ઉસ્તાદે પોતાના મનોભાવને વ્યક્ત કરતાં કહ્યું.

એના ઉત્તરમાં ઐયૂબે જણાવ્યું કે, "જી હા ઉસ્તાદ! એ આપના ઉપદેશનું જ પરિણામ છે કે, આજ સુધી હું પાગલ (ગાંડો) થવાથી બચી ગયો છું. મેહરબાની કરીને એ તો જણાવો કે, આપણને કોઈ એવો દિવસ પણ ખુદાવન્દ કરીમ દેખાડશે કે નહિ, કે જે દિવસે આપણો આ ગુલામીમાંથી છુટકારો થાય!" આ છેલ્લા શબ્દો બોલતી વેળાએ તે કાંઇક ભયથી અહીં તહીં જોતો હતો.

"બસ ખુદાને યાદ કર. કારણ કે, તેની મરજી વિના દુનિયામાં કોઈ પણ કામ નથી બની શકતું." ઉસ્તાદ બોલ્યો.

ઐયૂબે કહ્યું, "ખુદાની યાદમાં તો હું હમેશાં મશગૂલ (નિમગ્ન) રહું છું અને મારી તબીયત વધારે બેચેન નથી થતી, તે એનો જ પ્રતાપ છે." તે પાછો વિચાર કરીને બોલ્યો, "કેમ ઉસ્તાદ! શું કોઈ એવો ઉપાય થઈ ન શકે, કે જેથી શાહીકુતુબખાના (રાજ્ય પુસ્તકાલય)માંથી વાંચવામાટે આપણે સારા સારા ગ્રંથો મેળવી શકીએ?"

ઉસ્તાદ પોતાના શાગિર્દની એ માગણીથી પહેલાં તો કાંઇક વિચારમાં પડી ગયો અને ત્યાર પછી બોલ્યો કે, "કોક સમયે એનો અમુક ઉપાય મળી આવશે, પણ જ્યાં સુધી આપણે બીજાં પુસ્તકો મેળવી ન શકીએ, ત્યાં સુધી રાત દિવસ કુરાનેશરીફના વાંચનમાં જ પ્રવૃત્તિ રાખવી; કારણ કે એનાથી વધારે સારું પુસ્તક આ દુનિયામાં બીજું એક પણ નથી."



## પ્રકરણ ૪ થું

## ત્રણ દિલો, દિલદાર બે

"હર બશરકો ખાકકા પુતલા ન જાનો ગાફિલો;
એકહી સૂરત મિલી હય, ખાક ઔર ઇકસીરકો!" ગુમ્ફિલ.

સંધ્યાકાળને હજી વિલંબ છે. હજી એક પ્રહર દિવસ બાકી છે, છતાં પણ હમણાથી જ શાહીબાગના બધા કામદારો પોતપોતાનાં કામોને પૂરાં કરીને બાગથી બહાર

નીકળી ગયા છે. તેનું કારણ એ છે કે, દરરોજ સાંજને વખતે રજીયાબેગમ બાગની હવા ખાવાને ત્યાં આવે છે. બાગ શાહી મહેલની સાથે જ જોડાયલો છે, એટલે મહેલના ચાર દરવાજામાંથી બેગમ અને તેની સાહેલીઓ જ્યારે મનમાં આવે ત્યારે બાગમાં આવીને પરસ્પર હાસ્યવિનોદનો વ્યાપાર ચલાવ્યા કરે છે અને પોતાના મનને રાજી કરે છે. જ્યારે જ્યારે જનાનખાનામાંની ઓરતો બગીચામાં આવવા ઇચ્છતી હતી, તે વખતે બાગના બધા માળી અને રખવાલ બહાર ચાલ્યા જતા હતા અને ત્યાં ખોજા અને માલણો વિના બીજો કોઈ પણ મર્દ રહેવા પામતો નહોતો. પણ જ્યારે ઓરતો ત્યાં ન હોય ત્યારે તો માળીઓ પોત પોતાના કામમાં મશગૂલ રહેતા હતા. બાગ ઘણો જ પહોળો, લાંબો અને નાના વિધ વૃક્ષ લતાઓવડે એવી તો ઉત્તમતાથી શણગારેલો હતો કે, તે જોતાં જ મનુષ્યના મનને હરી લેતો હતો! લીલું છમ ઘાસ, પુષ્પગંધનો વિકાસ, સુંદર જળની કયારિઓ, પાષાણની મનોહર પ્રતિમાઓ, સ્વચ્છ સલિલ મંડિત સરોવરો, લતામંડપ, સ્ફટિક પાષાણની નાની મોટી બારાદરીઓ, અને ઇમારતો, કબૂતરખાનાં અને પશુશાળા ઇત્યાદિ એકે એક પદાર્થ એવી તો મનોહરતા અને દક્ષતાથી બનાવવામાં આવ્યો હતો, કે તેનાપર દૃષ્ટિ પડતાં ત્યાંથી ખસવાની ઇચ્છા જ ન થાય. સ્વચ્છતા તો ત્યાં એટલી સીમા સુધી પહોંચી હતી કે, એક રાઇના દાણા જેટલી કાંકરી કે વૃક્ષનું એક પાંદડું પણ ઉદ્યાનના માર્ગમાં મળવું અશક્ય હતું.

એવા એ શાન્ત સમયમાં સુલ્તાનાની તે બે સાહેલીઓ સોસન અને ગુલ્શન એક બીજાના હાથમાં હાથ મેળવીને બાગમાં અહીં તહીં વાર્ત્તાલાપ કરતી ફરતી હતી. ફરતાં ફરતાં તે બન્ને યુવતીઓ તળાવના કિનારાપર એક મનોહર સ્થળે સંગેમરમરના બનાવેલા બાજઠપર બેસી ગઈ અને પરસ્પર નીચે પ્રમાણેના સંભાષણમાં પ્રવૃત્ત થઈ.

"બી ગુલ્શન! એમ સંભળાય છે કે, ગઈ કાલે તે બંને બહાદરોની સવારી મહાન્ સન્માનથી નગરમાં ફરવા નીકળી હતી અને તમાશબીનોની એટલી બધી ઠઠ્ઠ જામી હતી કે, તેનું વર્ણન થવું અશકય છે. પણ અફસોસ! તે આનંદ ભરેલો દેખાવ આપણે જોઈ ન શકયાં." સોસન બોલી.

"લાહોલ વલા કૂવત! તારી તો વળી કાંઈ અજીબ તબીયત દેખાય છે. અરે દોસ્ત! એમાં તે શું થઈ ગયું! ગુલામનો તે દબદબો પણ શો અને તેને જોવું પણ શું? વાહિયાત!" ગુલ્શને સોસનની દલીલ તોડી નાખી.

ગુલ્શનની એ વાતો સોસનને ઘણી જ ખરાબ લાગી અને તેથી તેણે મનની જ્વાળાથી બળીને ગુલ્શનને કહ્યું કે:—

"ગુલ્શન! તારો એ ઘણો જ ખોટો ખિયાલ છે. શું ગુલામોને ખુદાએ બીજા હાથ અથવા બીજા મસાલાથી બનાવ્યા છે? અને શું ગુલામ ઇન્સાન નથી? ખરેખર એમ જ હશે. તારા વિચાર પ્રમાણે તો ગુલામો હેવાન જ હોય, એમ અનુમાન થાય છે. અરેરે! એટલો તો વિચાર કરવો હતો કે, તે તરુણ મલ્લ કે જેનું નામ યાકૂબ છે એમ હવે જણાયું છે, તે કેટલો બધો ખુબસૂરત, જવાંમર્દ અને દિલેર ઇન્સાન છે!"

"અને તેનો શાગિર્દ એયૂબ પણ સૌંદર્ય અને શૌર્યમાં કયાં તેના ઉસ્તાદ કરતાં ઓછો છે!" ગુલ્શને સામો જવાબ આપ્યો.

"ખરેખર તે બન્ને બરાબર છે અને બન્ને ખુબસૂરતી તથા જવાંમર્દીના નાદિર નમૂના છે. પણ હવે ખિયાલ કર કે, શું આવા બહાદર દિલેર જવાનો ગુલામીની સાંકળમાં જકડાઈ રહેવાને યોગ્ય છે? અને ગુલામીના બંદીખાનામાં એમને પૂરી રાખવાથી કોઈ દિવસે પણ એમની કદ્ર થઈ શકવાનો સંભવ છે?" સોસને પોતાના હૃદયના ઉદ્‌ગારો કાઢયા.

"બી સોસન! આ બાબતમાં મારો તો એવો અભિપ્રાય છે કે, તારું કહેવું બરાબર નથી. મતલબ કે, હું તારાથી મળતી નથી થતી; કારણ કે, મારી ધારણા પ્રમાણે માત્ર સૌન્દર્ય જ મનુષ્યને મોટા પદપર ચઢાવવાને બસ નથી. કદાચિત્ ગુણોથી એમ થઈ શકે ખરું. આ કપટી સંસારમાં અંતઃકરણની આંતરિક પરીક્ષા કીધા વિના કોઇની પણ-અને ખાસ કરીને એ ગુલામોની બહારની ખૂબસૂરતી-પર મોહી પડવું, એ સરાસર બેવકૂફી છે." ગુલ્શને કહ્યું.

ગુલ્શનની એ ગર્વભરિત સંભાષણશૈલીથી સોસન-સરલહૃદયા સોસન-ના મનમાં ઘણો જ ખેદ થયો. તેથી તે કંઇક તૂટેલા મનથી ગુલ્શનને કહેવા લાગી;—

"તારું કહેવું ખરું છે; બી ગુલ્શન! પણ આજે મેં એ તો ખૂબીથી સમઝી લીધું કે, તારા જેવી એક સૌન્દર્યવતી નાજની બીજાની કદ્ર કોઈ કાળે પણ કરી નથી શકતી. પણ કેમ હજરત! જ્યારે બહારની ખૂબી અને ચમક દમક તરફ તમે આટલો ધિક્કાર દર્શાવો છો, ત્યારે તો જ્યાં સુધી હીરાના અંદરના ભાગની પરીક્ષા ન કરો, ત્યાં સુધી હીરાને પણ આપ હાથ અડકાડતાં નહિ હશો! કેમ ખરું ને! વળી સાંભળ-હમણાં જ તેં તોડીને હાથમાં ધારણ કરેલું આ નર્ગિસનું ફૂલ કેવું છે? એને તોડવા પહેલાં એની આંતરિક પરીક્ષા તેં કરી હતી કે?" સોસને ગુલ્શનને બરાબર વાતમાં સપડાવી.

ગુલ્શન ઘણી જ શર્માઈ ગઈ અને એકી ટસે સોસનના સુંદર મુખને તાકી રહી અને ત્યાર પછી કાંઇક નમ્રતાના ભાવથી કહેવા લાગી કે, "અલ્લાહ! અલ્લાહ! ઠીક તો છે; બી સોસન! આજે તો તેં મને ખરેખરી મહાત કરી નાખી. ખરેખર તારી દલીલોએ તો મને લાજવાબ જ બનાવી દીધી અને હવે એ જ મારી મરજી થાય છે કે, એ ગુલામોનો ગુલામીમાંથી છુટકો કરવાના પ્રયત્નોમાં હું પણ શામેલ થઈ જાઉં." સોસનને ગુલ્શનનાં અંતિમ વાકયોથી અતિશય આનંદ થયો અને તેણે તે આનંદના આવેશમાં ગુલ્શનને દૃઢ આલિંગન આપ્યું અને પ્રેમથી કહ્યું કે "મારી પ્યારી ગુલ્શન! ખુદા કરે અને તે બિચારાઓનો જલદી છુટકો થાય! અને તેમની મદદગારીમાં તને યશ મળે!"

આ વાર્ત્તાલાપ હજી ચાલૂ હતો, એટલામાં રજીયા ત્યાં આવી પહોંચી; અને સોસનને ગળે લગાવીને કહેવા લાગી કેઃ-"આ વેળાએ હું તારી ગુલ્શન સાથેની દલીલોથી ઘણી જ ખુશ થયેલી છું અને ખુદાનું ચાહવું હશે તો તારી મરજી મુજબ તે ગુલામોને થોડા જ વખતમાં ગુલામીમાંથી છુટા કરીને શાહી દરબારમાં કોઈ સારી પદવી આપીશ, કે જેથી તેઓ મારી શુભ ધારણા, ગુણગ્રાહકતા, કદ્રદાની અને પરદુઃખભંજનતાનું કાંઇક પણ દર્શન કરી શકે અને મારા ગુણાનુવાદ ગાતા રહે!"

મૃત મનુષ્યના દેહમાં અમૃતનું જેવું પરિણામ થાય છે, તેવું જ સુલ્તાનાનાં એ વાક્યોએ સોસનના દુ:ખિત હૃદયમાં પરિણામ નિપજાવ્યું.

પાછી રજીયા પ્રેમપૂર્વક કહેવા લાગી, "સોસન! તારા અનુમાન પ્રમાણે તે તરુણ જવાંમર્દ ઉસ્તાદનું નામ યાકૂબ જ નીકળ્યું, તેને માટે હું તને મુબારકબાદી આપી જ ચૂકી છું. પણ આજે વજીરેઆજમ (મુખ્ય પ્રધાન) એ સમાચાર વિશ્વાસપૂર્વક આપવાના છે કે, અસલમાં એ બન્ને પહેલવાનો કોણ છે? કારણ કે, તારા એ સૌન્દર્ય અને શૌર્યપૂર્ણ યુવાઓ સારા ખાન્દાનના ઇન્સાનો જ હોવા જોઇએ અને દુર્ભાગ્યની પ્રબળતાએ જ તેમને ગુલામી ભોગવવાની ફરજ પાડેલી હોવી જોઇએ, એ અનુમાનને હું મળતી છું અને તેથી જ તેમના ખાન્દાન સંબંધી સાચા સમાચાર મેળવવાના પ્રયત્નમાં પડેલી છું."

વાર્તાલાપના વિલાસમાં સંધ્યાનો સમય થવા આવ્યો અને સુલ્તાના રજીયા પોતાની સાહેલીઓ સાથે મહેલમાં જવાને ત્યાંથી ચાલતી થઈ.

## પ્રકરણ ૫ મું

## પ્રેમની પ્રથમ ઘટિકા

"મકામે ઇશ્કકે શાહો ગદાકા એક રિશ્તા હય;
જલીખા હર ગલી કૂચેમેં બે તો ફીર ફિરતી હય." ગાફિલ.

મહેલના દરવાજામાં પગ મૂકતાં જ સામેથી એક બાંદીએ આવીને ખબર સંભળાવી કે, "જહાંપનાહ! વજીરે આજમ આવેલા છે અને સુલ્તાના સાહબાની રાહ જોતા બેઠા છે—હુજૂરની કદમ બોસી (નમન) કરવા ચાહે છે!!

રજીયા પાછી બાગમાં ફરી અને બાગના મધ્યમાં બનાવેલા એક પત્થરના બંગલામાં પોતાની સજાવેલી મસનદપર બેઠી અને લોંડીને હુકમ આપ્યો કે, "વજીર સાહબને અહીં જ બોલાવો."

આજ્ઞા મળતાં જ વજીરને બોલાવવાને લોંડી ત્યાંથી ચાલી ગઈ. બેગમની જમણી અને ડાબી બાજૂએ અદબથી અને નમ્રતાથી સોસન અને ગુલ્શન બેઠેલી હતી, શમાદાન (દીવી)માં કર્પૂરની બત્તીઓ બળતી હતી, અને સોનાની સગડીમાં ખુશબૂદાર મસાલાઓ બળી રહ્યા હતા. તેના સુગંધીથી આખો ઓરડો બહેકી રહ્યો હતો.

માત્ર બે જ પળમાં વજીરે આજમ ખુર્શીદખાં ઓરડાના દરવાજા પર આવી પહોંચ્યો અને ત્યાંથી જ જમીનને ચૂમતો અને શાહી અદબ આદાબથી સલામ કરતો ઓરડાના અંદરના ભાગમાં આવીને બેગમની મસનદથી વીસ હાથ છેટે હાથ બાંધીને ઉભો થઈ રહ્યો. રજીયાએ તેની તરફ નજર કરી અને નજદીક આવીને બેસવાનો ઈશારો કર્યો. આજ્ઞાને માથે ચઢાવી પાછો જમીન સુધી ઝુકીને અને દંડવત્ નમસ્કાર કરીને તે અદબથી બેગમની સામો ગોઠણુ મંડીએ બેસી ગયો. ક્ષણુ બે ક્ષણુ તો ઓરડામાં શાંતિની સત્તા વ્યાપી ગઈ. અંતે તે શાંતિનો ભંગ કરીને રજીયાએ પહેલો સવાલ કર્યો કે, "ભટિંડાનો કિલ્લેદાર આવ્યો કે નહિ?"

"જી હા; જહાંપનાહ! તે આજે પ્રભાતમાં જ અહીં આવી પહોંચ્યો છે અને આપની જે કાંઈ આજ્ઞા હોય, તે પ્રમાણે અમલ કરવાને તે સશોચશ્મથી તૈયાર છે." વજીરે જવાબ આપ્યો.

"તો હવે મારી એ જ ઇચ્છા છે કે, મારી વાલિદા (માતા), ત્રણે ભાઈ, તેમની બીબીઓ અને બાલ બચ્ચાંને ભટિંડાના કિલ્લામાં કેદ કરવાને મોકલી દેવાં અને ત્યાંના કિલ્લેદાર–તેનું શું નામ ?" રજીયાએ શાંત ચિત્તે પોતાની ઇચ્છાને વ્યક્ત કરીને કિલ્લેદારનું નામ પૂછ્યું.

"અલ્તુનિયા." વજીરે જવાબ દીધો.

"હા–ઠીક–હું ભૂલી ગઈ'તી. ત્યારે એ તુર્કી સરદાર અલ્તુનિયાને સખ્ત તાકીદ આપી દેજો કે, મારી વાલિદા અને ભાઇઓની સેવામાં તે કોઈ પણ જાતની કમી ન રાખે. પરંતુ એટલું તો ખરું કે, ઈજ્જત આબરૂ જાળવવા છતાં પણ તેમનાપર સખ્ત નજર રાખવામાં આવે કે જેથી તેમને છૂટવાનો પ્રસંગ મળવા ન પામે; કારણ કે, તેથી વળી પણ સલ્તનતમાં ફસાદ થવાનો ભય છે; તે બિલકુલ રહેવો ન જોઇએ. "રજીયાએ પોતાની આજ્ઞાને આગળ ચલાવતાં કહ્યું.

"જેવો સુલ્તાના સાહબાનો હુકમ." વજીરે કહ્યું.

"પણ હવે આપણે એ વિષયનો વિચાર કરવાનો છે કે, એમને શી યુક્તિ કરીને ભટિંડાના કિલ્લામાં મોકલવાં ?" રજીયાએ ગંભીર મુદ્રાથી વિચારમાં લીન થઇને કહ્યું.

"હજુરની જે ઇચ્છા હોય તે ખરી." વજીર બોલ્યો.

"હું આવા જવાબો નથી માગતી. કાર્યમાં સુલભતા કેવી રીતે થાય, તે વિશે હું આપની સલ્લાહ શી છે, તે જાણવા માગું છું." રજીયાએ જરાક કોપયુક્ત મુખમુદ્રાથી એ વચનો ઉચ્ચાર્યાં.

માથું ખજવાળતાં ખજવાળતાં વજીરે જવાબ આપ્યો કે "હુજૂર સાહબા તરફથી જો મને એક હફતા (સપ્તાહ) ની રજા આપવામાં આવે, તો ગુલામ આ બાબતનો ખિયાલ કરીને અલ્પ બુદ્ધિમાં જે આવે, તે પોતાની સલ્લાહ આપવાને તૈયાર છે."

સુલ્તાના તો આથી છેડાઈ ગઈ અને કહેવા લાગી કે, "માજઅલ્લાહ! આ એક જરા જેટલી બાબતના વિચારમાટે એક હફતા જેટલા કીમતી સમયનો વ્યર્થ વ્યય કરવો, એનો મતલબ શો ?"

"હુજૂરનું કહેવું ખરું છે." ખુશામદખાં વજીરે હામાં હા મેળવી.

"'માત્ર ખરું છે.' એમ કહેવાથી જ કામ ચાલી શકે તેમ નથી. આ મુસીબત ભરેલા મામલામાં સારી રીતે વિચાર કરવો જોઇએ, કે જેથી ભવિષ્યમાં કોઈ પણ જાતનું કુદૂર થવા ન પામે." રજીયાએ વિશેષ ગંભીરતાના ભાવથી કહ્યું.

"બરાબર છે. જો જહાંપનાહ, રજા આપે તો કાંઇક અર્જ કરું." વજીરે કહ્યું.

"વલ્લાહ! હજી સુધી આપ રજા જ માગ્યા કરો છો! અજી સાહબ! જે કાંઈ પણ કહેવું હોય, તે મન મોકળું કરીને કહી નાખો. જો તમારી સલાહ પસંદ કરવા જેવી હશે તો તેને હું દૃઢ કરીશ અને નહિ તો તેનો ઊહાપોહ કરીને બીજી કોઈ યુક્તિ

શોધી કાઢીશું. પરંતુએ તો મેં નિશ્ચય કરેલો છે કે, આ બાબતને કાલ પર મુલતવી તો નથી જ રાખવાની!" રઝીયાએ પોતાના મનોવિચારમાં દૃઢ રહીને કહ્યું.

"બહુ સારું. તો ગુલામની મંદ બુદ્ધિમાં એમ આવે છે કે, આવતી કાલે કિલ્લેદાર અલતુનિયાને શાહીદર્બારમાંથી લોકોના દેખતાં ભટિંડે પાછો વિદાય કરી દેવો, પણ ગુપ્ત રીતે તેને એમ સમજાવી દેવું કે, તે થોડી મુકરર કરેલી ફોજ સાથે એક ઠરવેલા સ્થળે રોકાઈ રહે. ત્યાર પછી અહીં એક દિવસે મોકો જોઇને રાતની વેળાએ હુજૂરના ભાઇઓને બેહોશ કરીને અહીંના કેદખાનામાંથી ભટિંડે રવાના કરી દેવા. પછી તો જેવી હુજૂરની મરજી." વજીર સલ્લાહ આપીને તેના ઉત્તરની વાટ જોતો આતુરતામાં ઊભો રહ્યો.

એ સલ્લાહ સાંભળીને રઝીયા પળ બેપળ વિચારમાં નિમગ્ન થઈ ગઈ અને ત્યાર પછી તેણે નજર ઊંચી કરીને વજીર તરફ જોયું અને ગંભીર મુદ્રાથી કહ્યું કે;

"બેશક; તમારી સલ્લાહ પસન્દ કરવા જેવી છે. પણ મારી એવી ઇચ્છા છે કે, માત્ર મારા મોટા ભાઈ રૂકનુદ્દીન ફીરોજશાહને જ અલ્તુનિયાની દેખરેખ તળે ભટિંડાના કિલ્લામાં કેદ કરવાને મોકલી આપું; અને તે આપે દેખાડી તે જ યુક્તિથી અને વાલિદાને મારી પોતાની સાથે જ ખાતિરદારીથી રાખું. થોડા દિવસ પછી જેમને આપણે અહીં નજરકેદ પ્રમાણે રાખેલા છે, તે મુઇજ્જુદ્દીન અને નાસિરુદ્દીનને પણ બીજા કોઈ કિલ્લામાં કયદી તરીકે મોકલાવી દઇશું. મારા બધા ભાઇઓને એક જ સ્થળે અને એક જ માણસના કબ્જામાં રાખવાની મારી મરજી નથી. કારણ કે, એથી તેમને પોતપોતામાં મળવાનો પ્રસંગ મળી શકે, અને તેથી જુદા જુદા મનસૂબા કરવાનો, પોતાની મુક્તિનો અને દંગો ફસાદ કરવાનો તેમનો મનોભાવ થયા કરે, એ સંભવિત છે અને એ પ્રસંગ હું ટાળી દેવા માગું છું. એવો ભરોસો પણ કેમ રાખી શકાય કે, અલ્તુનિયા મારી સાથે બેઇમાની અને નમકહરામી નહિ જ કરે; અને હમેશા દરેક કામનો અંજામ ઇમાનદારીથી જ લાવ્યા કરશે? માટે હું કોઈ પણ એક જ માણસના હાથમાં મારા ભાવી સુખની દોરી આપવા નથી માગતી. તેમને માથું ઉઠાવવાનો પ્રસંગ ન મળે, એવી જ યોજના કરવાની છે." રઝીયાએ પોતાના દીર્ઘ દૃષ્ટિથી ભરેલા વિચારો જણાવ્યા.

રઝીયાની આવી દૂરઅંદેશ સલ્લાહને સાંભળી વજીર તો ઘડીભર આશ્ચર્યમાં લીન થઇને દિગ્મૂઢ જ બની ગયો; અને તેના મુખમાંથી "ખરું છે, ઠીક છે, દુરુસ્ત છે;" એના વિના બીજા શબ્દો જ નીકળી ન શક્યા. એ બાબતનો તો છેડો આવી ગયો, તેથી રઝીયાએ બીજી બાબત છેડી:

"પેલા બે ગુલામ યાકૂબ અને ઐયૂબ વિશે શું કર્યું?" બેગમે પૂછ્યું.

"હુજૂરની આજ્ઞા પ્રમાણે તે બન્નેને શાહી ખજાનામાંથી ઇનામો અપાઈ ચૂક્યાં છે. જો કે ઇનામ આપતી વેળાએ તેમણે 'બંદા સુલ્તાના સાહબાના ગુલામ તો છે જ અને એ અમારી ફરજ હતી. ઇનામોની શી અગત્ય છે?' એવો સવાલ ઉઠાવ્યો હતો, પણ અમે તો હુકમને માનીને ઇનામો આપ્યાં અને આ રહી તેની રસીદ." એમ કહીને વજીરે રસીદ બેગમના હાથમાં આપી.

શમાદાન (દીવી)ની રોશનીથી તે રસીદને વાંચીને બેગમે પાછી તે વજીરને સોંપી અને સવાલ કર્યો કે;–"અને એનો પત્તો તમે મેળવ્યો કે, એ બન્ને અસલ છે કોણ? કારણ કે, એ બન્ને મલ્લો જરૂર કોઈ આલીખાન્દાન (કુલીન) જ છે."

"જી હા–જહાંપનાહ! આપનો વિચાર ઘણો જ સ્તુતિપાત્ર છે અને દૂર અંદેશ છે. આ બાબત વિશે મેં જ્યારે તેમને સવાલ કર્યો ત્યારે પહેલાં તો ઘણીક વાર સુધી તેઓ રોતા રહ્યા અને કાંઈ પણ બોલ્યા નહિ. પણ ત્યાર પછી હિંમત અને ધૈર્ય આપ્યાં, ત્યારે તેમણે પોતાનો હૃદયદ્રાવક વૃત્તાંત કહી સંભળાવ્યો તે આ પ્રમાણે હતો;–

"યાકૂબ અને ઐયૂબ કે જે પરસ્પર ઉસ્તાદ અને શાગિર્દનો સંબંધ ધરાવે છે, તે તાતારી અમીર ખાન્દાનના છે. કેટલાંએક વર્ષોની વાત પર કેટલાક ડાકૂઓ (લૂટારાઓ)એ એમના ઘરપર ઘેરો ઘાલ્યો હતો અને તે વેળાએ એમને કયદ કરીને એક ગુલામી ધંધો કરનાર સૌદાગરને ત્યાં વેચી નાખ્યા હતા. કેટલાક દિવસ પછી તે બુર્દફરોશનો કાફલો હિંદુસ્તાનમાં આવ્યો અને તે કાફલાના સરદારે એ બન્ને ગુલામો, હુજૂરના વાલિદ સાહબને ભેટ કરી દીધા. ત્યારથી એ બન્ને શાહી દરબારમાં હાજર છે. એ બન્ને અરબી અને ફારસી ભાષામાં સારી પ્રવીણતા ધરાવે છે અને એમાંના યાકૂબને અસ્પખાના (અશ્વશાળા) ના ઉપરી અને ઐયૂબને તેના સહાયકારીનો હોદ્દો આપવામાં આવ્યો છે. એટલી જ એ ગુલામોની કર્મકથા છે અને સાંભળ્યા પ્રમાણે મેં તે જહાંપનાહ આગળ રજૂ કરી છે." એમ કહીને વજીર મૌન ધારી ઉભો રહ્યો.

જ્યારે ખુર્શીદ, યાકૂબ અને ઐયૂબ વિશેનો વૃત્તાંત કહેતો જતો હતો, તે વેળાએ સોસન અને ગુલ્શનના મુખપર આનંદની છાયા પ્રત્યક્ષ જોવામાં આવતી હતી. માત્ર રજીયાએ જ ગંભીરતા ધારણ કરેલી હતી, છતાં પણ સ્વાભાવિક સ્નેહના અલક્ષ્ય પ્રકાશની ગુપ્ત છાયા વારંવાર તેનાં ચપળ ચક્ષુમાં પણ આવી જતી હતી. એ ત્રણ ઉપરાંત ત્યાં એક એવી ચોથી લૌંડી પણ હતી કે, જે તે ગુલામોની કર્મકથાને અત્યંત ઉત્સાહથી સાંભળ્યા કરતી હતી.

ગુલામોની કર્મકથા પૂરી થયા પછી બેગમે ખુર્શીદને પોતાના હાથે પાન આપ્યું અને વજીર મુજરો કરીને ત્યાંથી ચાલતો થયો. વજીરના જવા પછી તેણે તે લૌંડી તરફ નજર કરીને કહ્યું કે, "જોહરા! ગાવાવાળીઓને હાજર કર." જોહરાએ જ વજીરના આવવાના સમાચાર આપ્યા હતા, એ વાંચકોના લક્ષમાં તો હશે જ.

"જેવો હુકમ!" એટલું કહીને જોહરા ત્યાંથી ચાલી ગઈ અને ત્યાર પછી સોસનને ઉદ્દેશીને રજીયા કહેવા લાગી કે;—"બી સોસન! શરાબવિના તો આજનો આ પ્રસંગ રંગ વિનાનો જ હોય તેવો જણાય છે."

"જી હા–હુજૂર!" સોસને કહ્યું.

સોસને બાંદિયોને ઈશારત આપી અને તત્કાળ બે ચાર લૌંડિયોએ શરાબથી ભરેલી યાકૂતીની સુરાહી (શીશી) જમુર્રદના પ્યાલા, આબખોરા, ગજક અને મેવાની રકાબીઓ લાવીને દસ્તરખાન પર ગોઠવી દીધી. સોસને શરાબનો પ્યાલો ભરીને બેગમના મુખ આગળ ધર્યો. તેણે તે પીધો અને પછી સુલ્તાના પોતાની સાહેલીઓ સોસન અને

ગુલ્શન સાથે નાસ્તો કરવાને બેઠી. સોસને ગુલ્શનને પણ એક પ્યાલો શરાબનો પીવડાવ્યો, પણ પોતે એક ઘૂંટ પણ દારૂ પીધો નહિ.

ગાવાવાળી કળાવતીઓ પોતાના સાજો સાથે તૈયાર થઇને ત્યાં આવી પહોંચી અને અદબથી નમીને સુલ્તાનાને સલામ કરી બેઠી; પછી તેમણે ગાવાની શરુઆત કરી. એ સઘળી નાજનીનો કોમલાંગી, સ્વરૂપસુંદર અને ઘાટઘટમદાર હતી અને ગાનવિદ્યામાં પૂર્ણ ચતુર ગણાતી હતી. એ ઓરતો અસ્લમાં ખારજમની રહેવાવાળી હતી, પરંતુ દુર્ભાગ્યે કે સદ્ભાગ્યે હાલમાં સુલ્તાના રજીયા બેગમના જનાનાખાનાની લોંડીયો બનીને, ગાવા, બજાવા અને નાચવાની તાલીમ લઈ સુલ્તાનાના મનોરંજન-માટે તે જ કામ કરતી હતી.

બેગમ સાહેબા સમક્ષ એકત્ર થયેલી ગાવાવાળીઓની સંખ્યા વીસની લગભ-ગમાં છે અને પ્રત્યેકના હાથમાં ભિન્ન ભિન્ન જાતિનાં વાદ્યો જોવામાં આવે છે. તેઓ-માંથી ખુબસુરતી અને નાજો નખરાંમાં બધાથી વર્ચસ્વ ધરાવતી એક યૌવનમદમાતીએ બેગમને હસ્ત જોડીને વિનતિ કરી કે, "જહાંપનાહ ! નાચ શરુ કરીએ ?"

"ના; ફક્ત બેઠકી મુજરો જ ચાલવા દો." સુલ્તાનાએ જવાબ આપ્યો.

એ ઇચ્છા જાણતાં જ બધીઓએ પાછી પોતાનાં વાદ્યોની મિલાવટ કરી અને નીચે લખેલી ગજલને ગાવાનો આરંભ કર્યો—

### ગજલ

બતાદો, હમ તુમ્હારે આરિજે કાકુલકો ક્યા સમઝેં ?
ઉસે હમ સાંપ સમઝેં, ઔર ઇસે મન સાંપકા સમઝેં.
યે ક્યા તશબીઃ હય બેહુદઃ યે ક્યોં મૂઝીસે નિસબત દે;
ઉસે બર્ક ઔર ઇસે સાવનકી હમ કાલી ઘટા સમઝેં.
ઘટા ઔર બર્ક ક્યા હય, ક્યોં ઘટાકર ઇનકી નિસબત દેં;
ઉસે બર્ગે સમન ઔર, ઇસકો સુમ્બુલકી જટા સમઝે.
નવાતાતે જમીંસે ઇનકો ક્યા નિસ્બત મઆજ અલ્લાહ !;
હુમાં આરિજકો ઔર કાકુલકો હમ જુલ્ફે હુમાં સમઝેં.
ગલતહી હો ગઈ તસબીહ યહભી યેક તાયરસે;
ઉસે જુલ્માત ઇસકો ચશ્મ યે આબેબકા સમઝેં.
જો કહિયે વ્હે ફકત મકસૂદથી ખુસરો સિકંદર કે;
ચહેબયજા ઉસે, ઔર ઇસકો મૂસાકા અસા સમઝેં.
અગર યહભી પસન્દે ખાતિરેવાલા ન આવે તો;
ઉસે વક્તે નમા સુબહ, ઔર ઇસકો અસા સમઝે.
જો ઇન તસબીહોંસેભી દાગ ઉન દોનોંમે આતા હો;
ઉસે કન્દીલે કાવઃ ઇસકો કાવઃકી રદા સમઝેં.
ફકીર ઇન સારી તસબીહોંકો રદ કરકે વ્હે કહતે હયેં;
સુવયદા ઉસકો સમઝેં ઔર ઇસે નૂરે ખુદા સમઝેં.

એ ગજલ તે નાજનીએ એવી તો ખૂબીથી લલકારી કે, એકવાર તો આખી મહેફિલ ચમકી ઉઠી અને બેગમે ઇનામો આપીને તે બધી ગાવાવાળીઓને વિદાય કરી દીધી. ત્યાર પછી તે સોસન તરફ નજર કરીને બોલી કે, "કેમ બી સોસન! આજે તારો આ ગુલાબી ચહેરો ઉતરેલો કેમ દેખાય છે?"

ખરેખર સોસનની મુખમુદ્રામાં એ સમયે ઉદાસીનતાની છાયા છવાયલી હતી અને ક્ષણે ક્ષણે તે દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ નાંખ્યા કરતી હતી અર્થાત્ તેને દેહનું ભાન પણ હતું નહિ. એવામાં બેગમનાં એ વચનોથી તે ભડકી ઉઠી અને પોતાના હૃદયના ભાવોને હૃદયમાં જ દબાવીને જવાબ આપ્યો કે;–"જી નહિ; હુજૂર! મારો ચહેરો ઉતરેલો નથી, પણ આ ગજલની રસમયતાના વિચારે જ ઘડીભર મને એવી બનાવી દીધી હતી. કેવી રસવતી મનોહર અને આકર્ષક કાવ્યરચના!!"

"તો શું આજે તું કાંઈ પણ નથી ગાવાની?" સુલ્તાનાએ મર્મયુક્ત પ્રશ્ન કર્યો.

"શામાટે નહિ?" સોસને સુલ્તાનાનો મનોભાવ જાણી એમ કહીને તરત પોતાની વીણા હાથમાં ઉપાડી લીધી અને ગુલ્શને તબલાપર થાપ લગાવી. પહેલાં તો તેણે એક "હમીર"ની ચીજ ઘણી જ રસિકતાથી વીણા સાથે ગાઈ સંભળાવી અને ત્યાર પછી આ ગજલ ગાવાનો આરંભ કર્યો:–

ગજલ

"જબ ન થા કુછ ઇશ્ક હાલે યાર ક્યા માલૂમ થા?
મજહદે તૌહીદે હક રૂખ્સાર ક્યા માલૂમ થા?
હમ સમઝતે થે કિ હોંગે વસ્લમેં તુમ પર નિસાર;
જાન લેગી હસરતે દીદાર ક્યા માલૂમ થા?
પહલે આસાં જાનતે થે આપકી ઉલ્ફતકો હમ;
જિન્દગી હો જાયગી દુશ્વાર ક્યા માલૂમ થા?
નકદ દિલકો લેકે આ નિકલેથે એક ઉમ્મીદ પર,
લાઓબાલી હય તેરી સરકાર, ક્યા માલૂમ થા?
ક્યા ખબરથી મુઝકો અપને બસમેં કર લેંગે હુજૂર;
ઔર બી હો જાયેંગે બેજાર ક્યા માલૂમ થા?
હમ અબીસે કહ રહે હયં ઇશ્કમેં જાતી હય જાન;
ફિર ન કહેના ઓ બુતે ઐય્યાર ક્યા માલૂમ થા?
યહ ખબર હોતી તો ઉસ્કો દિલ ન દેતે અય વહીદ!
કૂઓલસે ફિર જાયગા વહ યાર ક્યા માલૂમ થા?"

સોસનના એ સુસ્વર સંગીતની સમાપ્તિ પછી ગુલ્શને વીણાના તાર મેળવીને ગંભીરતાથી નીચેના સન્માનનીય ગાનનો પ્રારંભ કર્યો:–

ગજલ

"ઇશ્ક ક્યા શય, હય, કિસી કામિલસે પૂછા ચાહિએ;
કિસ તરહ જાતા હય દિલ, બેદિલસે પૂછા ચાહિએ.

કયા તડપનેમેં મઝા હય, કત્લ હો પ્યારે કે હાથ,
ઉસકી લજ્જતકો કિસી બિસ્મિલસે પૂછા ચાહિએ!
જિસ્ને ઉસય ઝખ્મ ખાયા હય, ઉસે માલૂમ હય,
તેગે અબરૂકી સિફત ઘાયલસે પૂછા ચાહિએ!
યારકે મિલનેકી કોઈ તરહ બન આતી નહીં;
તરહ મિલનેકી કિસી વાસિલસે પૂછા ચાહિએ!
આહો નાલેકી હકીકત દેખતા હું હિજ્રમેં,
કયા ગુજરતી હોગી તાબાં દિલસે પૂછા ચાહિએ!"

રાતના લગભગ દશ વાગ્યા સુધી એવી રીતે ગાનતાન અને શરાબ કબાબના વ્યાપારની તેજી ચાલતી રહી. ત્યાર પછી રઝીયા તે જલસાને પૂરો કરી ઊઠી અને પોતાના મહેલમાં જઈ ભોજન વગેરે લીધા પછી મખમલી પલંગપર જઇને લેટી. તેના પલંગની બન્ને બાજુએ પોતપોતાના પલંગપર સોસન અને ગુલ્શન પણ સૂતેલી હતી અને વીસ કરતાં વિશેષ બાંદીઓ હાથમાં નાગી તલવારો સાથે બેગમ અને તેની સહેલિયોના પલંગની ચારે તરફ પહેરો ભર્યા કરતી હતી. બાંદીઓનો પહેરો બબ્બે કલાકે બદલાતો હતો.

આજ રઝીયા, સોસન અને ગુલ્શન પોત પોતાના પલંગોમાં સૂતેલી તો જોવામાં આવે છે, પણ એવો નિશ્ચય થતો નથી કે, તેમને નિદ્રા આવેલી છે; કારણ કે તેઓ વારંવાર પાસાં બદલ્યા કરે છે અને તેથી તેમનાં મનમાંની અસ્વસ્થતાનું આપણે પ્રત્યક્ષ દર્શન કરી શકીએ છીએ. પણ એ અસ્વસ્થતા શાની હશે, અને એનું કારણ શું? ઇત્યાદિ પ્રશ્નો વાંચકોના મનમાં થતા હશે, પણ એ ભેદ આગળ જતાં પોતાની મેળે જ ઉઘડવાનો હોવાથી વાંચકોએ હાલ તો ધૈર્ય ધારવું જ ઉચિત છે.

---

## પ્રકરણ ૬ ઠું

## દંગો ફસાદ

"ન પૂછો હમસફીરો! કયા હુઈ વહ અપની આઝાદી;
ગિરફ્તારે બલા જબસે હયં બરગશ્તા જમાના હય;
ન ઉમ્મીદે રિહાઈ હય, ન હય પરવાઝકી તાકત;
હમારે મુશ્તપરકા અબ કફસમેં આશિયાના હય!"

સફીર

ત્રીજા પ્રહરના સમયે પુરાની દિલ્લી-કે જે કુતુબમીનાર પાસે જ વસેલી હતી અને જ્યાં યમુનાના એક નાળાના કિનારા પર ગુલામ કુતબુદ્દીન આબકનો કરાવેલો કિલ્લો હતો, તે દિલ્લીના બજારમાં ત્રણ મુસલમાન ફકીર ભીખ માગતા જોવામાં આવે છે. તેમાં એક જરાક ઊંચા કદનો બુઢ્ઢો ફકીર છે અને બે મધ્યમ આકૃતિના નવજવાન ફકીરો છે. ત્રણેની સૂરત શકલમાં જોકે થોડો થોડો ફરક જોવામાં આવે છે, છતાં પણ બુઢ્ઢાની મુખમુદ્રામાંથી એક પ્રકારનો અપૂર્વ પ્રભાવ નીકળતો આપણે જોઈ શકીએ

છીએ, અને તેના બન્ને શાગિર્દોના મુખમંડળમાં સરળતા અને અજ્ઞાનતાનું પ્રત્યક્ષ દર્શન થાય છે. ત્રણે જણે ગોઠણ સૂધી લીલા રંગના કુડતા, ગળામાં જથાબંધ કાચનાં મણકા પહેરેલા છે અને હાથમાં તસબીહ ધારેલી છે. બુઢ્ઢાના સફેદ વાળો કાંધપર પડેલા છે અને બન્ને નવજવાન ફકીરના કાળા કાળા ઘુંઘરવાળા વાળો કમર સૂધી પહોંચેલા દેખાય છે. એ ત્રણે કોઇની સાથે કાંઈ વાતચીત પણ કરતા નહોતા, તેમ જ કોઈ પાસેથી હઠ કરીને કાંઈ માગતા પણ નહોતા; કિન્તુ દરેક ગલી ગુંચી અને બજારમાં આ પ્રમાણે અવાજ કાઢતા ફરતા હતા;–

"મઓલા તુજકો બેટા દેવે, દે ખુદાકી રાહમેં!" આ બુઢ્ઢાનું વાકય હતું.

"બાબા તેરા બેટા જીએ દે ખુદાકી રાહમેં!" પહેલા નવજવાનનું એ વચન હતું.

"અલ્લાહ, તુજકો બેટા દેવે દે ખુદાકી રાહમેં!" બીજો નવજવાન ફકીર એ પ્રમાણે બોલતો હતો.

જો કે ત્રણેના અવાજ સુરીલા હતા, પણ તે ઉભય યુવકોના અવાજની સાથે સરખાવતાં બુઢ્ઢાના અવાજમાં કાંઇક રુક્ષતાની સાથે કઠોરતાનો પણ ભાસ થતો હતો. એ પ્રમાણે ત્રણે પોકાર કરતા ફરતા ફરતા બજારો અને ગલીગૂચીમાં થતા કેટલેક દૂર એક મેદાનમાં જઈ પહોંચ્યા. ત્યાં એક દેવમંદિરના દ્વારપર સેંકડો મુસલમાનો હથિયાર લઇને મંદિરનાં દ્વારોને ફોડવાનો પ્રયત્ન કરતા અને "અલી અલી" ના પોકાર કરતા જોવામાં આવ્યા. મંદિરની છતપર કેટલાક હિન્દુઓ કંપતા ઉભા હતા; અને તે મુસલમાનોને ઘણી જ નમ્રતાથી હાથ જોડીને પ્રાર્થનાઓ કરતા હતા ને કહેતા હતા કે, "ભાઇઓ! આપ લોકોએ અમો નિરપરાધીઓને મારવામાટે અને મંદિરમાં ઘુસવામાટે શા કારણથી કમર બાંધેલી છે? અમારો શો અપરાધ છે અને અમે કે આ મંદિરે તમારું શું બગાડયું છે? આટલા બધા જુલમનું કાંઇક કારણ તો હોવું જ જોઈએ; પણ તે નથી. આપ વિનાકારણ અમારા લોહીના તરસ્યા થયા છો!!!"

પણ એ પ્રાર્થનાના પ્રત્યુત્તરમાં મુસલમાન લોકોએ ભયંકર ગાલિપ્રદાન સાથે મંદિરના મજબૂત દ્વારપર કુઠારનો પ્રહાર જ માત્ર વધાર્યો. ત્રણે ફકીર એટલામાં ત્યાં આવી લાગ્યા અને પોતાના તરુણ શિષ્યોને એક બાજૂએ ઉભા રાખી તે બુઢ્ઢો ફકીર ભીડને ચીરી મંદિરના દ્વારપર જઈ પહોંચ્યો અને દ્વારપર એવી રીતે પીઠ અડકાડીને ઉભો રહ્યો કે, તરત કુઠારનો પ્રવાહ અટકી પડ્યો અને કેટલાક મુસલમાનો ગુસ્સાથી પોકાર કરવા લાગ્યા કે–"કમરે ફકીરની દૂમ! તને અહીં કોણે બોલાવ્યો છે? ચાલ, હટ, અહીંથી દૂર થા અને પોતાનો રસ્તો પકડ!"

પરંતુ બુઢ્ઢાએ એ ધમકીની કાંઈ પણ પરવા ન કરી અને મંદ હાસ્ય કરી કહ્યું કે, "યા ઇલાહી! શું એવા દિવસો પણ આવ્યા કે, પોતાની કોમ પોતાની દુશ્મન બનીને આમ ગાળો આપવા લાગી!–અફસોસ!!! શું દીન ઇસ્લામની કૌમી મિલ્લત આવા દરજાને પહોંચી? યા રબ! તું જ માલિક છે!"

એ વાકયો તે બુઢ્ઢા ફકીરે એવી ઢબથી ઉચ્ચાર્યાં કે, જે મુસલમાનોએ એને ગાળો આપી હતી, તે કાંઇક નરમ પડ્યા અને કેટલાક મુસલમાનો તેની સ્હામા ઉભા રહીને સવાલો પૂછવા લાગ્યા;—

"આપ ક્યાં રહો છો?"–"અહીં કેમ આવ્યા છો?" "અમારા કામમાં કેમ ખલલ પહોંચારો છો?"–"મુસલમાન છતાં એક કાફિરના બુતખાના (મૂર્તિસ્થાન) ને તોડી પાડવાથી અમને કેમ અટકાવો છો?"–"કાફિરોને મારવા અને તેમને દીન ઈસ્લામમાં લાવવા, એ શરાના કાયદા પ્રમાણે યોગ્ય છે, ત્યારે આપ એવા એક સવાબના કામમાં આડા શા માટે આવો છો?" ઈત્યાદિ સવાલો તેમના તરફથી પૂછ-વામાં આવ્યા.

આવા પ્રકારના સેંકડો સવાલ સાંભળીને બુઢ્ઢા ફકીરે કહ્યું કે "ભલા, મેહરબાની કરીને આપ લોકો એ તો બતાવો કે, આપ લોકો આ બુતખાનાની બરબાદી શામાટે કરો છો?"

"ફલાં--મસ્જિદમાં કોઈ બદમાશ હિન્દુએ સુવ્વરનું ગોશ્ત નાખેલું છે!" એક મુસલમાને ઘણા જ ગુસ્સાથી જવાબ આપ્યો.

"કોઇ હિન્દુએ? સુવ્વરનું ગોશ્ત? સારું; પણ એની સાબેતી શી છે કે, તે સુવ્વરનું ગોશ્ત હતું?" બુઢ્ઢા ફકીરે શંકા કાઢી.

"એ ગોશ્ત વિના બીજું મસ્જિદમાં શામાટે ફેંકવામાં આવે?" બીજા મુસલ-માને કહ્યું.

"એ જવાબ સંતોષકારક ગણી ન શકાય; વળી તમે તો એમ પણ કહો છો કે, 'કોઈ હિન્દુએ નાખ્યું;' ઠીક–આપ લોકોએ કોઈ હિન્દુને તેમ કરતાં જોયો કે પકડ્યો છે?' બુઢ્ઢા ફકીરે વળી પણ તેમને નિરુત્તર કરનારો પ્રશ્ન પૂછ્યો.

"જોયો નથી, તો શું થયું? હિન્દુ વિના બીજું કોણ એવી બેઅદબી કરી શકે એમ છે? કાંઇક તો વિચાર કરો." ત્રીજા મુસલમાને કહ્યું.

"તમારો આ સરાસર ગેરઇન્સાફ છે. પહેલાં તો તમારી પાસે એની જ કાંઈ પણ સાબેતી નથી કે, એ ગોશ્ત સુવ્વરનું હતું; અને વળી કોઈ હિન્દુને તે ફેંકતાં પણ કોઇએ જોયો નથી. આવો મામલો છતાં હિન્દુઓને ગુનાહગાર ગણવા, એ એક જાતનો જુલ્મ નહિ, તો બીજું શું?" બુઢ્ઢા ફકીરે પાછા પોતાના નિષ્પક્ષપાતી ઉદ્ગારો કાઢ્યા.

"શાહ સાહબ! કસમ કુરાનના કે મેં એક હિન્દુને મસ્જિદમાં ગોશ્ત નાખતાં જોયેલો છે અને તેથી એ ગોશ્ત સુવ્વરનું જ હોવું જોઇએ!" ચોથા મુસલમાને આબરુ-દાર ગવાહી આપી.

"લાહોલવલાકૂવત! હવે આ વળી નવો ફિત્નો! ખેર; એ પણ માન્યું. કદાચિત્ કોઇ નાલાયક હિન્દુએ એવી બેઅદબી કરી પણ હોય, તો તેથી શું બધા હિન્દુઓ ગુનાહગાર થયા કે? તેમ જ એક હિન્દુના અપરાધમાટે આ બુતખાનાનો નાશ કરવા તૈયાર થયા છો કે? એ મંદિરમાં એકત્ર થયેલા બધા હિન્દુઓને મારી નાખવાપર શા માટે કમર બાંધી છે?" ફકીરે વળી દલીલો આપી.

"મસ્જિદને નાપાક કરવાનો બદલો આ બુતખાનાને તોડી નાખવાથી જ અને એમાં જેટલા હિન્દુઓ છે તે સઘળાને મારી નાખવાથી અથવા મુસલમાન બનાવવાથી જ વાળી શકાશે!" પાંચમા મુસલમાને કહ્યું.

"તૌબા તૌબા! આ જુલ્મ છે. પાક કુરાનશરીફની મનીષા એવી તો નથી જ—ખુદાને વાસ્તે દિલમાં જરા રહમને જગા આપો. આ બુઢ્ઢાની સલાહ માનો અને જુલ્મ કરવાથી પાછા હટો!" બુઢ્ઢા ફકીરે આર્જવતાથી કહ્યું.

"હર્ગિજ નહિ, કદાપિ નહિ—એ બુઢ્ઢા! તું જો પોતાની ભલાઈ ચાહતો હોય, તો જલ્દી અહીંથી હટી જા, નહિ તો તને પણ કાફિર ગણીને મારી નાખવામાં આવશે." બુઢ્ઢા ફકીરની નિષ્પક્ષપાત વાતોથી ચીડાઇને કેટલાક મુસલમાનોએ પોકાર કર્યો.

"ભાઇઓ! જો અમને મારી નાખવાથી તમારું ભલુ થતું હોય, તો આવો, લ્યો આ માથું હાજિર છે; પણ આવી રીતે આ શરીરમાં પ્રાણ છે ત્યાંસૂધી તો હું આ જુલ્મ કરવાથી તમને જરૂર રોકીશ." વૃદ્ધ ફકીરે પોતાના વિચારમાં દૃઢ રહીને કહ્યું.

"એમ જ જણાય છે કે, તારું મૌત આવી પહોંચ્યું છે!" એક મુસલમાને ભયંકર ગર્જના કરીને કહ્યું.

બુઢ્ઢાએ ઊભા ઊભા અહીં તહીં નજર દોડાવીને જોયું અને ત્યાર પછી કહ્યું કે, "જો એમ જ છે તો એ બેઅદબ કાફિર હિન્દુઓ વિરુદ્ધ બેગમ સાહબાની રૂબરૂમાં ફરિયાદ કેમ નથી કરતા?"

"અમે પોતાના મુકદ્દમાનો ફેસલો કરવાને સમર્થ છીએ; અને તેથી બેગમ અથવા બાદશાહની પરવા નથી રાખતા; ફરિયાદો કરવી, એ તો બુજદિલ (બકરીના જેવા ડરપોક મનવાળા) હિન્દુઓનું જ કામ છે; તેઓ જ પોતાના ભાગ્યનો આધાર બીજાઓપર રાખી બેસી રહે છે. માટે તેમની ઇચ્છામાં આવે ત્યાં જઇને અમારા જુલ્મની ભલે ફરિયાદ કર્યા કરે! અમને તેની દરકાર નથી!" બીજા મુસલમાને ગુસ્સામાં જ આવા બેહુદા ઉદ્ગારો કાઢ્યા.

"તો શું તમે પોતાને સુલ્તાના રજીયા બેગમની રૈયત નથી સમજતા?" ફકીરે આશ્ચર્યથી સવાલ કર્યો.

એ પ્રશ્નનું એક મુસલમાને અત્યંત આવેશથી ઉત્તર આપ્યું કે, "ભલે તે રજીયા હો કે રુસ્તમ, પણ જે અમારા દીન ઇસ્લામમાં ખલલ પહોંચાડનાર હોય, તે કાફિરની અમે કાંઇપણ પરવા નથી કરતા; બલ્કે તેને જહન્નમમાં મોકલી દેવાનું જ અમે વધારે લાજિમ ધારીએ છીએ."

"ત્યારે તો તમે પોતે પણ ખાસા કાફિર જ છો! અને નાહક 'દીન દીન'નો પોકાર કરીને પાક ઇસલામ મજહબના ખરા અર્થોને કલંક લગાવો છો!" બુઢ્ઢા ફકીરે હવે ગુસ્સાના પૂરા આવેશથી તેમના પર ધિક્કાર વર્ષાવતાં કહ્યું.

તે વૃદ્ધ ફકીરનાં એ ધિક્કારભરેલાં વાકયો સાંભળતાં જ મુસલમાનોએ મોટો પોકાર કર્યો અને તે બધા તે ફકીરને મારવાને તૈયાર થઈ ગયા; પરંતુ એટલામાં એક હજાર શાહી સિપાહીઓએ અચાનક આવીને તે દંગો ફસાદ કરવાવાળાઓને ઘેરી લીધા અને થોડીક માર કૂટ કરીને તે બધા ફસાદીઓને ગિરફતાર કરી જેલખાનાનો રસ્તો લીધો. જોતજોતામાં મેદાન સાફ ખાલી થઈ ગયું અને ત્યાં ઉપર કહેલા ત્રણ ફકીરો વિના બીજું કોઈ પણ બાકી રહ્યું નહિ.

બદમાશોના કેદ થયા પછી મંદિરનાં દ્વાર ઉઘડ્યાં અને અંદરથી કેટલાક બ્રાહ્મણો નીકળીને તે બુઢ્ઢા ફકીરને ઝુકી ઝુકીને સલામ કરવા અને આશીર્વાદ દેવા લાગ્યા. વૃદ્ધ ફકીરે સલામનો જવાબ આપીને ઘણી જ નમ્રતાથી એક બ્રાહ્મણને પૂછ્યું કે, "પંડિતજી, આપનું નામ શું છે?"

"હરિહર શર્મા!" બ્રાહ્મણે ઉત્તર આપ્યું.

"આપ મેહરબાની કરીને કહેશો કે, આ ફસાદનું મૂળ કારણ શું હતું?" ફકીરે પાછો સવાલ કર્યો.

"જનાબ શાહ સાહબ! આપ મારું કથન સત્ય માનશો? મારા વચનમાં વિશ્વાસ રાખશો?" બ્રાહ્મણે શંકાશીલ હૃદયથી પૂછ્યું.

"આપની કર્મકથા વિશ્વાસપાત્ર હોવી જ જોઇએ! કારણ કે, એ તો હું સારી રીતે જાણું છું કે, બીજી કોમો કરતાં હિન્દુઓ કાંઇક વધારે સાચું બોલનારા હોય છે. હિન્દુઓની જાત જેવી હમદર્દી, દિયાનતદારી, દીનવત્સલતા, ફર્માબર્દારી, અને પવિત્રતા દુનિયાના પર્દામાં બીજી કોઈ જાતમાં તો જોવામાં નથી આવતી. આપ કોઈ પણ બાબતનો અંદેશો ન કરો અને જે કાંઈ પણ સાચી બીના હોય, તે નિર્ભયતાથી કહો." ફકીરે કહ્યું.

"આહા! હજરત! આપના જેવા બુદ્ધિમાન્ ઉદારહૃદય મહાપુરુષો મુસલમાન જાતિમાં કેટલાક હશે? આપના અમે મરણપર્યન્ત આભારી રહીશું. કારણ કે, આજે જે આ મન્દિરનું અસ્તિત્વ જોવામાં આવે છે અને અમે જીવતા ઉભા છીએ, તે માત્ર આપની સહાયતાથી જ! અન્યથા અમારા સત્યનાશમાં વિલમ્બ જ ક્યાં હતો?" હરિહર પંડિતે કૃતજ્ઞતાદર્શક ઉદ્‌ગાર કાઢીને કહ્યું.

"મારી સહાયતા શી હોઈ શકે? એ તો પાક પરવરદિગારની જ મેહરબાની! ઈન્સાનની શી તાકત છે કે, તેની મરજીથી વિરુદ્ધ કાંઈ પણ કરી શકે!" નિરભિમાનતાથી ફકીર બોલ્યો.

"ઠીક ત્યારે સાંભળો અમારી કર્મકથા;" હરિહરે પોતાના વૃત્તાંતનો આરંભ ર્યો." એ ફસાદીઓએ અમારા માથે જે દોષ મૂકયો કે, 'કોઈ શખ્સે મસ્જિદમાં સૂવરનું માંસ નાખ્યું હતું;' એ વાત તદ્દન જૂઠી અને નિર્મૂળ છે. આપ એટલું તો ખાત્રીથી માનશો જ કે, જે ખરો હિન્દુ બચ્ચો હશે, તે તો કોઈ પણ બીજા ધર્માવલંબીઓના ઉપાસનાના સ્થાનમાં તેમના ધર્મવિરુદ્ધ કોઈ પણ અપવિત્ર વસ્તુ નહિ નાખે. હવે મુસલમાનો હિન્દુઓની સાથે કેવું વર્તન કરે છે, એ તો આખી દુનિયા જાણે છે; પણ આપ એક પણ એવું ઉદાહરણ બતાવી શકશો કે, કોઈ હિન્દુએ પણ કોઈ મસ્જિદને તોડી પાડી હોય અથવા કુરાન શરીફના [illegible] બાળી નાખ્યું હોય? નહિ, એવું કૃત્ય શાન્ત અને ધર્મભીરુ હિન્દુઓ કરે, એ સવ[illegible]ચ છે, અસંભવનીય છે!"

"બેશક–બેશક! પંડિતજી! ખરેખર બિચારા હિન્દુઓ ઘણા જ શાન્ત અને સત્યપ્રિય હોય છે. પણ હા–એ વાત તો આપે જણાવી જ નહિ કે, ટંટાનું મૂળ કારણ શું હતું?" બુઢ્ઢા ફકીરે પાછો પ્રશ્ન પૂછ્યો.

"મૂળ વાત એમ છે કે, આ મંદિરમાં હમેશ પ્રતિમાપૂજન થયા કરે છે અને તે વેળાએ ઘંટ અને નગારાં વગેરે પણ વાગ્યાં કરે છે. પરંતુ મુસલમાનો જ્યારે ને ત્યારે અહીં આવી અમને ઘંટ અને શંખ વગેરે વગાડવાની ના પાડે છે અને ધમકાવતા રહે છે. એ જ બાબતમાટે બે ચાર દિવસપર મુસલમાનો સાથે હિન્દુઓની કાંઈક બોલાચાલી થઈ હતી અને તેથી ગઈ કાલે રાત્રે કેટલાક હથિયારબંધ મુસલમાનો અહીં આવ્યા અને ગોશાળામાંથી બળાત્કારે ચાળીસ ગાયોને છોડીને લઈ ગયા. તે ગાયો હજી સુધી જીવતી જાગતી એક સ્થળે બાંધેલી છે. આજ સવારમાં અમે તેમની પાસે જઇને ઘણી જ વિનતિ કરી અને ચાળીસ ગાયોના છૂટકારામાટે એક હજાર રૂપિયા આપવાને તૈયાર થયા, પણ તેમનું હૃદય ન પીગળ્યું અને ત્રીજે પ્રહરે આ મંદિરપર તેઓ ચઢી આવ્યા. એ પછીનો હાલ તો તમે જાણો જ છો." હરિહરે ફિસાદનું ખરું કારણ કહી સંભળાવ્યું.

એ વૃત્તાંત સાંભળી તે ઇન્સાફી ફકીર ઘડીભર વિચારમાં પડી ગયો અને પછી હૃદયના ખરા ભાવથી કહેવા લાગ્યો કે, "ખરેખર આપે આ બધો વૃત્તાંત અક્ષરે અક્ષર સત્ય જ કહ્યો છે. હું પણ આ શહેરમાં રાત દિવસ ફરતો રહું છું, તેથી શહેરની કોઈ પણ વાત મારાથી અજાણી નથી. પણ પંડિતજી ! જ્યારે એ ચોરટાઓએ આવી રીતે તમારા મંદિરપર હલ્લો કર્યો અને તમારી વિનતિ ન માની, ત્યારે તો તમારે સુલ્તાના રજીયા બેગમની હુજૂરમાં એ બાબતની ફરિયાદ જરૂર કરવી જોઈતી હતી."

"આપે ખરું કહ્યું, પણ શું કરીએ ? જો કે એમ તો અમારા સાંભળવામાં આવ્યા જ કરે છે કે, બેગમ સાહબા પોતે દર્બારમાં કબા અને તાજ પહેરીને બેસે છે, અને ઘણા જ અદલ ઈન્સાફથી લોકોની ફરિયાદ સાંભળે છે; પરંતુ એમાં તથ્ય કેટલુંક છે, તે તો પરમાત્મા જાણે ! મુસલમાનો વિરુદ્ધ સુલ્તાનાની સભામાં ન્યાય છે કિંવા નહિ, એની અમને માહિતી નથી. અમારી ગાયો માટે અમારો દર્બારમાં જવાનો મનોભાવ હતો, પરન્તુ પેશકારે ( દર્બારમાં રજૂ કરનાર અમલદારે ) અમને ત્યાંથી કાઢી મૂક્યા અને તેથી અમે હજાર રૂપિયા આપીને ગાયો છોડાવવાને તૈયાર થયા; પણ તેનું શું પરિણામ થયું તે તો આપે નજરો નજર જોયું" હરિહર પંડિતે ખરેખરાં કારણો બતાવી દીધાં.

બુઢ્ઢો ફકીર એ હકીકત ઘણા જ ધ્યાનથી સાંભળતો હતો અને તેથી હરિહર શર્મા બોલી રહ્યા પછી તેણે જોશમાં આવીને કહ્યું કે, "હેં ! એ શું બોલો છો, બેગમ સાહબાનો તો એવો જ હુકમ છે કે, ગરીબ અથવા તવંગર કે હિન્દુ અથવા મોટો, મુસલ્માન જેને આવવું હોય તે દર્બારમાં આવીને પોતાની ફરિયાદ સંભળાવે ?"

"આપના કહેવાને હું તોડી નથી પાડતો; પણ મેં તો જે સાચી વાત હતી, તે આપને કહી દીધી. અમે તો માત્ર દર્બાર સુધી પહોંચી શક્યા અને દર્વાજાપરથી જ અમને પાછા ધકેલવામાં આવ્યા." હરિહરે પાછી તે જ વાત કહી.

"ઠીક, ત્યારે આપને પાછા વાળનાર પેશકારનું નામ આપ જાણો ફકીરે કહ્યું.

"મહબ્બતખાં;" હરિહરે જવાબ આપ્યો.

"ખેર, ખુદાની મેહરનજરથી આજે આપ એ લોકોનાં ફસાદમાંથી બચી ગયા, તેથી તમારે ખુદાનો આભાર માનવો ઉચિત છે. ગુલામ હવે રજા ઈચ્છે છે." ફકીરે જવાની ઇચ્છા દર્શાવી.

હરિહર અને બીજા બ્રાહ્મણોએ તેને જમીને જવાનો આગ્રહ કર્યો, પણ ઉપકાર માનીને તેનો હાલ તરત અસ્વીકાર કરી બીજી વેળા આવવાનું વચન આપીને મનોહર હાસ્ય સહિત તે બુઢ્ઢો ફકીર ત્યાંથી ચાલતો થયો; અને તેની પાછળ તેના બે શાગિર્દો પણ ચાલવા લાગ્યા. પહેલાં પ્રમાણે જ સવાલો પોકારતા અને ગલી ગુંચીમાં ફરતા ફરતા અંધકાર થતાં એક મેદાનને ઓળંગીને તેઓ શાહી કિલ્લાના પાછળના એક ચોર દર્વાજાપર જઇને ઉભા રહ્યા. એક શાગિર્દે તે દરવાજાને ઠોકયો અને તે ઇશારાને ઓળખી અંદરથી તેનું અડકણ કોઇએ ખોલી દીધું. તે ત્રણે અંદર ચાલ્યા ગયા અને દરવાજો પાછો અંદરથી બંધ કરવામાં આવ્યો.

---

## પ્રકરણ ૭ મું
## દર્બારે સુલ્તાના
અથવા
## રઝીયાની રાજસભા

"કરેંગે હમ્હી ખુશ રિયાયાકો અપની;
હમ્હીપર હયઁ ઉમ્મીદેં મૌકૂફ ઉસકી;
હમ્હીં શમા ઇસલામ રોશન કરેંગે;
બડોંકા હમ્હીં નામ રોશન કરેંગે," **બેગમ**

આપણે અંગ્રેજી કચેરીઓ, હાઇકોર્ટો, અને લૉર્ડ સાહેબોની કાઉન્સિલોનો દોરદમામ દેખેલો છે; અને અંગ્રેજી પારલામેન્ટ મહાસભાનું વર્ણન પણ પુસ્તકો અને સમાચારપત્રોમાં વાંચેલું છે; પરંતુ તે સર્વ કરતાં આ બાદશાહી દરબાર અથવા કચેરીની છટા કાંઇક નિરાળી જ હતી. ડૉક્ટર મનૂસી એ-કે જેણે શાહજહાં અને ઔરંગજેબના દરબારો નજરે જોયેલા હતા-એક સ્થળે પોતાના પ્રવાસવૃત્તાંતમાં લખેલું છે કે:-

"યૂરોપીયન રાજનૈતિક દરબાર અથવા કચેરીઓની અપેક્ષા હિન્દુસ્તાનના બાદશાહી દરબારો ઘણા જ દોર દમામ ભરેલા હોય છે અને તેમાં જે મુકર્દમાઓ લાવવામાં આવે છે, તેમનો તરત જ ફેસલો થઈ જાય છે. પરંતુ જે કચેરીઓમાં કાજી સાહબોનો જ સર્વથા ઇખ્તિયાર હોય છે, તે કચેરીઓમાં ઇન્સાફ તો શું, પણ કોઈ કોઈ વાર તે મુકર્દમાના ફેસલાનો વારો જ નથી આવતો !"

જોકે મનૂસીના મત સાથે અમે સંપૂર્ણ રીતે સંમત નથી. અર્થાત્ અમારું એવું માનવું છે કે, શાહી દરબાર કે કાજી સાહબોની બધી કચેરિયોમાં અંધેરનું જ પ્રાબલ્ય નહોતું કિન્તુ કોઈ કોઈ સ્થળે તો યોગ્ય તપાસ કરીને સાચો ન્યાય પણ આપવામાં આવતો હતો. પરંતુ એટલું તો ખરું કે, કદાચિત્ કોઇક મામલા કાજીની કચેરીમાં

એમના એમ પડ્યા રહેતા હતા અને તેનો કાંઈ પણ વિચાર કે ન્યાય થતો નહોતો અને ક્વચિત્ તો એ દોષ શાહી દરબારમાં પણ જોવામાં આવતો હતો. તે સમયમાં સ્ટાંપનો આટલો બધો ખર્ચ નહોતો, વકીલ અને મુખ્તિયારોની ખેંચતાણ નહોતી, લાંબો વખત મુકર્દમો લટકયા કરતો નહોતો અને વાદી પ્રતિવાદીને આજના જેવાં કષ્ટો વેઠવાનો અને પોતાનું સર્વસ્વ ખોવાનો પ્રસંગ પણ નહોતો આવતો! લાંચનો વ્યહવાર પણ તે કાળમાં ચાલતો હતો અને તેથી વારંવાર ન્યાયનો અન્યાય, અને અન્યાયનો ન્યાય થતો પણ જોવામાં આવતો હતો; પણ સત્ય ન્યાય પણ મળતો હતો. તે સમયમાં સ્ટાંપોનો અધિકાર, વકીલ મુખ્તારોનો કાર્યભાર અને રજિસ્ટ્રારોનો સત્તાવિસ્તાર ઇત્યાદિનો અધિક વ્યહવાર નહોતો; અર્થાત્ લોકો સાદા કાગળપર અર્જીઓ લખીને જ શાહ, સુલ્તાના કે કાજીની કચેરીમાં રજૂ કરતા હતા અને વધારે જે કહેવું હોય, તે મોઢેથી જ કહેતા હતા; અને તેનો જે ફેસલો થવાનો હોય તે મોડો કે વહેલો થઈ જતો હતો. સારાંશ કે, આજની પેઠે ન્યાય મળવા પહેલાં જ લોકોને પાયમાલ થવાનો સમય આવતો નહોતો.

આજે અમે સુલ્તાના રજીયા બેગમના દરબાર અથવા કચેરીના ઇન્સાફના એક બે નમૂના પાઠકો સમક્ષ મૂકવા માગીએ છીએ અને તેથી તે સમયની અદાલતની વાંચકોના હૃદયમાં કાંઇક કલ્પના આવી શકશે.

પ્રતિ દિવસે સવારના આઠથી બપોરના બાર વાગ્યા સુધી રજીયાબેગમ દરબાર ભરતી હતી અને સુલ્તાના પોતે જ્યારે આવતી હતી, ત્યારે મર્દાના પોશાકમાં અર્થાત્ કબા અને તાજ પહેરીને જ તખ્તપર બેસતી હતી. તે સમયે પણ તેની બે સાહેલીઓ સોસન અને ગુલશન પણ મર્દાના પોશાકમાં અને હાથમાં નગ્ન તલવારો લઇને જ ઉભી રહેતી હતી અને જે એકસો તાતારી બાંદીઓ હાજર રહેતી હતી, તે પણ પુરૂપવેશમાં જ. અર્થાત્ સભાગૃહ પુરુષોથી પરિપૂર્ણ હોય, તેવું જ દેખાતું હતું.

શાહી દરબારવાળું મકાન આખું સંગેમરમરનું જ ચણેલું હતું અને તે બસેં હાથ લાંબું અને દોઢસેં હાથ પહોળું હતું. એમાં એંસી સ્તંભોની બેવડી હારો લાગેલી હતી અને તેમનાપર સંગેમરમરના સાફ અને ચીકણી પટીઓનો સજાવ જોવામાં આવતો હતો. દરબારમાં પહોંચવાને ત્રણે બાજૂએ પચ્ચીસ પચ્ચીસ પગથિયાંની નિઃસરણીઓ બનાવેલી હતી અને ચોથી બાજૂથી તે મકાન મહેલની સાથે મળેલું હતું. મહેલની દીવાલથી લાગેલો લગભગ ચાર હાથ ઉંચો સંગેમરમરનો એક ચોખૂણો ઓટલો બનાવેલો હતો અને તેની ઉપર સોનાનું જડાઉ સિંહાસન ગોઠવેલું હતું. જ્યારે બેગમ દર્બારમાં આવવા ચાહતી હતી ત્યારે દીવાલમાં ખડકીને રસ્તે જ આવતી હતી અને તે ખડકી તખ્તની પાછળ જ હતી. પોતાની સાહેલીઓ અને બાંદીઓ સાથે એ જ રસ્તેથી બેગમ પાછી મહેલમાં પધારતી હતી. તખ્તની પાછળ ઓટલાપર એટલી જગ્યા ખાલી હતી, કે જેના ઉપર સો બાંદીઓ સુખેથી ઉભી રહી શક્તી હતી અને તખ્તની આસપાસ સોસન અને ગુલ્શનને બેસવાનાં સ્થાનો નિયત કરેલાં હતાં. તખ્તની સામે નીચે ઓટલાપર જમણી બાજૂએ વજીરને બેસવાની જગ્યા કરવામાં આવી હતી; અને ડાબી બાજૂએ પેશકારની જગ્યા કરવામાં આવી હતી. વજીરને માટે ચાંદીની કુર્સી અને પેશકારને માટે ચન્દનના

કાષ્ઠાની કુર્સી રાખેલી હતી. નીચે અર્થાત્ સભાગૃહમાં જમીનપર આમિલ (વિદ્વાનો), ફાજિલ, અમીર ઉમરા, અને પદધારી જમીનદાર ઇત્યાદિ પોત પોતાની યોગ્યતા અનુસાર બેસતા'તા. સિંહાસનની સામેની જગ્યા ખાલી રહેતી હતી; કારણ કે, ત્યાં વાદી પ્રતિવાદી આવીને ઊભા રહેતા હતા અને ફરિયાદ કે નાલિશ પેશ કરતા હતા. એ સ્થળે નગ્ન તલવારો અને લાલ પોશાકમાં સજ્જ થયેલા સિપાહી હારબંધ ઉભા રહેતા હતા અને દર્બારના દીવાનખાનાની નીચે પાંચસો ઘોડેસ્વારો તૈયાર રહેતા હતા. એ ઘોડાઓનો ખર્ચ દરબાર તરફથી ખાસ આપવામાં આવતો હતો. સિપાહીઓના હાથમાંના ભાલાની અણીપર લાલ ઝંડીઓ હવામાં ફરફર ઉડતી આંખોને આનંદ આપતી હતી. એ દરબાર અઠવાડિયામાં માત્ર બે દિવસ—જુમેરાત અને જુમ્માને દિને—જ બંધ રહેતો હતો અને એ જ રિવાજ બીજી કચેરીઓનો પણ હતો.

આજે સભાગૃહની નીચે સામે લાંબા પહોળા મેદાનમાં ઘણી જ ભીડ થયેલી છે. તેમાં કેટલાક ફરિયાદીઓ છે અને કેટલાક તમાશો જોવાવાળા પણ છે. કારણ કે, ગઈ કાલે બેગમ સાહબાના હુકમથી આખા શહેરમાં એવી મનાદી ફેરવવામાં આવી હતી કે "જે કોઇને પણ કાંઈ ફરિયાદ કરવી હોય, તેણે બેશક દર્બારમાં ચાલ્યા આવવું. તેમની દરેક ફરિયાદ ધ્યાનથી સાંભળવામાં આવશે અને તેનો વિચારપૂર્વક અદલ ઇન્સાફ કરીને મુકર્દમાનો ફેસલો તરત જ કરવામાં આવશે. કોઈ પણ સરકારી સિપાહી જો કોઈ પણ ફરિયાદીને પછી તે કંગાલ હોય કે માલદાર, દર્બારમાં આવતો અટકાવશે; તો તેની સાબેતી મળતાં તેને કત્લ કરવામાં આવશે." ઇત્યાદિ.

એ જ કારણથી આજે એટલી બધી ભીડ થયેલી હતી કે, જેનો શુમાર જ નહોતો. પરન્તુ એટલી બધી ઠઠ્ઠ છતાં પણ બેગમ સાહબાના પ્રતાપનો એટલો બધો મહિમા છે કે, ત્યાં જરા પણ ગડબડાટ, બૂમ, કે પોકાર સાંભળવામાં નથી આવતો—વૃક્ષોની છાયા તળે બેઠેલા લોકો મધ્યે સંપૂર્ણતાથી શાન્તિનું સામ્રાજ્ય વ્યાપેલું છે. ત્યાં જ એક સ્થળે સિપાહીઓના પહેરાતળે બેડી અને હાથકડીથી જકડેલા મુસલમાન કેદી પણ બેઠેલા છે. એ મુસલમાનો તે જ છે કે, જેમણે હિંદુઓના એક મંદિરને તોડી પાડવાનો અને ત્યાંના બ્રાહ્મણોને કત્લ કરવાનો પ્રયત્ન કરેલો હતો. જે કારણથી તેમને ગિરફતાર કરેલા હતા, તેનું વર્ણન આપણે ગયા પ્રકરણમાં કરી ગયા છીએ.

એક એકાંત સ્થળે તે જ મન્દિરના પૂજારી અથવા અધિષ્ઠાતા હરિહર શર્મા પણ ઘણાક બ્રાહ્મણો સાથે બેઠેલા છે અને તેમની સામે જ કેટલીક ગાયો બાંધેલી જોવામાં આવે છે.

આઠ વાગવામાં હવે થોડો વિલંબ છે, અને દર્બાર દર્બારીઓથી ભરાઈ ગયો છે. લોકો વ્યવસ્થાથી પોત પોતાની જગ્યાએ બેઠા બેઠા સુલ્તાનાના આગમનની માર્ગપ્રતીક્ષા કરી રહ્યા છે. એટલામાં કિલ્લાના દરવાજાપરથી તોપોનો અવાજ સંભળાયો અને તેથી જણાઈ ગયું કે, સુલ્તાના પધારે છે. ઘડિઆળમાં આઠના ટકોરા થતાં જ સિંહાસનના પાછળના ભાગમાં આવેલી ખટકી ઉઘડી અને બાંદીઓ આવીને પોતાની જગાએ ઉભી રહી. અને ત્યાર પછી પોતાની બે સહેલીઓ સાથે નીકળીને રજીયાએ તખ્તપર પોતાનું સ્થાન લીધું. બેગમના આવતાં જ બધા દરબારીઓ અને બહારના લોકો પણ ઊભા

થઈ ગયા અને બેગમના બેસવા પછી જમીનપર નમીને અદબથી સલામ કરીને પછી બેઠા. સિપાહી અને સ્વારોએ પોત પોતાની જગ્યાએ જ સ્થિત રહીને તલવાર તથા ભાલાને નમાવીને સલામ કરી અને સુરીલી શરણાઇઓ વાગવા માંડી. દશ પળ સુધી શરણાઈ વાગતી રહી અને તેટલો સમય સિપાહીઓ વગેરે નમેલા જ ઊભા રહ્યા. શરણાઇનો અવાજ બંધ થતાં અને બેગમનો ઇશારો મળતાં સાહેલીઓ અને બીજા દરબારીઓ પોત પોતાના સ્થાને બેસી ગયા.

એ તકલ્લુફની બાજી પૂરી થતાં બેગમે કાંઇક નમ્રતા અને કાંઈક ક્રોધથી પેશકારને કેટલાક ફરિયાદીઓને ફરિયાદ કરવામાટે દરબારમાં ન આવવા દીધા, એ કારણથી ઘણી જ સખ્ત પણ નરમ શબ્દોમાં ફિટકાર આપી. અહા! બેગમનો કેવો અને કેટલો બધો પ્રતાપ કે, તે પેશકારે પોતાનો ગુનાહ તરત જ કબૂલી લીધો, તેની માફી માગી અને ભવિષ્યમાં એવો કુસૂર ન કરવામાટેના કસમ લીધા.

ત્યાર પછી પેશકારની ઇશારતથી કાજીએ હરિહર શર્મા આદિ હિન્દુઓને લાવીને હાજર કર્યા અને હરિહર શર્માએ એક દિવસ પહેલાં જે વૃત્તાંત પેલા બુઢ્ઢા ફકીરને કહી સંભળાવ્યો હતો, તે જ સંક્ષેપમાં સુલ્તાનાને પણ કહી સંભળાવ્યો. ત્યાર પછી બળવાખોરોને હાજર કરવામાં આવ્યા, પણ તેમણે પોતાનો ગુનાહ કબૂલ્યો નહિ. ઉલટું એમ કહ્યું કે, "અમને બેગુનાહોને આ બદમાશ સરકારી સિપાહીઓ સબબ વગર અમારા ઘરમાં ઘુસી ઘુસીને પકડી લાવ્યા છે." પરંતુ તેમના એ લુચ્ચાઈ ભરેલા બહાના પર કાંઈ પણ ધ્યાન આપવામાં આવ્યું નહિ, અને દરેકને ત્રણ ત્રણ વર્ષના સખ્ત કેદખાનાની સજા કરવામાં આવી. સજાનો હુકમ થતાં જ તે બધાને કયદખાનામાં મોકલી દીધા અને ગાયો હરિહર શર્માને પાછી સોંપવામાં આવી. કારણ કે, તે બધી ગાયો તે જ મંદિરની માલિકીની હતી.

એ મુકર્દમાના નિકાલ પછી એક નાક કાપેલી સ્ત્રી દરબારમાં આવી અને તેણે એવી ફરિયાદ કરી કે, 'એક દિવસ બરાબર વખતે રસોઈ તૈયાર ન થવાના કુસૂરને માટે મારા શૌહરે મારું નાક કાપીને મને ઘરમાંથી કાઢી મૂકી છે!"

તત્કાળ તેના ધણીને લાવવામાં આવ્યો અને જબાની લીધા પછી તેનું નાક કાપીને તેને દરબારથી બહાર કાઢી મૂકવામાં આવ્યો અને તે ઓરતને અનાથાશ્રમમાં મોકલી આપી.

એક મુકર્દમો "જિનાબિલજબ્ર" (બળાત્કાર)નો લાવવામાં આવ્યો અને તેમાં એક કોમળ વયની બાળિકાને ભ્રષ્ટ કરવાના અપરાધમાટે અપરાધીને દશ વર્ષના કેદખાનાની સજા કરવામાં આવી અને તે બાળાને બદલા તરીકે તે બદમાશ પાસેથી બે હજાર રૂપીઆ અપાવ્યા.

કેટલાક દિવસ પહેલાં એક મનુષ્યે નાલિશ કરી હતી કે, "અમુક સ્થળે ખાજા હસનહબ્બાલ નામનો એક સોદાગર રહે છે, તે મારી બીબીને નસાડી ગયો છે." તે શખ્સને તે ઓરત સાથે દરબારમાં બોલાવ્યો અને ઓરતે પોતે જ તે સોદાગર સાથે નહાસી જવાનું કબૂલ કર્યું તેથી તે ઓરતને તેના અપરાધમાટે એ સજા આપવામાં આવી કે, તેને તેના યાર સાથે જીવતી જ ચિતામાં ચડાવી દેવી.

એક રાંડનો વળી એક વિચિત્ર મુકર્દમો આવ્યો. એક ખુબસુરત બાળાને એક હિન્દુએ મારી નાખી હતી. એ હિન્દુ તેના ઇશ્કને લીધે મુસલમાન પણ થયો હતો. પૂછપરછ પછી તે બાળાના મડદા સાથે તે હિન્દુને પણ જીવતો જ દાટી દેવામાં આવ્યો.

એક મુસલમાને એક હિન્દુની સ્ત્રીને બલાત્કારે તેના પતિના ગૃહમાંથી કાઢીને પોતાને ત્યાં લાવી રાખી હતી અને તે તેના પાતિવ્રત્યને બગાડવા ઈચ્છતો હતો; પણ અંતે તે પકડાયો હતો; તેને કયદખાનામાં અને તે સતી નારીને પોતાના પતિને ત્યાં મોકલી દીધી.

એ ઉપરાંત ચોરી, લુચ્ચાઈ, મારામારી અને એવા બીજા સાધારણ ટંટા લાવવામાં આવ્યા અને તેમના તત્કાળ ફેસલો થઈ ગયો. એક બેને કત્લ કરવામાં આવ્યા, સો પચાસને કોડાનો માર પડ્યો અને કેટલાક દંડાયા. બાકીના કયદખાનાની હવા ખાવાને ચાલ્યા ગયા. એ હમેશની બાબતો હતી અને તેનું આ એક અલ્પ દર્શન છે.

ઘડીઆળનો કાંટો જેવો બાર પર આવ્યો કે, કિલ્લાપર તોપનો અવાજ થયો અને શરણાઇઓ વાગવા માંડી. બધા દર્બારીઓ પોત પોતાની જગ્યાએ ઉભા થઇને ઝુકી ઝુકીને સુલ્તાનાને સલામ કરવા લાગ્યા અને બેગમ પોતાની સાહેલીઓ અને બાંદીઓને સાથે લઇને સિંહાસનની પાછળ આવેલી ખડકીના રસ્તેથી મહેલમાં ચાલી ગઈ. તેના ગયા પછી દર્બાર બરખાસ્ત થઈ.

આજના એ દર્બારની ચર્ચા આખા શહેરમાં ચાલી રહેલી હતી અને બધા ન્હાના, મોટા અને હિંદુ તેમ જ મુસલમાન બેગમના અદલ ઇંસાફની મોટાઇનાં ગીતો ગાતા હતા. પણ હા-કોઈ કોઈ મુસલમાનો તેને દીન ઇસલામથી વિરુદ્ધ વર્તવાવાળી કહીને કાફિર પણ કહેતા હતા; કારણ કે, તેણે મુસલમાનોના જુલમમાંથી હિંદુઓના પ્રાણ બચાવ્યા હતા. પરંતુ કાંઈ બધાનો અભિપ્રાય એવો જ નહોતો; કારણ કે, જે યોગ્યતાવાળા અને સજ્જન મુસલમાનો હતા, તેઓ તો બેગમના એ ઇન્સાફનાં વખાણ જ કરતા સાંભળવામાં આવતા હતા.

હરિહર શર્માએ ન્યાય મળવા પછી તે ઉદારચરિત બુઢ્ઢા ફકીરની ઘણી જ ખાતિરદારી કરી અને પોતાને ત્યાં બોલાવી ભોજન આદિનો સમારંભ કર્યો. આદરાતિથ્યનો આસ્વાદ લીધા પછી તે વૃદ્ધ ફકીર હરિહર શર્માના હાથમાં એક ડબ્બો અને એક લખેલી ચીઠ્ઠી આપીને ચાલતો થયો. તેના ગયા પછી હરિહરે તે ચીઠ્ઠી વાંચી અને તેને શોધ્યો; પણ ફકીરનો પત્તો મળ્યો નહિ. એ ચીઠ્ઠીમાં શું લખ્યું હતું, તે આગળ જતાં જણાશે.

---

# પ્રકરણ ૮ મું
## મનની સાટાપાટી

"તેરા વસ્લ હો ખુાહિશે દિલ યહી હય;
મહુબ્બતકા, ઉલ્ફતકા હાસિલ યહી હય"

સફ્દર

બરાબર બપોરનો વખત થયેલો છે. બાગના બધા કામદારો પોતપોતાને ઘેર ખાવા પીવા અને આરામ લેવા ચાલ્યા ગયા છે; તેથી બાગમાં હાલ તો સર્વત્ર સન્નાટો ફેલાઈ ગયો છે. એવા સમયમાં બહાદર યાકૂબ બાગમાં જ્યાં કૃત્રિમ પર્વત અને સરોવર બનાવેલાં હતાં, તે સ્થળે એક લતા મંડપના અન્દરના ભાગમાં ચન્દનની એક ચોકડીપર લેટેલો પડ્યો હતો. આજે તેનો ચહેરો કાંઇક ઉતરેલો દીઠામાં આવે છે, નેત્રો ઉપસેલાં છે અને મુખમુદ્રામાં પ્રત્યક્ષ ઉદાસીનતાની છાયા વ્યાપેલી જોવામાં આવે છે. જો કે તે પુસ્તક વાંચ્યા કરે છે, છતાં પણ થોડી થોડી વારે તે ઠંડો શ્વાસ લેતો પણ દેખાય છે અને વારંવાર પોતાની છાતીપર હાથ રાખીને ઉદાસ નેત્રોથી અહીં તહીં જોતો પણ રહે છે. એ અવસ્થામાં તે ઘણા વખતથી પડેલો હતો; અચાનક જ વૃક્ષનાં પાંદડાં હાલવાથી તે કોઇના આવવાની કલ્પનાથી ચોંકયો અને ભયથી અહીં તહીં જોવા લાગ્યો. થોડીવારમાં તેણે બેગમની પ્યારી સહેલી સોસનને પોતાની સ્હામે ઉભેલી જોઈ-તેને જોતાં જ તે ગભરાઇને ઉભો થયો અને અદબથી સલામ કરીને કહેવા લાગ્યો કે:—

"કુસૂર માફ કરો! આ વખતે આપ બાગમાં પધારવાનાં છો, એની મને બિલ્કુલ ખબર નહોતી; નહિ તો હું કદાપિ બાગમાં આવત નહિ."

આજનો દિવસ શુક્રવારનો છે અને તેથી દરબાર બંધ છે. બેગમ ખાનું ખાવા પછી પોતાના ખાબગાહમાં (શયનગૃહમાં) આરામ લેતી પડી છે, અને બપોરનો વિશ્રાંતિનો સમય છે; એથી જ લાગ જોઇને સોસન બાગમાં આવી હતી કે, "યાકૂબ બપોરને વખતે બાગમાં કોઈ પણ ઠેકાણે આવીને બેસે છે તો જરૂર." અને એ જ કારણથી તે તેને મળવાને અહીં આવી હતી. બાગનાં કેટલાંક જૂદાં જૂદાં સ્થાનોમાં તેને ખોળતી ખોળતી તે અંતે તે સરોવર પાસે આવી પહોંચી અને જેવો તેણે ત્યાંના લતામંડપમાં પ્રવેશ કર્યો, તેવી જ તેની દૃષ્ટિ ત્યાં બેઠેલા યાકૂબપર પડી. તેને જોતાં જ યાકૂબની કેવી સ્થિતિ થઈ અને તેણે કેવા શબ્દો ઉચ્ચાર્યા હતા, તે આપણે જાણી ચૂકયા છીએ. તેના ઉત્તરમાં સોસને કહ્યું કે;-

"વલ્લાહ આપ ઉઠયા શા માટે? સુખેથી પોતાની જગ્યાએ બેઠા રહો અને આરામ કરો. જો હું એમ જાણતી હોત, કે મારા આવવાથી આપના આરામમાં ખલલ થશે, તો હું અહીં કદમ જ ન મૂકત!"

"હજરત! એક અદના ગુલામ સાથે આપ આવી રીતે નમ્રતાથી વાતચીત કરો, એ ઉચિત નથી." યાકૂબે માથું નમાવીને કહ્યું, અને તે માન ધારી ઉભો રહ્યો.

"લાહોલવલાહ કૂવત! સાહબ! ખુદાને વાસ્તે આવા બદકલામ આપ પોતાની શીરીં જબાનથી ન ઉચ્ચારો. આખિર તો હું પણ સુલ્તાનાની એક અદના લૌંડી જ છું ને?" સોસને તેવી જ રીતે માથું નમાવી નમ્રતા દર્શાવીને કહ્યું.

યાકૂબે માથું ઉંચું કરીને સોસન તરફ નજર કરી અને ચાર આંખો મળતાંજ સોસને શરમાઇને મોઢું નીચું કરી દીધું; યાકૂબે આજીજીથી કહ્યું;–

"ખુદારા! ફરીથી એમ ન બોલશો! આપનામાં અને મારામાં તો જમીન અને આસમાનનો તફાવત કહી શકાય!"

"લિલ્લાહ! હવે એવા હલકા ખિયાલોને આપ પોતાના દિલમાં જગ્યા ન આપો અને મેહરબાની કરીને પોતાને સ્થળે બેસી જાઓ; નહિ તો હું અહીંથી ચાલી જઈશ અને એમ જ સમજીશ કે, આપે મારા હૃદયનું ખરેખરું ભંગાણુ કર્યું." સોસને કહ્યું.

"વલ્લાહ આલમ! ભલા એમ પણ બની શકે ખરું કે, આપ ઊભાં રહો અને હું બેસી જાઉં? જો મને બેસાડવાની જ આપની ઇચ્છા હોય તો આપ અહીં પહેલાં બેસો, એટલે હું પણ જમીનપર બેસી જઇશ." યાકૂબે રીતની વાત કરી.

"સાહબ! હવે વધારે માન અને તાનાજોરીની કાંઈ પણ જરૂરત નથી. આપ બેસો; હું ઉભી રહીશ" સોસન બોલી.

"વાહ! ખૂબ! આપ ઉભાં રહેશો અને હું બેસીશ! એ સંભવિત જણાય છે કે? ખેર, તો આપ નથી જ બેસવાનાં અને હું પણ આપના વિનાં નથી બેસવાનો. માટે વધારે સારું તો એ જ થશે કે, બન્ને ઊભાં રહીશું!" યાકૂબે ઝગડો જ મટાડી દીધો.

"ત્યારે હું જાઉં છું; અફસોસ! આપે મારું વચન ન જ રાખ્યું, એનો મને ઘણો જ શોક થાય છે." સોસને કાંઇક નારાજપણાના ભાવથી કહ્યું.

"મઆજ અલ્લાહ! આ વળી કેવો ઇન્સાફ!" યાકૂબે સોસનનો હઠ જોઇને ઉદ્‌ગાર કાઢ્યો.

"ત્યારે આપ મારું કહેલું માનતા કેમ નથી?" સોસને કહ્યું.

"એટલા માટે કે આપે પણ મારું કહેવું નથી માન્યું." યાકૂબે સોસનને લાજવાબ કરનારો જવાબ આપ્યો.

"વલ્લાહ! આ નાજને તો જુઓ!" સોસન છણકાથી બોલી.

એ સાંભળી યાકૂબે ઉત્તર દીધું કે, "વાહ! નાજની તો ખૂબ કહી! અજી હજરત! નાજ અને નખરાં તો નાજનીનો પાસે જ હોય છે; બંદો તો એક અદના સિપાહી છે અને મર્દ છે, તેથી તેને તે નાજ બાજની શી ખબર હોય વારુ?"

આ નિરર્થક વાર્ત્તાલાપ ચાલતો હતો, તેટલા સમયમાં પણ યાકૂબ અને સોસનનાં નેત્રોનો સંયોગ બે ચાર વાર થઈ ગયો હતો, પણ દરેક વખત સોસનને જ નીચું જોવાનો પ્રસંગ આવ્યો હતો, એમ જ નહોતું; કિન્તુ એક બે વાર યાકૂબની આંખો પણ નીચી થઈ ગઈ હતી. એ સંભાષણ પછી સોસન તે ચંદનના બાજઠપર બેસી ગઈ અને કહેવા લાગી કે;—

"લ્યો, હવે તો આપનું વચન મેં માની લીધું ને? હવે આવો અને આપ પણ બેસીને આ બાજઠને પવિત્ર કરો."

સોસનના આ ભાષણમાં શ્લેષ સમાયલો હતો.

હુકમ સાંભળતાં જ યાકૂબ તેની સ્હામો જમીનપર બેસી ગયો અને તેથી સોસન પણ બાજઠપરથી ઝટ નીચે ઉતરીને જમીનપર બેઠી. યાકૂબે જરાક ચટપટીને કહ્યું કે, 'અલ્લાહ! આપે આ શો ગજબ કર્યો?"

"શો ગજબ! કેવો ગજબ?" સોસને પૂછ્યું.

"એવો કે આપ જમીનપર બેસી ગયાં; અને તે આપના દરજ્જાને લાયક નહોતું!" યાકૂબે જવાબ આપ્યો.

"જનાબ! ખાકસારીથી વધારે આ દુનિયામાં બીજી એક પણ ચીજ નથી!" સોસને કહ્યું.

"આપનું એ કહેવું ખરું છે, પણ અસલ મારા કહેવાનો એ મતલબ છે કે, પોતાના રુતબા અને દરજ્જાનો ખિયાલ ગમે તે હાલમાં પણ રાખવો જ જોઇએ." યાકૂબ બોલ્યો.

"હું તે રુતબા અને દરજ્જાપર ધૂળ વાળું છું. જે આપની બહાદુરીની કદ્ર ન કરી શકે, તે રુતબો અને તેપર પોતાને કુરબાન ન કરી નાંખે, તે રુતબો અને દરજ્જો શા ઉપયોગનો?" સોસને પોતાની મહત્તા દર્શાવી.

યાકૂબના આનંદનો પાર ન રહ્યો. તેણે તે આનંદના ઉભરામાં જ કહ્યું કે, "આપની આવી મિલનસારી, કદ્રદાની અને લિયાકતમાટે હું આપનો ઘણો જ આભાર માનું છું; છતાં પણ એ તો હું પસન્દ નથી જ કરી શકતો કે, આપ જેવી નાજનીન હૂર જમીન પર બેસે."

"વલ્લાહ! જ્યારે વાતવાતમાં મતભેદ છે, ત્યારે કહો કે હવે આ મામલાનો અંત કેમ આવે?" સોસને પૂછ્યું.

"બિલ્લાહ! હું હવે મારા હઠથી હાર્યો અને હવે જેમ આપ કહેશો તેમ કરવાને હું તૈયાર છું." યાકૂબે કહ્યું.

"શુક્રે ખુદા! કે આપ જલ્દી જ રાહપર આવી ગયા! ખેર, તો કરો બિસ્મિલ્લાહ અને બેસો આ બાજઠપર!" સોસને કાંઇક જૂદા જ હેતુથી કહ્યું.

"ત્યારે શું હું એકલો જ બેસું કે?" એમ કહીને તેણે સોસનનો હાથ પકડીને ઉઠાડી અને બાજઠપર બેસાડીને તેની જોડમાં પોતે પણ બેસી ગયો. એ સ્પર્શસુખથી સોસનના રોમ રોમમાં સાત્વિક ભાવના તરંગો ઉદ્દ્ભવવા લાગ્યા હતા; અને કંપ, રોમાંચ, પ્રસ્વેદ, સ્વરભંગ અને વૈવર્ણ્ય આદિક લક્ષણોનું તેની મુખમુદ્રા અને સમગ્ર શરીરમાં પ્રત્યક્ષ દર્શન થતું હતું. યાકૂબના મુખમંડળમાં અને શરીરમાં પણ એ લક્ષણોનો અવિર્ભાવ થયેલો હતો, પરંતુ તે સોસનના જેટલો પુષ્ટ અને બળવાન્ નહોતો. કદાચિત્ એ અદ્વિતીય વીરતાનો પ્રતાપ પણ હોય! છતાં પણ સર્વથા તે પણ પ્રેમના ભાવોથી હીન તો રહી નહોતો જ શકયો.

થોડીવાર સુધી તે એક બીજાની બાજૂમાં બેસી રહ્યાં અને ત્યાર પછી યાકૂબે કહ્યું કે, "આજે મારા જેવો ભાગ્યશાળી પુરુષ આ વિશ્વમાં બીજો કોઈ પણ નહિ હોય!"

સોસને એ વાકય સાંભળી શર્માઇને મોઢું નીચું કરી દીધું અને વાતને ટાળી દેવાના મશે કહ્યું કે, "સાહબ! તે દિવસે તો, વહાલા! આપે અજબ જોહર દેખાડયું હતું! હું તે જ દિવસથી એ ફિરાકમાં હતી કે, કોઈ પણ રીતે જો તક મળે તો આપની શૂરતામાટે આપને રૂબરૂમાં મુબારકબાદ આપું."

"ત્યારે તો હુજૂર! ખુદાના ફજલથી મારા માટે તે દિવસ ઘણો જ સારો ગણી શકાય કે, નેકનામીની સાથે આપના હૃદયમાં પણ હું સ્થાન મેળવી શકયો." યાકૂબે કહ્યું.

"વાહ! વાહ! આપ જેવા બહાદુર છો, તેવા જ બોલકણા પણ દેખાઓ છો!" સોસને શર્માઇને કહ્યું.

"ખરેખર! વહાલી, સાચું કહેજો કે, મારામાં આપે એવી તે શી વાક્પટુતા જોઈ વારુ?" યાકૂબે પૂછ્યું.

આ પ્રશ્નથી તો સોસન શર્મના ભારથી દબાઈ જ ગઈ અને થોડીકવાર ચુપ રહીને બીજી વાતને છેડીને બોલી કે;–"આપના હાથમાં આ કયું પુસ્તક છે?"

"એ તવારીખે યૂનાન (યૂનાનનો ઇતિહાસ) છે. મને ઐતિહાસિક પુસ્તકો વાંચવાનો ઘણો જ શોક છે. તેથી જ્યારે મને કામથી ફુરસદ મળે છે, ત્યારે ઘણું કરીને આવાં પુસ્તકોના વાચનમાં જ હું મારો વખત વીતાડું છું." યાકૂબે સંતોષકારક જવાબ દીધો.

"એમ છે! ત્યારે તો એમાં ત્યાંના પુરાતન કાળનું સારું વર્ણન કરેલું હશે!" સોસને આશ્ચર્યનો ભાવ બતાવીને પૂછ્યું.

"હા, ગુજરેલા વખતનું એમાં સારું વર્ણન તો છે જ; પણ તે ઉપરાંત સલ્તનતને મજબૂત કરવાના, વધારવાના અને તેને કાયમ રાખવાના ઉપાયો પણ એમાં એવી તો દક્ષતાથી બતાવેલા છે કે, તેને ધ્યાનમાં રાખવાથી એક અદના ઇન્સાન પણ એક વજીરની લાયકાતને મેળવી શકે અને કમજોર સલ્તનતને મજબૂત બનાવી કાયમ રાખી શકે." યાકૂબે કિતાબની તારીફ કરતાં કહ્યું.

"ત્યારે તો એ ઘણું સારું પુસ્તક હોવું જોઇએ. વલ્લાહ મારું પણ મન ચહાય છે કે, એ કિતાબ હું પણ એક વેળા વાંચું." સોસને વાતને આગળ લંબાવી.

"હ્યો ત્યારે અને ખુશીથી વાંચો. પણ એની ભાષા તુર્કી છે." યાકૂબે માનપૂર્વક કિતાબને સોસન આગળ ધરી કહ્યું.

"તુર્કી જબાન હું સારી રીતે સમઝી શકું છું." સોસને શર્માઇને ઉત્તર આપ્યું.

"અલહમ્દુલ્લિલ્લાહ! ત્યારે તો આપ એક આમિલ ઓરત છો–વાહ! વાહ!" યાકૂબે હસીને કહ્યુ.

"જી નહિ–હું તો ચાર પાંચ ભાષાઓથી વધારે કાંઈ પણ નથી જાણતી." સોસને વળી પણ શરમાતે મોઢે નીચું જોઇને જવાબ આપ્યો.

"વલ્લાહ! એટલું પણ શું ખોટું છે? ત્યારે મેહેરબાની કરીને બતાવશો કે, આપ કઈ કઈ ભાષાઓનું જ્ઞાન ધરાવો છો?" યાકૂબે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"હજરત! હું કાંઈ પણ નથી જાણતી!" સોસને વાતને ટાળી દેવાની કોશિશ કરી.

"મારા સરના કસમ જો આપ ન કહો તો." યાકૂબે પોતાની જિદ પકડી રાખી.

મજબૂર થઇને સોસને કહ્યું કે, "અરબી, ફારસી, રૂમી અને હિન્દુસ્તાની ભાષાનું થોડું ઘણું જ્ઞાન ધરાવું છું."

"વાહ! ત્યારે તો આપ ઘણું જ જાણો છો! અને એથી તો મને ઘણી જ ખુશી થઈ છે કે, જેટલી ભાષાઓ હું જાણું છું તેટલી જ ભાષાઓ આપ પણ જાણો છો. આપ મારાથી કોઈ પણ બાબતમાં ઘટો તેમ નથી" યાકૂબે તેની તારીફ કરતાં કહ્યું.

"આપ આ કિતાબ વાંચી રહ્યા છો?" સોસને પૂછયું.

"એકવાર નહિ પણ અનેક વાર." જવાબ મળ્યો.

"ત્યારે તો આપો, ફુરસદને વખતે હું એ વાંચીશ; આપને એની ઉતાવળે તો જરૂરત નથી ને ?" સોસન બોલી.

"ના, કાંઈ પણ જરૂર નથી; આપ નીરાંતે એ ગ્રંથ વાંચજો. પરંતુ જો વચમાં મને એની જરૂરત પડશે તો હું માગી લઇશ." યાકૂબ પણ દ્વિઅર્થી જ બોલ્યો.

એટલામાં ચોબદારે સર્વ પુરુષોને બાગમાંથી બહાર નીકળી જવાનો હુકમ પોકાર્યો. અવાજ સાંભળતાં જ સોસન અને યાકૂબ પોતાના સ્થાનેથી ઊઠીને ઉભાં થઈ ગયાં અને સોસને ગભરાઇને કહ્યું કે, "વાતોમાં ને વાતોમાં વખતનું કાંઈ પણ ભાન ન રહ્યું અને બેગમ સાહબાના આવવાનો વખત પણ થઈ ચૂકયો."

"હા-ત્યારે હવે હું પણ બાગમાંથી બહાર નીકળી જાઉં છું; પણ શું આપની મુલાકાતની હું ફરીથી પણ આશા રાખી શકું તેમ છે?" યાકૂબે કહ્યું.

"જો આપના દિલમાં મારી યાદગીરી હશે, તો જરૂર મુલાકાત થશે; નહિ તો બીજી શી ઉમીદ?" સોસને કાંઇક બીજા જ ભાવથી કહ્યું.

"આ તો જખ્મપર મીઠું છાંટયું!" યાકૂબે તેવો જ ભાવ દર્શાવ્યો.

અંતે બન્નેએ એક બીજાના હાથ ચૂમ્યા અને બન્ને તરફથી બન્ને—સોસન અને યાકૂબ-બાગમાંથી નીકળી ગયાં. કિતાબ લઇને સોસન ઉતાવળી મહેલમાં પહોંચી અને યાકૂબ ખાલી હાથે બાગમાંથી બહાર ચાલ્યો ગયો.



## પ્રકરણ ૯ મું
## આંખો લડી

"કયામત હય કિસીકો પ્યાર કરના ઇસ જમાનેમેં;
કજાકા સામના રખ્ખા હુઆ હય દિલ લગાનેમેં;
યહી આલમ રહે બસ મૌસિમે ગુલકા જમાનેમેં;
રહેં આબાદ બુલબુલ, અપને અપને આશિયાનેમેં."

સબા.

"આહા! હમણાં જ આ ઝાડપર ચસકતી અને મિષ્ટ વચનો ઉચ્ચારતી બુલબુલ કયાં ઉડી ગઈ! અફસોસ! લાંબા વખત પછી એક આનંદનું સાધન મળ્યું હતું, તેને પણ દુર્ભાગ્યે વધારે વાર કાયમ રહેવા ન દીધું!"

દિવસે બે વાગ્યાને શુમારે સાહી બાગમાંના એક લતામંડપના મધ્યમાં સંગેમરમરની ચોકડીપર બેઠેલો ઐયૂબ, ત્યાં જ એક ઝાડની ડાળીપર બેઠેલી એક બોલતી બુલબુલનો અવાજ ધ્યાનથી સાંભળતો હતો. થોડી જ વારમાં બુલબુલ ત્યાંથી ઉડી ગઈ અને ઐયૂબના મુખમાંથી ખેદ સહિત ઉપરના ઉદ્‌ગારો નીકળી ગયા. તરત જ લતાઓની પાછળથી તેના ઉદ્‌ગારોનો નીચે પ્રમાણેનો જવાબ મળ્યો;—

"બુલબુલને બદલે ગુલની મહબ્બતથી જ સંતોષ માનીએ તો ન ચાલે?"

એ અવાજ બુલબુલના અવાજ કરતાં પણ વધારે સુરીલો અને કોમળ હતો અને તેથી તે કોઈ સ્ત્રીનો અવાજ જ હોવો જોઇએ, એવી કલ્પના થતી હતી. એ સાંભળતાં જ ચમકીને ઐયૂબ પોતાની બેઠકપરથી ઊઠીને અહીં તહીં નજર ફેરવવા લાગ્યો, પણ કોઈ પણ તેના જોવામાં આવ્યું નહિ. અંતે તે પાછો બેસી ગયો અને કહેવા લાગ્યો કે;--

"અલ્લાહ! શું ગુલમાં પણ આવો જાનદાર સુરીલો અવાજ હોવો સંભવે છે ખરો?"

પાછો એનો લતાની પાછળથી જવાબ મળ્યો કે;—

"ખુદાની કુદરતમાં એમ થવું પણ સંભવિત છે; કારણ કે, જો એમ ન હોવ તો એ ગુણ ગુલબદનમાં ક્યાંથી આવત?"

"લિલ્લાહ! આપ કોઈ મનુષ્ય છો; માટે જો કાંઈ હરકત ન હોય તો મેહરબાનીની રાહે સ્હામાં આવો. આમ છૂપાઇને તીર તાકવું વાજબી નથી." ઐયૂબે કહ્યું.

"વાહ! વાહ! જાન ન પહિચાન બડી બી સલામ! અજી હજરત! આપનો અને મારો શો સંબંધ? આપની સ્હામે હું શામાટે આવું વારુ?" પાછો છૂપો જવાબ મળ્યો.

"ખુદાને માટે માફ કરો—પહેલાં તો છેડ આપે જ કાઢી—નહિ તો મને બોલવાનું દશું કારણ નહોતું. ખેર; પણ શું હું એવી આશા રાખી શકું ખરો કે, આપ મને માફ કરશો." ઐયૂબે કરગરીને કહ્યું.

"મુઆફી! મુઆફીના જ જો આપ તલબગાર છો, તો ખેર આપને મુઆફી મળશે; પણ તે મુઆફીના બદલામાં આપ દંડ શું આપશો?" પાછો ગયબી અવાજ આવ્યો.

"હજરત સલામત! પોતાની શક્તિ પ્રમાણે દરેક માણસ કાંઇને કાંઈ તો આપે છે જ! લિલ્લાહ! બન્દો પોતાની ગુલામી હુજૂરને નજર કરશે જ!" ઐયૂબે કહ્યું.

"અલ્લાહ આલમ! જુઓ તો ખરા જવાબની ચાલાકી!" પાછી ત્યાંથી ટકોર થઈ.

"ખર! ત્યારે આપ જ જણાવો કે, આ ઝઘડાનો નિવેડો હવે કેવી રીતે લાવવો?" ઐયૂબે અધીર થઈ પૂછ્યું.

"શું ત્યારે આ ઝઘડાના ફેસલાનો હક આપ મને આપો છો?" સવાલ પૂછાયો.

"બિલાશર્ત્ત" ઐયૂબે કહ્યું.

"કાંઈ પણ મતલબ સમજ્યા વગર આપ એવી કબૂલાત શા આધારે કરો છો?" યુક્તિ કાઢવામાં આવી.

"બસ! હવે ઘણાં નખરાં ન કરો અને મેહરબાની કરીને પોતાના ગુલરૂખસારને દેખાડીને આ નાશાદ દિલને શાદ કરો. જો મારી અકલ મારી સાથે દગો ન કરતી હોય, તો આપના અવાજથી મેં આપને સારી રીતે ઓળખી લીધાં છે. ખુદારા, હવે આવો અને આ ગુલામને આભારી બનાવો. હવે વધારે વાર આવી રીતે સંતાકુકડી રમવાની કાંઈ પણ જરૂરત નથી. હવે દૂરથી તીરંદાજી કરવાથી શો લાભ?" ઐયૂબે છેડતી કરી.

"આહા! પણ અંતે આપનો ઇરાદો શો છે!" સવાલ થયો.

"સાંભળો ત્યારે;-" ઐયૂબે જવાબ આપતાં કહ્યું;—

"ચશ્મે ફૈયાજ઼સે જો હમકો ઇશારા હો જાય;
નામ હો આપકા, ઔર કામ હમારા હો જાય,"
"અય સાહબ!" જવાબ મળ્યો;—
"ફક્ત ચાર દિનકી હય યે જાહો હશમત;
"જ઼માના કહાં આશના હય કિસીકા?"

"અલ્લાહ! અલ્લાહ! આ નાજ! ખેર! ન આવો અને આમ જ જલાવો જાનને કબ્રસ્તાનનો રસ્તો બતાવો! પણ યાદ રાખજો કે;—

"યહી હયઁ ચાલેં અગર તુમ્હારી,
તો દેખના મર મિટેંગે હમ ભી;
જહાં પડેગા કદમ તુમ્હારા,
વહીં હમારા મઝાર હોગા."

ઐયૂબે જવાબ આપ્યો અને તેનો તેવો જ દાંત તોડનારો રદિઓ સંભળાયો—

"નકદ દિલ તેરા સનમ! જબતક ન પાયંગે;
ફિર કિસ ઉમ્મીદપર કહો, હમ દિલ લગાયંગે?"

"અહા! ત્યારે લ્યો, આ દિલ હાજર છે-ખરીદો-લૂટો!" પ્રેમના આવેશમાં ઐયૂબે પોકાર કર્યો.

"પણ કીંમત શી લેશો." પાછો સવાલ પૂછાયો.

ઐયૂબે કહ્યું, "તે પણ બતાવું? લ્યો સાંભળો ત્યારે;—

"ફક્ત એક બોસેપે દેતા હું દિલકો,
ન સમઝો કે સોદાગરાં બેચતા હું;
તુમ્હે જો પસંદ આય, હાજ઼િર હય લેલો,
દિલો, દીનો, નામો નિશાં બેચતા હું;
જ઼રા તો લગો આ, ગલે હંસકે મેરે,
મહબ્બતમેં દોનો જહાં બેચતા હું."

એનો અટ્ટહાસપૂર્વક જવાબ આવ્યો કે, "પણ જો હું જબરદસ્તીથી દિલ છીનવી લઉં અને તેના બદલામાં આપને અંગૂઠો બતાવું તો પછી?"

"અલ્લાહ! શું આપનો એવો જ મનોભાવ છે!!! અફસોસ! તો સાહબ! ખેર!;"—

"અગર છીનકર તુમકો લેના હો લેલો;
ન દિલ બેચતા હું ન જાં બેચતા હું!"

એ શબ્દોના ઉચ્ચાર પછી શું થયું? એ કે, તત્કાલ ઐયૂબે એક પરીજમાલ નાજનીને પોતાની સ્હામે ઉભેલી જોઈ અને તેને જોતાં જ તે ઉઠીને ઊભો થયો; પરંતુ ગભરાટ, ખુશી, ડર અને કલેજાના ધડકવાથી તેની જબાન તાળવા સાથે એવી તો ચોંટી ગઈ હતી કે, તત્કાળ તેનાથી એક શબ્દ પણ બોલી ન શકાયો. એ જ દશા તે તરુણીની પણ થયેલી હતી. જ્યાં સુધી તે ઝાડની આડમાં છૂપાયલી હતી, ત્યાં સુધી તો બેધડક છેડછાડની વાતો કરે જતી હતી, પણ જ્યારે

ઐયૂબની અને તેની ચાર આંખો થઈ કે, તેના મોઢાને તાળું પણ દેવાઈ ગયું અને તે પત્થરના પૂતળા પ્રમાણે ત્યાં જ જડાઈ ગઈ—ઐયૂબની સ્હામે નીચી ગર્દન કરીને ઊભી ઊભી જમીન તરફ જ તાકી રહી. થોડીક વાર સુધી તો બંનેની એવી જ હાલત રહી, પણ જેવી તે નવયૌવના સુંદરીએ આંખોને ઉંચી કરી કે તેમનું ઐયૂબની આંખો સાથે યુદ્ધ થવા લાગ્યું—આંખો લડી!! પરંતુ અંતે લાચારીએ તે શર્માળ સુંદરીને જ પોતાની આંખો નીચી નમાવવી પડી. એવી રીતે જ્યારે બે ચારવાર પરસ્પર નેત્રોનું યુદ્ધ થઈ ગયું, ત્યારે સાહસ કરીને ઐયૂબે તે સુન્દરીનો જમણો હાથ પોતાના બે હાથોમાં લઈ લીધો અને બહુ જ કરગરીને તે કહેવા લાગ્યો કે;--

"પ્યારી ગુલ્શન! આ ખ્વાબ તો નથી? શું ખરેખર હું આપને મારી રૂબરૂમાં જોવાને નસીબદાર થયો છું!!"

અયૂબના બે હાથોની વચ્ચે સપડાયલો ગુલ્શનનો નાજુક હાથ થરથર કંપી રહ્યો હતો; તે શર્મના સમુદ્રમાં ડૂબતી અને નીકળતી હતી. તેણે મહા કઠિનતાથી માત્ર એટલું જ કહ્યું કે, "ખુદા કરે ને આ ખ્વાબ આખી જિંદગી સુધી કાયમ રહે!"

પાછાં બંને થોડી વાર ચુપ રહ્યાં, અને તેઓ તેમ જ ક્યાં સુધી ચુપાચુપ ઉભાં રહેત, તે તો ઈશ્વર જાણે; પણ એટલામાં લતાઓની પાછળથી એકાએક કોઇના છીંકવાનો અને ખંખારવાનો અવાજ સંભળાયો અને તેથી તે બન્ને વિચારથી અહીં તહીં જોવા લાગ્યાં. ગુલ્શને ઐયૂબના હાથમાંથી પોતાના હાથને ખેંચી લીધો અને ઐયૂબે અહીં તહીં નજર દોડાવીને કહ્યું કે;-

"આ કોના છીંકવાનો અને ખંખારવાનો અવાજ છે?"

"હું ઓળખી નથી શકતી કે એ કોનો અવાજ છે; પણ:-" એટલું બોલીને ગુલ્શન અટકી ગઈ.

તેથી ઐયૂબે પૂછ્યું કે, "કેમ? બોલતાં અટક્યાં કેમ?"

"આપણને કોઇએ જોયાં હોય અને જાણી જોઇને તે છીંક્યો અથવા ખંખાર્યો હોય તો?" ગુલ્શને કહ્યું.

"એ પણ બનવા જેવું છે. ઠીક; આપ થોડીવાર અહીં જ ઉભાં રહો; હું આ ઝાડીમાં તપાસ કરી આવું છું કે, કોઈ છૂપાયલું તો નથી." ઐયૂબે કહ્યું.

ગુલ્શન એનો જવાબ દેવા જતી હતી, એટલામાં તો તેની મોઢાની વાત મોઢામાં જ રહી ગઈ અને ઝાડીમાંથી ખુલ્લો જવાબ આવ્યો કે;-

"આવા સમયમાં નવી માશૂકને મૂકીને તેનો આશક પોતાને કોઈ બીજી ગુચવણમાં નાખે, એ શું યોગ્ય છે?"

માત્ર એટલું જ નહિ, પણ અટ્ટહાસનો ધ્વનિ પણ સંભળાયો અને તેથી તે બંને આશક માશૂકના ભય, ગભરાટ અને આશ્ચર્યની સીમા ન રહી. ઐયૂબે ધીમેથી કહ્યું કે;—"આ અવાજ તો કોઈ ઔરતનો જણાય છે."

"હા, એમ જ છે; પણ મને તો એમ ભાસે છે કે, એ બોલવાવાળીએ પોતાનો અવાજ ઓળખાય નહિ, તેટલા માટે ગળાને દબાવીને જ એ વાક્યો ઉચ્ચારેલાં છે." ગુલ્શને ધીમેથી ઐયૂબને પોતાની કલ્પના જણાવી.

"વલ્લાહ ! આ બાબતમાં તો આપે ઘણી જ બારીક નજર પહોંચાડી! ખરે-ખર એમ જ છે—પણ ત્યારે હવે કરવું શું?" ઐયૂબે પણ તેવા જ ધીમા સ્વરે કહ્યું.

ગુલ્શન આંખોમાં આંસૂ લાવીને કહેવા લાગી કે, "યા ઇલાહી ! હવે શું થશે? જો કોઈ બાંદીએ આ અમારી હરકતને દીઠી હશે અને તે જો એના સમાચાર બેગમ સાહબાને કાને પહોંચાડશે તો શી દશા થશે !!"

"તો શું થશે, દિલદારે મન ગુલ્શન ?" ઐયૂબે ગભરાઇને ધીમેથી સવાલ કર્યો.

એનું ગુલ્શાને ધડકતી છાતીએ ઉત્તર આપ્યું કે "ખુદા એમ ન કરે કે, આની ખબર બેગમ સાહબાને પહોંચે! નહિ તો મારા અને તમારા ધડપર માથું સલામત નહિ રહેવા પામે !!"

"ઇલાહી ! તું ખેર કર! પણ દિલરુબા ગુલ્શન! શું આ પણ કોઈ અચબની વાત છે કે, જેથી બેગમ સાહબા એટલાં બધાં નારાજ થઈ જશે?" ઐયૂબે વાદ કર્યો.

"ખુદા ખેર કરે ને આ ખબર કોઈ પણ રીતે સુલ્તાનાને કાને જવા ન પામે!" ગુલ્શાને ગભરાટ દેખાડીને કહ્યું.

એ ક્ષણે એ બન્નેનો જીવ એટલો બધો ગભરાયેલો હતો કે, થોડીકવાર તો તેઓ કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર એકી ટસે જમીન તરફ જોતાં રહ્યાં અને ત્યારપછી ગુલ્શાને ફરકતી આંખોથી ધીમેથી કહ્યું કે;--

"પ્યારા, હવે હું અહીંથી અત્યારે તો જાઉં છું; કારણ કે મહેલમાંથી નીકળ્યા મને ઘણો વખત થઈ ગયો છે અને જો સુલ્તાના જાગ્યાં હશે તો મને ખોળતાં હશે. હવે આ વખતે એક પળ પણ મારું અહીં થોભવું સારું નથી."

"જો એવો જ ઇરાદો હોય તો ખેર પ્યારી! ખુદા હાફિજ!" ઐયૂબે લાચારીએ જવાની રજા આપી.

"ખુદા હાફિજ! પ્યારા, ગભરાશો નહિ; મોકો મળતાં જ હું પાછી આપને આવી મળીશ." ગુલ્શાને કહ્યું.

"લિલ્લાહ! મારી પણ એ જ ભાવના છે. ખુદારા! બની શકે ત્યાં સુધી વહેલાં જ મુલાકાત આપજો." ઐયૂબે પ્રેમથી ભરેલા સ્વરે કહ્યું.

"હું મારાથી બનતી કોશિશ કરીશ." એમ કહીને ગુલ્શન ઐયૂબને ગળે લાગી ત્યાંથી ચાલી ગઈ અને ઐયૂબ પાછો પોતાની પહેલી જગ્યાએ બેસીને રોવા લાગ્યો. થોડા વખત પછી બાગમાં ચોપદારે ચારે તરફ ફરીને પોકાર કર્યો કે "બાગના કામ કરવાવાળાઓ-કામદારો! જલ્દી પોતપોતાના કામને તમામ કરીને બાગથી બહાર નીકળી જાઓ; કારણ કે, સુલ્તાના બેગમ સાહબાના બાગમાં આવવાની વેળા થઈ ચૂકી છે."

ચોપદારના એ અવાજને સાંભળતાં જ પોતપોતાના કામને આટોપીને એક કલાકમાં બધા કામદારો બાગથી બહાર નીકળી ગયા, અને ખોજા તથા લોંડીઓ વિના બીજો કોઈ પણ મર્દ બાગમાં રહ્યો નહિ. માત્ર બિચારો ઐયૂબ-તે ગુલ્શનના પ્રેમપાશમાં સપડાયલો ઐયૂબ જુદાઇની ગમગીનીમાં બેહોશ થયેલો લતામંડપમાં જ પડી રહ્યો-તેનું મન વિચારોમાં એટલું બધું તો લીન થયેલું હતું કે, ચોપદારનો અવાજ પણ તેના

સાંભળવામાં ન આવ્યો અને એવું પણ તેને ધ્યાન ન રહ્યું કે, "હવે બેગમ સાહબાના આવવાનો વખત થયેલો છે, માટે ત્યાંથી નીકળી જવું જોઇએ."

વાચકોએ એટલું તો જાણી જ લીધું હશે કે, એ ઔરત બીજી કોઈ નહિ, પણ સુલ્તાના રજીયા બેગમની સહેલી જ હતી. રંગભૂમિમાં એયૂબને જોતાં જ તે તેનાપર મોહિત થઈ ગઈ હતી, ત્યાર પછી બે ચાર વાર તેમને દૂરથી પરસ્પરનાં દર્શન પણ થયાં હતાં અને તેમાં સ્નેહનો ભાસ હતો; પરંતુ સંભાષણનો પ્રસંગ તો તેમને આજે જ મળ્યો હતો. અને તેમાં પણ જે 'પ્રથમ ગ્રાસે મક્ષિકાપાત:' જેવો બનાવ બન્યો તેનું પરિણામ તે પરમાત્મા જાણે શું આવવાનું છે: તે અત્યારે આપણાથી કહી શકાય તેમ નથી.

આપણે હમણાં જ જાણી આવ્યા છીએ કે, એયૂબ બેહોશ થઇને ત્યાં જ પડેલો હતો અને તેને દીન કે દુનિયાનું ભાન હતું નહિ. તે જ ક્ષણે લતાના પાછળના ભાગમાંથી કોઈ ઔરતે માથું કાઢીને તેને-એયૂબને-જોયો અને પાછી તે વૃક્ષરાજિમાં છૂપાઈ ગઈ.



## પ્રકરણ ૧૦ મું

### પ્રેમજ્વાળા

"કહું કયા મયઁ તુમસે કે કયા ચાહતા હું?;
જફા હો ચુકી અબ વફા ચાહતા હું;
ન વસ્લતસે મતલબ ન ફુર્કતસે મતલબ,
ફક્ત મયઁ તુમ્હારી રજા ચાહતા હું."

સફદર

પોતાની સહેલીઓ અને બાંદીઓ સહિત રજીયા બેગમ બાગમાં આવીને જો કે અહીં તહીં ખુશીથી ફરવામાં મશગૂલ થયેલી હતી, છતાં પણ તેના ઉતરેલા ચહેરા અને ચડેલી આંખોથી તેના દિલની બેચેનીની તત્કાળ કલ્પના કરી શકાતી હતી; પછી તેનું કારણ ગમે તે હો, એ આપણે અટકળી શકતા નથી.

એ જ હાલત સોસન અને ગુલ્શનની પણ હતી; પરંતુ તે બિચારી પરાધીન હોવાના કારણથી પોતાના મનની વ્યથા બેગમસાહબા જાણવા ન પામે, તેટલામાટે હજારો કોશિશો કરી રહી હતી. પરંતુ એથી તો ઉલટો તેમની મુખમુદ્રામાં વધારે અને વધારે ચિન્તાનો ભાસ પ્રકટી નીકળતો હતો.

એ ત્રણ ઉપરાંત રજીયાની બીજી એક બાંદી જોહરાના મુખમંડળમાં પણ ઉદાસીનતાની છાયા છવાયલી જોવામાં આવતી હતી; પરંતુ એ ત્રણેની અને એની ઉદાસીનતામાં એટલો ભેદ હતો કે, એની ઉદાસીનતા સાથે તેમાં થોડો ઘણો ક્રોધનો ભાવ પણ વ્યકત થતો હતો.

ફરતી ફરતી ચારે ચતુર ચપળાઓ તળાવના કિનારાપર આવી પહોંચી અને બેગમ ત્યાં એક સંગેમર્મરની કુરસીપર બેસી ગઈ. બીજી બેઠકોપર સોસન અને

ગુલ્શન બેઠી અને સર્વ બાંદીઓ આગળ પાછળ ઊભી થઈ રહી. બાગની માલણોએ આવી નમી નમીને તેને સલામ કર્યા અને ફૂલોના ગજરા, હાર, ગુલદસ્તા અને ફળોના થાળ ગોઠવીને બેગમની સ્હામે ઓટલાપર લાવી મૂક્યા. આવા શૃંગારદર્શક પદાર્થોથી તો વિહ્વળ બાળાઓના મનમાં વિશેષ વેદના થવા માંડી, અને તે સર્વે પોતપોતાની મનોવ્યથાને દૂર કરવાના મનસ્વી ઉપાયો શોધવા લાગી.

સોસન અને ગુલ્શન ન જાણે તેવી રીતે જોહરાએ બેગમને કાંઇક ઇશારો કર્યો અને ઇશારામાં જ તેનો જવાબ મેળવીને તે ત્યાંથી ચાલતી થઈ. તેના જવા પછી મોઢું ફેરવીને રજીયાએ સોસન તથા ગુલશનના ચહેરા તરફ નજર કરી, પરંતુ તે બન્ને મનોવ્યથાથી એટલી બધી બેભાન બની ગયેલી હતી કે, બેગમના એ દૃષ્ટિપાતનું બેમાંથી એકેને ભાન રહ્યું નહિ. ગુલ્શન તો હથેલીમાં હડપચીને ટકાવીને ધ્યાનથી દૂરના કોઈ વૃક્ષની શાખાને જોવામાં લીન થયેલી હતી અને સોસન ખોળામાં માથું દાબીને જમીન ભણી જ જોયા કરતી હતી. પોતાની બન્ને સહેલીઓના આવા રંગ નિહાળીને ક્રોધથી રજીયાનાં નેત્રો લાલચોળ બની ગયાં છતાં પણ કોણ જાણે શાથી, તેણે જરા પણ ગુસ્સો પ્રકટ ન કર્યો અને તે તળાવમાં લડતી માછલીઓને જોવામાં પ્રવૃત્ત થઈ.

ઠીક, ત્યારે એ સુંદરીસમૂહને એ સરોવરતીરે જ બેઠેલી રાખીને, પ્રિય વાંચકો, ચાલો આપણે જોઇએ કે જોહરા પોતાનું કેત્રુંક જોહર દેખાડે છે તે!

જે વેળાએ રજીયા બેગમ બાગમાં આવી પહોંચી, તે વેળાએ સાંઝના ચાર વાગેલા હતા. બેગમસાહબા સાથે ઇશારામાં વાતચીત કરીને ફરતી ફરતી જોહરા જ્યાં થોડા વખત પહેલાં ઐયૂબ અને ગુલ્શનનું પરસ્પર સંભાષણ થયું હતું ત્યાં જઈ પહોંચી. ગુલ્શન તો તે ક્ષણે ત્યાંથી ચાલી ગઈ હતી. પણ તેનો આશક ઐયૂબ તો હજી સુધી કુંજના મધ્યભાગમાં જ બેહોશ થઇને પડેલો હતો; એ તો આપણે સારી રીતે જાણીએ છીએ.

જોહરા તે કુંજમાં ચાલી ગઈ; પ્રથમ તેણે લતાની આડમાંથી ઐયૂબને તાકીને જોયો અને ત્યાર પછી દબાયલાં પગલાંએ ધીમેથી તેના પાસે જઇને ઉભી રહી—ઐયૂબ નહિ નિદ્રાની કે નહિ જાગૃતિની એવી ત્રિશંકુ સમાન સ્થિતિમાં પડેલો હતો તેને જોઈ આશ્ચર્યમાં લીન થઇને જોહરા તેને તાકતી ઉભી રહી. એ સમયે જોહરાની દૃષ્ટિ છેડાયલી વાઘણની દૃષ્ટિ જેવી હતી. થોડા વખત પછી તેણે એક દીર્ઘ ઉષ્ણ નિઃશ્વાસ નાખ્યો અને ધિક્કારદર્શક શબ્દોથી બોલવા લાગી કે;—

"આપ કોણ છો? કે બેગમ સાહબાના બાગમાં પધારવા સમયે આવી રીતે નિર્ભય થઇને અહીં પડ્યા રહ્યા છો, તે શું આપને પોતાના પ્રાણ પણ પ્રિય નથી?"

જોહરાએ એ વચનો એવા તો દોરદમામથી કહ્યાં કે, તે સાંભળતાં જ તે એકદમ ચમકીને ઉઠી ઊભો થઈ ગયો; તે જોહરાના ચહેરાને નિહાળતો નેતર પ્રમાણે થરથર કંપવા લાગ્યો. તેની એવી દુર્દશા દેખીને જોહરાના બળ્યા જળ્યા હૃદયમાં કાંઇક શીતળતા થઈ હશે ખરી, તેથી જ તે કેટલીક વાર સુધી તેના તરફ વિષભરિત નેત્રોથી નિહાળતી રહી અને ત્યાર પછી ધીમેથી બોલી કે;—

"તમારું નામ શું છે?"

"બન્દાને લોકો ઐયૂબખાંના નામથી ઓળખે છે." ઐયૂબે વિનયથી જવાબ આપ્યો.

"શું ત્યારે પેલા ઐયૂબ તે આપ જ કે? આપ જ તે દિવસે યાકૂબ જેવા બહાદુરસાથે તલવારવડે ખેલવાને રંગભૂમિમાં ઉતર્યા હતા નહિ વારુ?" જોહરાએ જાણે પોતે કાંઈ જાણતી જ ન હોયની! તેવા ભાવથી કહ્યું.

"જી હા—આપે મને ઠીક ઓળખ્યો!" ઐયૂબે કહ્યું.

"લગભગ અડધા પ્રહર પહેલાં બેગમસાહબાના અહીં આવવાના સમાચાર ચોપદારે પહોંચાડ્યા હતા, છતાં પણ આપ અહીં શું સમજીને બેસી રહ્યા? આપ એ વાતથી શું અજાણ્યા છો કે, બેગમ સાહબા બાગમાં હોય તે વખતે જો કોઈ પણ મર્દ અહીં જોવામાં આવે તો તેનું માથું ધડથી જૂદું કરવામાં આવે છે?" જોહરાએ ભયનું દર્શન કરાવ્યું.

ઐયૂબ તેનાં એ વાકયોથી બહુ જ ગભરાઈ ગયો અને આર્જવતાથી વિનતિ કરવા લાગ્યો કે, "હું એ વાતથી સારી રીતે જાણીતો છું; પરંતુ માથાના દુ:ખાવાને લીધે આજે મારી તબીયત એટલી બધી બગડી હતી કે, બપોર પહેલાંનો હું અહીં આવી પડ્યો હતો, અને મારી આંખ લાગી ગઈ; તેથી જ આ કુસૂર થઈ ગયો. નહિ તો મારી શી તાકાત કે, આવે વખતે બાગમાં ઉભા રહેવાનો ઇરાદો પણ કરી શકું!"

"સબબ ગમે તે હોય, પણ આપ ગુનાહગાર તો થઈ ચૂક્યા છો, આપનાં વચનો પર ભરોંસો રાખી શકાય તેમ નથી. આપને બેગમ સાહબાની રૂબરૂમાં લઈ જવા જ જોઈએ અને ત્યાં આપ સાહબને આપના ગુનાહની સજા મળશે!" જોહરાએ ભયમાં વધારો કરતાં કહ્યું.

"બી જોહરા! આપ બેગમસાહબાની પ્યારી સહેલી છો; તેથી જો આપ ચાહો તો મારા જેવા એકની નહિ, પણ હજારો ગુનાહગારોની જાન બચાવી શકો છો! ખુદારા, જરા રહમ કરો, ગુનાહની માફી આપો અને ખુદાને માટે મારા પ્રાણ બચાવો. હવે પછી મારાથી આવો ગુનાહ નહિ બને." ઐયૂબે ગોઠણુભંડીએ પડીને પ્રાર્થના કરી.

જેમ જેમ બિચારા ઐયૂબના ભયમાં વધારો થતો જતો હતો, તેમ તેમ જોહરા મનમાંને મનમાં મલકાતી જતી હતી. હવે જ્યારે ઐયૂબને તેણે પોતાના પંજામાં સપડાયલો જોયો ત્યારે પોતાની બોલવાની દિશાને ફેરવીને બીજી જ દિશામાં ભ્રમણ કરવા માંડ્યું. તે બોલી;–

"વાહ! વાહ! આપના બચાવમાટે હું મારા પ્રાણને જોખમમાં નાખું કેમ! આપ મને એક નાદાન બચ્ચી સમજી બેઠા છો કે શું? વલ્લાહ! આપના માટે તો મને પણ માથું વઢાવવું પડશે!" જોહરા બોલી.

ઐયૂબ તેનો પાલવ પકડીને ગોઠણભંડીએ બેસી ગયો અને બન્ને હાથોને ઉંચા કરીને કહેવા લાગ્યો કે;–"લિલ્લાહ! હવે રહમ કરો! હું આપના કદમોમાં સર ઝુકાવીને મારા પ્રાણની ભિક્ષા માગું છું, તે મારી આશા પૂરી કરો!"

જોહરાના મનમાં હવે પ્રેમ વધારે વાર ટકી ન શકયો, અને તેથી તેણે વાતને બદલાવીને જાણે ઉપકાર જ કરવા માગતી હોયની તેવા ભાવથી કહ્યું કે "જો આપની સાથે હું પણ અહીંથી ન્હાસી છૂટું, તો જ મારી અને તમારી બન્નેની જિંદગી બચી શકે! અન્યથા તેમ થવું અશકય છે!!"

"શું આપ પણ મારી સાથે ચાલવા માગો છો?" આશ્ચર્યથી ઐયૂબે પૂછ્યું.

"ત્યારે શું પાછળ છોડીને મને તમે મોતના મોઢામાં નાખવા માગો છો?" જોહરાએ સ્હામો સવાલ કર્યો, "એના વિના બીજો ઉપાય જ નથી કે, જેથી આપના પ્રાણ બચી શકે. સાંભળો, સાહબ, મુખ્ય વાત એમ છે કે, હમણાં જ કોઈ બાંદીએ આવીને બેગમ સાહબાને એવી ખબર પહોંચાડી છે કે, બાગની ફલાણી જગ્યાએ એક મર્દ છુપાઇને બેઠો છે અને ઝાડની આડમાં રહી ઔરતોને તાકીને જોયા કરે છે. એ ખબર સાંભળતાં જ બેગમ સાહબાએ ચોર ભાગવા ન પામે, તેટલા માટે બાંદીઓને દરેક સ્થળે દોડાવી છે, એક બાંદી જલ્લાદને બોલાવવાને ગયેલી છે અને મને અહીં તમને ગિરફતાર કરવાને મોકલવામાં આવી છે. હવે કહો કે મારો એમાં શો અપરાધ? સુલ્તાનાના કોપ અને જલ્લાદની તલવારથી હું તમને કેવી રીતે ઉગારી શકું વારુ? છતાં પણ તમારી રોદન, આક્રન્દ, વિનય તથા નમ્રતાપૂર્ણ વિનંતિ તેમ જ નવજવાની અને ખુબસૂરતીનો વિચાર કરવાથી મારા હૃદયમાં દયાની ઉત્પત્તિ થઈ છે અને બહુ બહુ વિચારતાં માત્ર એ જ એક ઉપાય સૂઝે છે કે, જો તમારા પ્રાણ બચાવું તો હું પણ અહીંથી ન્હાસું–બીજો એકે માર્ગ રહ્યો નથી!" એટલું કહીને તે ચુપ થઈ ઉભી રહી.

"પણ બી જોહરા! મારા માટે આપને શાહી દર્બાર છોડવો પડે, એ હું કેમ કબૂલ રાખી શકું! આપ એવું સાહસ કેમ અને શા વિશ્વાસથી કરો છો?" ધ્યાનથી જોહરાનું બધું ભાષણ સાંભળી લઇને ઐયૂબે પ્રશ્ન કર્યો.

"શાહી દર્બાર છોડવો પડે, એમાં તે શી મોટી વાત છે? હું જેના પ્રાણ બચાવીશ, જેના માટે હું શાહી દર્બારને ત્યાગીશ, તેના હૃદયમાં શું મારા માટે કાંઈ પણ વિચાર નહિ હોય! શું તે મારા ભરણપોષણનો કાંઈ પણ ઉપાય નહિ કરે?" જોહરાએ દ્વિઅર્થી અને સમર્પક ઉત્તર આપ્યું.

"આપ જાણો છો કે હું અમીર નથી, કિન્તુ માત્ર એક ગુલામ છું; અને ગુલામી કરીને જ પોતાની જિંદગીના દિવસો પૂરા કરું છું? કદાચિત્ આપને હું મારી સાથે લઈ ચાલું તો આપનો નિભાવ મારે ત્યાં કેમ થઈ શકે? ક્યાં ફકીર અને ક્યાં અમીર!" ઐયૂબે ઉદ્‌ગાર કાઢ્યા.

"એ બાબતની ચિંતા કરવી નહિ; હું દૌલત તો એટલી બધી લાવીશ, કે આખી જિંદગી સૂધી અયશ આરામમાં વાપરતાં પણ તે ખૂટશે નહિ. દશ વીશ નોકર ચાકર રાખીને અમીરીના ઠાઠથી આપણે રહીશું અને મોજમાં વખત વીતાડીશું!" જોહરાએ આશ્વાસન આપ્યું.

"શું ત્યારે હમણાં જ તમે મારી સાથે આવો છો?" ઐયૂબે પૂછ્યું.

"ના–હમણાં તમને હું એક જગ્યાએ લઈ જઇશ, કે જે જગ્યા અહીંના એક ભોંયરામાં છે. ત્યાં રાત્રે બાર વાગે હું દાગીના અને જરજવાહિરાત લઇને આવી પહોંચીશ અને પછી આપણે રવાના થઈ જઇશું." જોહરાએ જવાબ આપ્યો.

ઐયૂબના મનમાં હવે શંકા થવા લાગી કે "આ કોઈ સાધારણ સ્ત્રી નથી અને મને પોતાના પંજામાં લેવા માગે છે;" તેથી તેણે કહ્યું કે, "આપની પાસે આ તલવાર

છે તે મને આપો; એટલે હું એવી હજાર બેગમો અને જલ્લાદોના હાથમાંથી છટકી જવાને શક્તિમાન્ છું. આપને ન્હાસવાની કાંઈ પણ અગત્ય નથી."

જોહરા, તેની એ માગણીથી ઘણી જ વિચારમાં પડી ગઈ, અંતે એક યુક્તિ તેને સુઝી આવી. અને તે તેણે લડાવી. "એ તલવાર મારાથી અપાય તેમ નથી; કારણ કે, એપર મારું નામ કોતરેલું છે; અને બીજી તલવાર લાવવામાટે મહેલમાં જવું પડે એમ છે. માટે ઉતાવળ કરો અને મારી સાથે આવો." જોહરાએ ઉતાવળ કરી.

ઐયૂબ હવે પૂર્ણ રીતે તેના મનોભાવને સમજી ગયો અને તેથી ચહેરાના રંગને એકદમ ફેરવી નાખીને તેને કહેવા લાગ્યો કે, "ભૂલથી હું બાગમાં રહી ગયો, તે મારો ગુનાહ નથી. આપ જાઓ અને બેગમ સાહબાને ખબર આપો; પછી જે થાય તે ખરું. હેચકારાની માફક હું હવે ભાગવા નથી માગતો–પહેલાંના મારા વિચારમાટે મને પશ્ચાત્તાપ થાય છે." એટલું કહીને તે અટક્યો અને પાછો વિચાર કરી બોલ્યો, "આપ બેગમ સાહબાને બોલાવશો અને મારું મરણ તો થશે જ; માટે જરા થોભો! હું એક ઉત્તમ વસ્તુ આપને ભેટ કરવા ઇચ્છું છું કે, જેથી આ કમબખ્તની યાદગીરી તો કોઈ વેળા આપના મનમાં આવે!" એમ કહીને તેણે પોતાના કુડતાના ખીસામાંથી એક સોનાની ડબ્બી કાઢી અને તેને ખોલી તેમાંથી એક લાલ રેશમમાં પરોવેલી મોતીઓની જોડી કાઢી જોહરાના હાથમાં તે આપતાં કહ્યું કે, "આ મરણ સમીપ આવી પહોંચેલા કમ્બખ્ત ગુલામની આ નિશાનીને હમેશાં પોતાની પાસે જ રાખશો; એ મોતી ઘણાં જ કીમતી અને દુસ્વાર (અલભ્ય) છે."

મોતી હાથમાં લેતાં જોહરાએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને કહ્યું કે, "ઐયૂબ ! તું ખરેખર કમનસીબ જ છે–તારા મરણનો કાળ આવી જ પહોંચ્યો છે, તો તે કેમ ટળી શકે? હાયરે જવાની ! ઉફરે હવસ ! !....."

જોહરા માત્ર એટલું જ બોલવા પામી કે, અચાનક હાથની ગરમીથી તે મોતી તડકી ગયાં અને તેમાંથી એક પ્રકારની ભુકરી નીકળીને એટલી તો ત્વરાથી જોહરાના નાકમાં પ્રવિષ્ટ થઈ ગઈ કે, એક છીંક આવતાં જ તે બેહોશ બની ગઈ ! જો ઐયૂબ તેને ન સંભાળી લેત, તો જમીનપર પટકાઇને તેનું મસ્તક ચૂરેચૂરા થઈ જાત.

તેને એવી જ દશામાં છોડીને બહુ જ ઝડપ અને સંભાળથી ઐયૂબ સહીસલામત બાગમાંથી બહાર નીકળી ગયો. હવે રજીયા બેગમ અને તેની સાહેલીઓનું શું થયું, તે આપણે જોઇએ.

જોહરાના જવા પછી રજીયાએ લગભગ અર્ધ પ્રહર જેટલો સમય સરોવરના સૌંદર્યનિરીક્ષણમાં અને સખીઓ સાથેનાં સંભાષણમાં વીતાડ્યો. છતાં પણ જ્યારે જોહરા પાછી ન વળી, એટલે બેગમના મનમાં ગભરાટ થયો અને તેણે તત્કાળ લૌંડીઓને હુકમ આપ્યો કે, "જ્યાં હોય ત્યાંથી શોધીને જોહરાને જલદી અહીં હાજર કરો!"

બિચારી લૌંડીઓને શી ખબર હોય કે, જોહરા તો અમુક સ્થળે બાગમાં બેહોશ પડેલી હશે. અર્થાત્ તે તરફ તો કોઈ ગયું જ નહિ અને બીજી તરફ ફેરા મારી મારીને

બધી પાછી ચાલી આવી અને બીતાં બીતાં સમસ્ત દાસીઓએ હાથ જોડી રજીયાને વિનતિ કરી કે, "જહાંપનાહ! જોહરાનો બાગમાં ક્યાંય પત્તો નથી મળતો!"

રજીયા લાલ પીળી થઈ ગઈ; પણ શું કરી શકે? કારણ કે, જે સ્થળે જોહરા મૂર્છામાં પડેલી હતી, તે સ્થળ સુલ્તાનાની જાણમાં નહોતું. એથી તે પોતાના કોપને પી ગઈ અને એક લોંડીને તેણે હુકમ આપ્યો કે, "ઐયૂબને જલદી અહીં લાવી હાજર કર."

"જેવો હુકમ" કહીને લોંડી બાગથી બહાર ઐયૂબના રહેઠાણમાં પહોંચી. ઐયૂબ બેઠો બેઠો એક પુસ્તક વાંચતો હતો. લોંડીને જોતાં જ તે ગભરાઇને ઉભો થઈ ગયો અને બોલ્યો કે, "શું છે?"

"આપને સુલ્તાના યાદ કરે છે. તેમનો હુકમ થયો છે કે, આપને જલ્દી બાગમાં હાજર કરવા." લોંડીએ જવાબ આપ્યો.

"બહુ સારું–હું ચાલું છું" એમ કહીને ઐયૂબ પોતાની તલ્વાર અને કમરમાં એક સોનાની ડબ્બી રાખીને તે લોંડીની સાથે ચાલતો થયો.

સૂર્યનારાયણ અસ્તાચલમાં પહોંચી ચૂકયા હતા અને રજીયા બેગમ સરોવરના તીરપરથી ઉઠીને એક સજાવેલી સંગેમર્મરની બારાદરીમાં પોતાની મસનદપર આવી બેઠી હતી. ગુલ્શન અને સોસન પણ તેની આજૂબાજૂ અદબથી બેઠેલી હતી અને બીજી બાંદીઓ તલવારો લઇને મસનદની પાછળ વિનયથી ઉભી હતી. શમાદાન (દીવીઓ) માં મીણબત્તીઓ બળતી હતી અને બારાદરીના સમસ્ત ભાગમાં અગરનો સુવાસ ફેલાઈ રહ્યો હતો. એટલામાં તે લોંડીએ આવી કરદ્વય જોડી અર્જ કરી કેઃ—

"જહાંપનાહ! ઐયૂબખાન હુજૂરના દરવાજાપર હાજર છે."

"તને તે ક્યાં મળ્યો?" રજીયાએ સવાલ કર્યો.

"હુજૂર! તેના પોતાના ઘરમાં." લોંડીએ જવાબ આપ્યો.

"હં; વારુ તે ત્યાં શું કરતો હતો?" પાછું રજીયાએ પૂછ્યું.

"હજરત! તે કોઈ કિતાબ વાંચવામાં નિમગ્ન થયેલો હતો." લોંડીએ કહ્યું.

"બહુ સારું! તેને હાજર કર." અંતે રજીયાએ આજ્ઞા કરી.

"જેવો ઇર્શાદ!" (ઇચ્છા) એમ કહીને તે બાંદી ત્યાંથી બહાર આવીને ઐયૂબને બેગમની સામે લઈ ગઈ. ઐયૂબે આવતાં જ જમીનને ચુંબન કરીને શાહાના આદાબથી સલામ કરી અને હાથ જોડી માથું નમાવી સુલ્તાના સમીપ ઊભો રહ્યો. બેગમે ધ્યાનથી તેની મુખમુદ્રાનું અવલોકન કર્યું અને ત્યાર પછી તેણે ગુલ્શનના મુખમંડળમાં પોતાની દૃષ્ટિને દોડાવી. ગુલ્શન માથું નમાવીને શાન્તિમાં બેઠેલી હતી. ઐયૂબ અને ગુલ્શનના મુખના રંગમાં એવાં કાંઈ પણ લક્ષણોનું દર્શન થયું નહિ કે, જેથી કાંઈ પણ શંકા ઉદ્ભવી શકે, અર્થાત્ એથી સાતમા આસમાને ચડેલા સુલ્તાનાના કોપની હાલ તો શાંતિ થઈ ગઈ અને તેણે શાંતિથી ઐયૂબને કહ્યું કેઃ—

"ઐયૂબ! મેં તને હમણાં એટલા માટે બોલાવ્યો છે કે, તારી ઇચ્છાને પરિપૂર્ણ કરું! શાહી કિતાબખાનામાંથી કિતાબો વાંચવાને મળે તો સારું; એવી આગળ તેં ઇચ્છા દર્શાવી હતી વારુ?"

હવે જ ઐયૂબના ખોળીયામાં જીવ આવ્યો; કારણ કે, પહેલાં તો તે બેગમના આમંત્રણને યમનું આમંત્રણ જ સમજ્યો હતો, પણ હવે તે ભય તેના હૃદયમાંથી નીકળી ગયો. એથી મનમાં જ તેણે નિશ્ચય કરી લીધો કે, "હજી સુધી જોહરાની બેહોશીની વાત કોઇના પણ જાણવામાં નથી આવી, અને હજી સુધી કોઇએ તેની ભાળ પણ નથી લીધી-તેની પાસે પણ કોઈ પહોંચવા નથી પામ્યું!" એ સમસ્ત વાર્તાનો તેણે ક્ષણવારમાં વિચાર કરી લીધો અને ત્વરિત બેગમના સવાલનો જવાબ આપ્યો;—

"જી હા; જહાંપનાહ! એકવાર મારા ઉસ્તાદ આગળ મેં એવી ઇચ્છા દર્શાવી હતી ખરી."

"ખેર! ગમે તેમ હો; પણ મારે કાને એ વાત આવી હતી અને તેથી જ તને બોલાવવાની જરૂર પડી. તું કુતુબખાનાનો મુન્શી થાય તો?" રજીયાએ આનંદયુક્ત મુદ્રાથી કહ્યું.

"જહાંપનાહ! તો ગુલામપર આપની ઘણી જ મેહરબાની થઈ કહેવાય. જો એ જગ્યા ખાદિમને અપાય તો બીજું શું જોઇએ?" જમીનને ચૂમીને વિનયથી ઐયૂબે ઉત્તર દીધું.

"હાલ તો તને રુખ્સત છે. થોડા જ વખતમાં "મુન્શી કુતુબખાનઃ"ની ખિલ્લત અને પર્વાનો તને આપવામાં આવશે" રજીયાએ જણાવ્યું.

હુકમ સાંભળતાં જ સાષ્ટાંગ પ્રણામ કરી ઐયૂબ ત્યાંથી ચાલતો થયો અને બાગમાંથી નીકળી ઘેર આવી પહોંચ્યો. એકવાર તેણે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે;—"જોહરાની દશા તો જરા જોતો જાઉં!" પણ તેમ કરવું તેને યોગ્ય ન જણાયું. કારણ કે, જે લોંડી તેને બોલાવવાને આવી હતી તે બાગના દરવાજા સુધી તેની પાછળ પાછળ આવતી તેના જોવામાં આવી. તે ગુપચુપ ચાલ્યો ગયો.



## પ્રકરણ ૧૧ મું

### મદનપીડા

"યે મહબ્બત, યે ઇનાયત, યે ઇતાઅત કયસી?;
યે ખુશામદ, યે લજ્જત, યે સમાજત કયસી?;
ઇસ ખુશામદકા મોઅમ્મા નહીં મુઝપર ખુલતા,
ગૌર કરતા હું મગર, કુછ ન સમઝમેં આતા!"

કલક

ચતુર્થ પ્રકરણમાં પોતાની સાહેલી સોસનને રજીયાએ યાકૂબ અને ઐયૂબ એ ઉભય વીરોને ગુલામીમાંથી છૂટા કરવાનું વચન આપ્યું હતું, તેનું વાચકોને સ્મરણ હશે જ; અને પંચમ પ્રકરણમાં સુલ્તાના રજીયા બેગમની બેચેની અને વારંવાર પાસા બદલવા છતાં પણ નિદ્રા ન આવવાની ઘટનાનું વર્ણન કરેલું છે, તે પણ પાઠકોના સ્મરણમાં હશે જ; તેના બીજા જ દિવસની ઘટનાનું પ્રસ્તુત પ્રકરણમાં દિગ્દર્શન કરાવવાનું છે, અને તેથી

પાઠકોને ત્રૈલોક્યમોહિની, પરમસ્વાધીના, ભારતાધીશ્વરી, પૂર્ણ યુવતી અને કુમારિકા રજીયા બેગમના સ્વતંત્ર સ્વભાવનો સારો પરિચય થવાનો સંભવ છે.

પ્રાતઃકાળનો સમય છે અને સૂર્યોદયમાં હવે થોડો જ વિલંબ છે. રાત્રે ટાઢ ઘણી જ પડેલી હોવાથી સવારમાં જ્યાં ત્યાં ભીનાશનો જ ભાસ થયા કરે છે. એવા સમયમાં પણ પ્રભાતકાલીન વાયુનો ઉપભોગ લઈ શરીરને નીરોગી કરવાની જેની ઇચ્છા નહિ થતી હોય, એવી કોઈ શ્રીમાન્ વ્યક્તિ મળવી દુર્લભ છે.

પલંગમાંથી ઉઠતાં જ રજીયાએ હાથ મોઢું ધોઇને કપડાં બદલ્યાં અને સાદો પણ કીમતી પોશાક પહેરીને પોતાની સાહેલીઓ સાથે બાગમાં ફરવાને આવી. હુક્કો લઈને જોહરા પણ તેની સાથે જ ચાલ્યા કરતી હતી.

બેગમ સાહબાના આવવાની ખબર બાગમાં પહેલાંથી જ આપવામાં આવી હતી; તેથી બાગમાંના કામદારો બધા બહાર ચાલ્યા ગયા હતા. માત્ર માલણો જ ઉતાવળથી બાગની સફાઈ અને દુરુસ્તીના કામમાં લાગેલી જોવામાં આવતી હતી.

પ્રતાપ અને પ્રભુત્વ એ બે એવી તો વિલક્ષણ વસ્તુઓ છે કે, કવચિત્ અસંભવિત ઘટનાને પણ તે સંભવિત બનાવી શકે છે, અર્થાત્ પ્રભાતમાં આટલી વહેલી આવવા છતાં પણ રજીયાએ બાગમાં જ્યાં નજર નાખી ત્યાં તેને સ્વચ્છતા જ જોવામાં આવી; અને તે સ્વચ્છતા પણ વળી હમણાં જ કરેલી હોય, એમ પ્રત્યક્ષ દેખાતું હતું.

બેગમના આવતાં જ સમસ્ત માલણોએ આવી તેને અદબથી મુજરો કર્યો અને તળાવના કિનારાપર જ્યાં બેગમ હમેશા બેસતી હતી, ત્યાં સ્ફટિક પાષાણના આસનપર પુષ્પોની શય્યા કરીને પછી તેઓ પોતાનાં બીજાં કામોમાં જઈ વળગી.

બેગમ બાગમાં આવીને થોડીવાર અહીં તહીં ફરતી રહી અને ત્યાર પછી તેણે ગુલ્શન તથા સોસનને કહ્યું કે, "સખીઓ! આજે તમે બન્ને એક કામ કરો અને તે એ કે બન્ને એકબીજાથી જૂદી પડી બાગના જૂદા જૂદા ભાગોમાં જઇને પોતાના હાથે પુષ્પો વીણી લાવો અને હું અહીં જ ગુલેનર્ગિસ ચુંટતી બેઠી છું. તમને એ કાર્યમાટે અડધા પ્રહરનો વખત આપવામાં આવે છે. ત્યાર બાદ તમારા બધાના એકઠા થવા પછી એક વાતની ખોળ કરવામાં આવશે અને તે એ કે વધારે ફૂલ કોણે વીણ્યાં છે!"

"જેવો હુજૂરનો હુકમ" એમ કહી સોસન અને ગુલ્શન ત્યાંથી ચાલતી થઈ અને બેગમ એક કદમના વૃક્ષ તળે સંગેમર્મરના ઓટલાપર મખમલની ગાદી પાથરેલી હતી, ત્યાં બેસી ગઈ. જોહરા પણ સુલ્તાનાના ઇશારાથી તેની સ્હામેની એક ન્હાની ઓટલીપર બેઠી.

રજીયાએ પહેલાં તો હુક્કાના બે ચાર દમ ખેંચ્યા અને પછી અત્યંત નમ્રતાથી જોહરાને કહેવા લાગી કે, "પ્યારી જોહરા! શું તું દિલથી એમ નથી ચાહતી કે, ખુદા તારી બેગમને બેગમ રાખે અને કોઈ પણ જાતનો સદમો ન આપે?"

"અય હુજૂર! હું સદકે! હું કુર્બાન!! અય! તોબા! સરકારની બલા મારો સરપર! મારી સરકારના દુશ્મનોનો ચહેરો આજે આટલો બધો ગમગીન કેમ દેખાય છે! હુજૂર! મારા તન બદનના ખૂનનો દરેક કતરો એ જ આરજૂમાં છે કે, તે હુજૂરના કામમાં આવી સહજમાં બિહિશ્ત કેમ મેળવી શકે!" જોહરાએ વિનયથી ખુશામદ કરી.

સુલ્તાનાએ જોહરાનો હાથ પકડીને તેને પોતાની પાસે બેસાડી અને પ્યારથી તેના હાથને પોતાના હાથથી દાબીને કહ્યું કે "જોહરા! જોહરા!! મારી પ્યારી જોહરા!! તું એ તો સારી રીતે જાણે છે કે, હું તારાપર કેટલી મેહરબાન રહું છું અને એક સુલ્તાનાનું પોતાની લૌંડીઓ અને ગુલામો સાથેનું વર્તન હોય છે, તેવું વર્તન હું તારી સાથે બિલ્કુલ રાખતી નથી!"

"હુજૂર! ખુદા કરે ને આ લૌંડી આ કદમના સાયા તળે જ પોતાની જિંદગીના દિવસો પૂરા કરે! અને બિહિશ્તમાં પણ હુજૂરની જ કદમબોસી મેળવવાને ભાગ્યશાળી થાય!!" જોહરાએ પોતાનું માથું બેગમના કદમોમાં રાખી કહ્યું.

"જોહરા! પ્યારી જોહરા! મને તારી વફાદારીપર પૂરો વિશ્વાસ છે અને તેથી જ બીજી સહેલીઓને અહીંથી ટાળીને મેં તારા આગળ મારા મનનો ભેદ ખુલ્લો કરવાની ઇચ્છા કરી છે!" રજીયાએ તેના માથાને ખોળામાં લઇને પસવારતાં કહ્યું.

"હુજૂરનો જે હુકમ થાય, તેને આંખોથી ઉઠાવવાને આ લૌંડી તૈયાર છે; અને તે પણ એવી ખૂબીથી કે, હવાને પણ તેની જાણ થવા ન પામે!" જોહરા ખુશામદમાં એક એક પગલું આગળ જ વધતી ગઈ.

"બેશક! તું એ કામને લાયક છે અને તેથી જ મારું મન મને વારંવાર કહ્યા કરે છે કે, રજીયા! તારું કામ સફાઇથી પાર પાડી શકે એવું જો કોઈ પણ હોય તો તે તારી વફાદાર લૌંડી જોહરા જ છે. જો તું મારું એ કામ કરી આપીશ, તો યકીનથી માનજે કે, હું તને મારી ન્હાની બહેન બરાબર સમજીશ અને મહાલયમાં ઘણા જ માનથી તને રાખીશ અને મારી પાછળ જો અહીં કોઈ ઔરતને માન આપવામાં આવશે, તો તે ફક્ત તને જ!" રજીયા આકુળવ્યાકુળતાથી ગમે તેમ બકી ગઈ.

ધન્ય! મદનરાજ, ધન્ય! કંદર્પ, તારો પ્રતાપ ધન્ય!! તારો સંગ થતાં જ અહંભાવનાનો-પોતાના પ્રતાપનો તત્કાળ લોપ થઈ જાય છે! તારા માર્ગમાં દીન અને પીનની એક જ દશા થાય છે! ભાવી વૈભવની આશાથી જરખરીદ લૌંડી જોહરા એકદમ ઉછળી પડી અને બેગમના કદમને ચુંબન કરી પોતાને સ્થાને જઈ બેઠી. "હુજૂર! ત્યારે બાંદી પાસેથી શી ખિદમત કરાવવા માગો છો?"

"જોહરા! ખબરદાર, એ ભેદ બીજું કોઈ જાણવા ન પામે; નહિ તો મારી રુસવાઇની હદ નહિ રહે અને તું પણ મોટી આફતમાં આવી પડીશ. સાંભળ, જોહરા! આટલી મોટી બાદશાહત, આવી હુકૂમત, આ શાનોશૌકત અને આટલો ભારી મર્તબો મળ્યા છતાં પણ મારા હૃદયમાં ચેન કે આરામ નથી! તે શા માટે? શું ઔરત છતાં પણ તું એ સવાલનો જવાબ સમજી નથી શકતી? ઠીક—હું પોતે જ કહું છું—સાંભળ પ્યારી જોહરા! કોઇ પણ ઔરતમાટે એક દિલદાર મર્દની ઘણી જ આવશ્યકતા છે. કારણ કે, જો કોઈ ખુશમિજાજ ઔરત પાસે કોઈ લાસાની મર્દ ન હોય અથવા તો કોઈ દિલદાર મર્દના ઘરમાં કોઈ હસીન અને મળતાવડી ઔરત ન હોય તો તે ઔરત અથવા મર્દની જિંદગી માત્ર નકામી જ નહિ, પણ સાથે દુઃખના પર્વત જેવી થઈ પડે છે!!" રજીયાએ પોતાના મનોભાવને વ્યક્ત કરવાનું મંગલાચરણ કરતાં કહ્યું.

"જહાંપનાહ! આપનું કથન અક્ષરે અક્ષર સત્ય છે. હજરતે કોઈ પણ નેક મર્દસાથે શાદીના પવિત્ર ગાંઠથી બંધાવું જોઇએ, એમ અર્જ કરવાનો મારો ઘણીક્વાર વિચાર થયો હતો; પણ ખોફને લીધે મારાથી તેમ બોલી શકાતું નહોતું." જોહરાએ હામાં હા મેળવી દીધી.

"સાંભળ, જોહરા! શાદીને માટે તેં જે કહ્યું, તે તારો વિચાર ખોટો છે. જો તું શાહી ખાન્દાનના કાયદાઓથી સારી રીતે પરિચિત હોત, તો શાદી એવો શબ્દ મોઢામાંથી કાઢત જ નહિ. પ્યારી જોહરા! શાહી ખાન્દાનના કાયદા પ્રમાણે શાહજાદીઓ અને ખાસ કરીને મારા જેવી બદનસીબ બેગમોને માટે શાદીનું નામ પણ નથી!!! પરન્તુ નિયમ ન છતાં પણ મનની ઇચ્છાને પૂરી કરવામાટે અને સંસારસુખનો લ્હાવો લેવાને કોઈ એક મર્દ જોઇએ તો ખરો જ; અને તે પણ એવી શરતે કે, એ વાતને તે હમેશા છૂપી જ રાખે; પ્રાણ જતાં પણ ભેદને ખોલે નહિ!" રજીયા ધીમે ધીમે મનોવિકારના કથનમાં આગળ વધતી વધતી બોલવાલાગી.

"વલ્લાહ! હુજૂર! આ તો ઘણો જ સારો માર્ગ! એથી વધારે લાભ તો એ છે કે, શાદી કરતાં વધારે આઝાદી (સ્વતંત્રતા) રહે છે અને અણગમો થવાનો સંભવ રહેતો નથી. ખૈર! પણ હજૂરે કયા ભાગ્યશાળી પુરુષને પોતાનો પ્રેમભાજન બનાવવાની ઇચ્છા કરેલી છે?" જોહરાએ કહ્યું.

"શું તું એવો કોઈ ઉપાય નહિ કરી શકે, કે જેથી યાકૂબનો અને મારો પ્રેમસંબંધ બંધાય અને એ વાત કોઈ ચોથાને કાને પણ ન જાય?" રજીયાએ યુક્તિથી પ્રેમપાત્રનું નામ પણ જણાવી દીધું.

"એ ઉપાય સહજમાં થઈ શકે તેવો છે. પણ એને માટે એક એકાંત સ્થળની યોજના થવી જોઇએ." જોહરાએ કહ્યું.

"બહુ સારું, એ વિશે હું આખો દિવસ વિચાર કરીશ અને સાંઝે તેનો ખુલાસો કરીશ." જરાક વિચાર કરીને રજીયાએ ઉત્તર આપ્યું.

"જેવી ઇચ્છા! પણ જહાંપનાહ! જો અભયવચન આપો તો એક અર્જ કરવાની મારી મનોભાવના છે અને તે..."

"તે કહીને અટકી કેમ? વિના ભયે જે હોય તે જણાવી દે, હવે મારાથી જુદાઈ રાખવાનું કશું પણ કારણ નથી; બેગમ અને બાંદીનો હવે તફાવત રાખીશ નહિ." રજીયાએ વચમાં જ તેને અભયવચન આપી દીધું.

"હુજૂર! યાકૂબખાનના શાગિર્દ ઐયૂબખાનને તો આપ સારી રીતે જાણો છો!" જોહરાએ બેગમનાં પગમાં માથું મૂકીને પ્રાર્થના કરી.

"બેશક! હું તેને સારી રીતે પિછાનું છું; અને મારી ન્હાની બહેન જોહરાના આનંદમાટે ઐયૂબને જ હું વધારે પસંદ કરું છું." રજીયાએ ઝગડો મટાડી દીધો.

"પરંતુ હુજૂર! મને એક મોટું વિઘ્ન જણાય છે અને તેથી એ કાર્ય સત્વર સફળ થઈ શકશે કે નહિ, તેની શંકા થાય છે." જોહરાએ ફરેબ લડાવ્યો.

"તે વિઘ્ન શું છે?" બેગમે આતુરતાથી પૂછ્યું.

"તે એ છે કે, હુજૂરની સહેલીઓમાંની સોસન યાકૂબપર આશક થયેલી છે અને ગુલશન ઐયૂબપર મરી રહેલી છે. જ્યાં સુધી મેં એ આશક માશૂકોના રંગ

ઢંગ જોયા છે અને તેનો વિચાર કર્યો છે, તેથી મારો એ જ નિશ્ચય થયો છે કે, આ કાર્યને પૂર્ણ કરવામાં ઘણા ઘણા પેચોને ખોલવા પડશે!" જોહરાએ ચિંગારી મૂકી અને શાંત થઈ ઉભી રહી.

"શું એ સાચી વાત છે? જોહરા! આ તું સાચું બોલે છે?" સુલ્તાનાએ સખેદ આશ્ચર્યના ભાવથી પૂછ્યું.

"હુઝૂર! મારા કહેવામાં એક નુકતો પણ ખોટો નથી અને જો આપની ઈચ્છા હોય, તો તે આશક માશૂકને હું વાતો કરતાં નજરો નજર પણ દેખાડી શકું તેમ છે." જોહરાએ એમ કહીને પોતાના કહેવાની વધારે સત્યતા દેખાડી.

"જો તું એ સાબીત કરી બતાવે તો પછી જો, કે સોસન અને ગુલ્શનની કેવી દશા થાય છે તે!" રજીયાએ ગુસ્સાથી કહ્યું;

"હા–હું દેખાડીશ. પણ યાકૂબને જ્યાંસુધી આપ પોતાના પક્ષમાં ન લ્યો ત્યાં સુધી સોસન કે ગુલ્શનને છેડવી નહિ; કારણ કે, તેથી આપણી મુરાદ બર નહિ આવે!" જોહરાએ દીર્ઘ દૃષ્ટિથી સલ્લાહ આપી.

"બેશક, તારી એ સલ્લાહ ઘણી ઉમદા છે. હું તારી એ સલ્લાહ ઘણી જ પસંદ કરું છું, અને તેને અમલમાં લાવવાનું પણ ઘણું જ જરૂરનું જાણું છું; ખૈર! તો હવે હું મહેલમાં જાઉં છું. કારણ કે સોસન અને ગુલ્શન પણ હવે ફૂલ વીણીને આવતી હશે." સુલ્તાનાએ વિચાર કરીને કહ્યું.

"પણ તેઓ મને પૂછે કે, બેગમસાહબા ક્યાં ગયાં, તો જવાબ શું આપું?" જોહરાએ પૂછ્યું.

"એવો જવાબ આપજે કે, કાશ્મીરની સરહદમાં ચાલતી લડાઇ વિશે સુલ્તાના એકાંતમાં વિચાર કરે છે અને તેથી જ વહેલાં ચાલ્યાં ગયાં છે. માટે જ્યાં સુધી તેઓ બોલાવે નહિ, ત્યાં સુધી કોઇએ પણ તેમની પાસે જવું નહિ." રજીયાએ યુક્તિ બતાવી. પછી તે ચાલી અને પાછી વળીને કહેવા લાગી કે, "શું કહું જોહરા! મારું હૃદય આકુળ વ્યાકુળ થઈ ગયું છે–આજે હું મોતીમહેલવાળી બારાદરીમાં રહીશ--તું થોડા સમય પછી પેલા છૂપા રસ્તાથી મારી પાસે આવજે."

એ હુકમ આપીને સુલ્તાના રજીયા બેગમ ઉતાવળે પગલે ત્યાંથી મહેલમાં ચાલી ગઈ અને તેના ગયા પછી જોહરાએ અહીં તહીં નજર કરીને બેગમના હુક્કાની નળીને પોતાના મોઢામાં લીધી અને બે ચાર દમ ખેંચવા પછી મનસ્વી જ કહેવા લાગી કે, "ઇન્શાઅલ્લાહતાલા-જો મારા પ્રારબ્ધે પૂરી સહાયતા કરી તો રજીયા! તારી સાથે હું પણ દિલ્લીના તખ્તપર બેસું, તો જ જોહરા ખરી! બેગમ સાહબા, હવે તમે ક્યાં જવાનાં છો? ખુદાનું ચહાવું છે, તો હવે જેમ હું ધારીશ તેમ જ તમને નચાવીશ!" એમ બોલતી તે ગંભીરતાથી વિચારમાં નિમગ્ન થઈ બેસી રહી.

બેગમના ગયા પછી થોડી જ વારે સોસન અને ગુલ્શન ત્યાં આવી પહોંચી. તેમને જોહરાએ સુલ્તાનાનો સંદેશો કહી સંભળાવ્યો અને ત્યાર પછી ત્રણે રમણીઓ વાતો કરતી મહાલય પ્રતિ ચાલી.

---

## પ્રકરણ ૧૨ મું

### પ્રેમભિક્ષા

"જો તુમને કી નહીં તો ફિર નહીં મયઁ તુમકો છોડુંગા;
તુમ્હારી જાન લુંગા ઓર અપની જાન દેદુંગા."
સૌદા

બાગમાંથી આવ્યા પછી આજે રજીયાએ પોતાની સહેલીઓની મુલાકાત નથી લીધી–તે બહુ જ ગહન વિચારમાં નિમગ્ન થયેલી પોતાના મહાલયમાં શાંતિથી બેઠેલી છે. જોહરા, બેગમસાહબાની આજ્ઞા પ્રમાણે પોતાનું કર્તવ્ય બજાવવાને ગયેલી છે. તેની માર્ગપ્રતીક્ષા કરતી સુલ્તાના બેઠેલી છે. રાત્રિનો અગિયાર વાગ્યાનો સમય થયેલો છે—રાત્રિ અંધકારથી ભયંકર દેખાય છે અને શીતકાળ હોવાથી વાયુ પણ બળપૂર્વક વાય છે, છતાં પણ કામિજનોમાટે તો રાત્રિ જેવો બીજો અમૂલ્ય કાળ એક પણ નથી; તેથી જ રજીયાએ પણ પોતાની મનોભાવનાને સફળ કરવામાટે રાત્રિનો જ સમય પસંદ કરેલો છે.

હિંદુસ્તાનની સુલ્તાના રજીયાબેગમના શયનગૃહનું વર્ણન આપણા જેવા પર્ણકુટીના નિવાસીઓથી યથાર્થ રીતે કરી શકાય તેમ નથી. પરંતુ એક કિંવદંતી છે કે, "સૂવું ઝૂપડામાં અને સ્વપ્ન જોવું મહાલયનું" એને અનુસરીને જો આપણે તેના શયનગૃહના સંબંધમાં કંઇક પણ લખીશું, તો તે અક્ષરે અક્ષર સત્ય વર્ણન ન હોવા છતાં પણ સ્વપ્નપ્રલાપનો તો કાંઇક આભાસ આપવાને સમર્થ થશે જ.

સુલ્તાનાનું શયનગૃહ તે એક ચાલીશ હાથ લંબાઈ અને પહોળાઇનો વિશાળ ઓરડો હતો અને તે આખો સંગેમમરનો બનાવેલો હતો. જમીનપર સંગેમર્મરના ચીકણા પાટો બેસાડેલા હતા અને ભીંતોપર જવાહિરાતનાં વેલ, બૂટી, પશુ પક્ષી અને બીજાં પણ નાના પ્રકારનાં જે ચિત્રો આલેખેલાં હતાં, તેમની ગણના થવી અશક્ય હતી. બિલ્લોરી ઝૂમરો અને હાંડીઓ સોનાની કડીઓમાં સોનાની સાંકળીઓના આધારે લટકેલાં હતાં અને ભીંતોની જડાઉ શાખાઓમાં બિલ્લોરી ચિરાગો બળતા જોવામાં આવતા હતા. ચારે તરફ સ્વરૂપવાન્ પુરુષોની અને સ્વરૂપવતી સ્ત્રીઓની મદનોત્તેજક છબીઓ જડેલી જોવામાં આવતી હતી. ફર્શપર મિસરની બનાવટનો અને મૃગયાસ્થાનના ચિત્રવાળો એક ઘણો જ મૂલ્યવાન્ નરમ ગાલીચો પાથરેલો હતો કે જેનાપર પગ રાખતાં ચાર ચાર આંગળ પગ ઉંડો ઉતરી જતો હતો અને પગ ઉપાડતાં જ ગાલીચો પાછો જેવોનો તેવો થઈ જતો હતો. ઓરડામાં સ્થળે સ્થળે ત્રણ પગની મેજો ગોઠવેલી હતી અને તેમનાપર રકાબીઓ, પ્યાલા, સુરાહી અને યાકૂતીના જામ વ્યવસ્થાપૂર્વક રાખેલા જોવામાં આવતા હતા. ચંદનના કબાટોમાં ઉંચી કીમતના જવાહિરાત, ઘરેણાં, જડાઉ રમકડાં, મૂલ્યવાન્ વસ્ત્રો, શૃંગારના પદાર્થો, શરાબના શીશાઓ, તસ્વીરોના ગ્રંથો, પુસ્તકો અને બીજી પણ જાતજાતની ચીજો દૃષ્ટિગોચર થતી હતી. એક તરફ જવાહિરાતના કાંગરા અને મોતીઓની ઝાલરવાળી મસનદ (ગાદી) બિછાવેલી હતી અને બીજી તરફ પન્નાના પાયાવાળો બહુ જ ભારી કીમતનો પલંગ ઢાળેલો હતો; તેના પર

ગાલીચું જરીજી કામનું અને રેશમી હતું અને તેમાં પણ સ્થળે સ્થળે જવાહિરોની ચમક નેત્રોને સંતોષતી હતી. દર્પણોની પણ ત્યાં એક સારી સંખ્યા હતી અને વચમાં એક ગોળ મેજની આસપાસ ચાંદીની કુર્સીઓ ગોઠવેલી હતી. ગોળ મેજપર શતરંજ અને ચોપટ ખેલવાના પટ રાખેલા હતા અને એક ખૂણામાં જાતજાતનાં વાજિંત્રો ગોઠવેલાં જોવામાં આવતાં હતાં. એક ખૂણામાં વિવિધ જાતિનાં શાસ્ત્રાસ્ત્રોનો સમૂહ પણ દૃષ્ટિગોચર થતો હતો. કથનનો સારાંશ એ કે, સંસારની સર્વ આવશ્યક, સુંદર, બહુમૂલ્ય અને અદ્વિતીય વસ્તુઓનો એકત્ર સંગ્રહ ક્યાંય પણ હોય તો તે આ સુલ્તાનાના શયનગૃહમાં જ હતો.

સુલ્તાના વિચારમાં બેઠી હતી, એવામાં એકાએક તેને કોઇના ચઢવાનો નિઃસરણીપરથી અવાજ સંભળાયો; તત્કાળ જોહરા અને યાકૂબ બેગમની હુજૂરમાં આવી ઉભાં. આવતાં જ અદબથી ઝુકીને સલામ કરી જોહરાએ રજીયાને કહ્યું કે, "હુજૂર! હું મારું કામ પૂરું કરીને મારી ફરજ બજાવી ચૂકી છું."

"યાકૂબ આવ્યો?" સુલ્તાનાએ પૂછ્યું.

"જી હા–જહાંપનાહ! તે હાજિર છે." જોહરાએ કહ્યું.

યાકૂબ તો આવતાં જ ઓરડાની અપ્રતિમ શોભાને નિહાળવામાં નિમગ્ન થઈ ગયો હતો, તેથી જોહરાએ તેને બેગમને સલામ કરવાનું કાનમાં કહ્યું અને તેણે જમીન સુધી નમીને સુલ્તાનાને સલામ કર્યો. જોહરા રજા લઇને ત્યાંથી ચાલી ગઈ. તૃષાતુર નયનોથી રજીયા યાકૂબને ઉદ્દેશીને બોલી કે, "મિયાં યાકૂબખાં! છેટે કેમ ઉભા છો? જરાક પાસે તો આવો! તમે ચિન્તામાં કેમ દેખાઓ છો? ખુદાને માટે મનની ચિન્તાને દૂર કરો અને મારી પાસે આવી બેસો. અદબઆદાબને છોડીને મારા સવાલોના જવાબ આપો!"

જોહરા સરકી ગઈ અને રજીયા આવી રીતે બોલવા લાગી, છતાં પણ તેનો સુલ્તાનાનો દરજ્જો હતો, એ યાકૂબ ભૂલી નહોતો ગયો. તે કાંઈ જવાબ પણ આપી ન શક્યો, તેમ જ સુલ્તાનાની પાસે જઇને બેઠો પણ નહિ. દિગ્મૂઢ બનીને તે ત્યાં જ ઊભો રહ્યો. આવી સ્થિતિ જોઇને રજીયા પાછી તેને સંબોધીને કહેવા લાગી કેઃ–

"અય, વાહ! મિયાં યાકૂબ! હું શું કહી ગઈ, તે તમે સાંભળ્યું જ નહિ કે? ખુદાને માટે આટલો બધો હિજાબ ન કરો અને આવો, નજદીક આવો. ખુદા જાણે છે કે, આજે હું તમને અહીં આવેલા જોઈને કેટલી બધી ખુશ થયેલી છુંઃ–તે મારી ખુશીનું બયાન હું નથી કરી શકતી!"

"અય સુલ્તાના! આ ગુલામને આપે અડધી રાતના સમયે અને આવા એકાંતવાસમાં પોતાના શયનગૃહમાં શા હેતુથી બોલાવ્યો છે?" યાકૂબે સવાલ કર્યો.

"એનો હેતુ તમે હમણાં જ જાણશો. આવો, મારી પાસે બેસો અને સાંભળો!" રજીયાએ ઉભય ભાવથી કહ્યું.

"સુલ્તાના! આ ગુલામ આપનો હુકમ બસરોચશ્મ બજાવી લાવવાને તૈયાર છે; પરંતુ આવા એકાંતવાસમાં પોતાની મલેકાના શયનગૃહમાં તેની સાથે એક મસનદપર

બેસવું, આ નાચીજ ફીદવીને યોગ્ય નથી. માટે આપ જે કાંઈ હુકમ આપો તે હું અમલમાં લાવું અને અહીંથી જલદી ચાલ્યો જાઉં." યાકૂબે શૌર્યથી કહ્યું.

એ વચનો સાંભળીને રજીયા પોતાની મસનદપરથી ઊઠી અને હસતી હસતી આગળ વધી, યાકૂબનો હાથ પકડીને તેને લાવી પોતાની પાસે મસનદપર બેસાડ્યો. પોતે પણ સામે બેઠી અને નમ્રતાથી કહેવા લાગી;—

"પ્યારા યાકૂબ! તમે પણ એક અજબ આદમી છો! વલ્લાહ આજથી તમે મને પોતાની હમશીરા સમજો અને હું પણ આજથી એક બહેન પોતાના ભાઈ સાથે વર્ત્તે છે, તેવી જ રીતે તમારી સાથે વર્ત્તન રાખીશ; પરંતુ એનું કારણ શું? એવો સવાલ તમે કરી શકો તેમ છે. ખેર, તો સાંભળો; તે દિવસે અખાડામાં મિયાં યાકૂબ! તમે જેવી બહાદુરી, સિપાહગિરી અને શૂરતા દેખાડી હતી, તેવી કોઈપણ બક્ષીશ તમને મળવી જોઇએ અને તે બક્ષીસ તરીકે ગુલામીમાંથી તમારો છુટકો કરીને તમને પોતાના દરબારના અમીર ઉમરામાં ગણવાનો મારો ખાસ ઇરાદો છે. એથી જ મારી ફરજને હું અદા થયેલી માનું છું. કેમ, તમને પણ એ બક્ષીસ પસંદ આવે છે કે નહિ? બોલતા કેમ નથી? અબોલા શા માટે લઈ બેઠા છો?"

એ એક એવી વાત હતી અને એના કથનમાં કાંઇક એવો રંગ સમાયલો હતો કે, જેના સાંભળતાં જ યાકૂબનું હૃદય કંપવા લાગ્યું. એ કંપ હર્ષનો હતો. યાકૂબને જીવતાં જીવત જાણે પોતે સ્વર્ગમાં વિચરતો હોયની! તેવો જ ભ્રમ થઈ ગયો. કારણ કે, જે આશાનું સ્વપ્ન માત્ર જોવાને પણ તે ભાગ્યશાળી થયો નહોતો અને જે આશાના સાફલ્યની કલ્પના પણ તેના મનમાં આવી નહોતી, તે આશાને અનાયાસ સફળ થતી નિહાળી તે આનંદના ઉપવનમાં વિહરવા લાગ્યો!!! નિસર્ગનો એ નિયમ છે કે, જ્યારે પણ કોઈ દીર્ઘ કાળથી ધારેલી આશાની સફળતા થાય છે, ત્યારે મનુષ્ય માત્રને અવશ્ય આનંદનો અનુભવ થાય છે. અર્થાત્ યાકૂબને જે આનંદ થયો, તે સ્વાભાવિક રીતે થવો જ જોઇતો હતો; અસ્તુ.

બેગમના આવા સુખદાયક શબ્દોને સાંભળતાં જ યાકૂબ ઉભો થયો અને ત્રણ વાર જમીનને ચૂમી સલામ કરીને સુલ્તાનાને સવિનય કહેવા લાગ્યો કે, "અય દીન દુનિયાની મલેકા સુલ્તાના! અલ્લાહતાલા હુજૂરની ઉમ્ર દરાજ કરે, મર્તબો વધારે અને મનની મુરાદો બર લાવે! આજે ખરેખર હુજૂરે ગુલામપર એવી તો મેહરબાની કરેલી છે કે, જેનો ઉપકાર માનવાની તાકત આ જબાનમાં નથી!"

"સાંભળો મિયાં યાકૂબ! બેસી જાઓ, ઉભા શા માટે થયા છો? હજી તો મારે તમારી સાથે ઘણી વાતો કરવાની છે. સાંભળો, મેં કાંઈ કોઈ એવું મોટું કામ નથી કર્યું કે, જેને માટે આટલી બધી તારીફની જરૂર હોય! મેં તો ફકત મારી ફરજ બજાવી છે અને તમારા અદ્વિતીય શૌર્ય અને બહાદુરીની જેવી જોઇએ તેવી કદ્ર કરી છે. વલ્લાહ! આપ તો ઉભા જ છો—બેસતા કેમ નથી?" રજીયાએ પ્રેમપૂર્ણ શબ્દોથી પોતાની સાદગી દર્શન કરવતાં કહ્યું.

એમ કહીને બેગમે તેનો હાથ પકડી તેને પાછો બેસાડ્યો અને પુનઃ તે પ્રેમથી કહેવા લાગી કે, "સાંભળો, ભાઈ યાકૂબ! હવે જ્યારે તમારો અને મારો બહેન ભાઇનો

સંબંધ સંધાઈ ચૂકયો છે, ત્યારે તમને પણ યોગ્ય છે કે, મારી સાથે માન મર્તબા વિનાનું સાદું અને સીધું વર્તન જ રાખો. જેમ હું તમારી સાથે વર્ત્તું છું, તેવી જ રીતે તમે પણ મારી સાથે વર્તો."

"હુજૂર! આપની મેહરબાનીની તો હદ જ નથી. પણ જો રજા મળે તો ગુલામ એક અર્જ કરવાનો ઉમ્મીદવાર છે." યાકૂબ રજીયાનું ભાષણ ધ્યાનથી સાંભળી વિચાર કરીને વિનતિ કરી.

"રજાનો હવે સવાલ જ કયાં છે; ખુશીથી જે કહેવાનું હોય તે કહો." રજીયાએ પાછી પણ પોતાની વાક્પટુતા દેખાડી.

"અય સુલ્તાના! આપે મારાપર અત્યારે જે મેહરબાની કરી છે, તેને લાયક હું નથી. છતાં પણ આપના મોટા દરજ્જાના અમીરોનો જે રુતબો છે, તે રુતબાઃ કરતાં વધારે રુતબો આપ મને આપી શકો તેમ નથી. તેથી તમારી સાથેના મારા વર્ત્તનની પણ અમુક સીમા હોવી જ જોઇએ; અને તે સીમાને ઉલ્લંઘવાનો બન્નેમાંથી કોઇએ પણ પ્રયત્ન કરવો ન જોઇએ." યાકૂબે વિનયથી કહ્યું.

"લાહોલવલા કૂવત! આ વળી તમે શું વાહિયાત બકવા લાગ્યા! અજી મિયાં! હું સુલ્તાના છું, તેથી મારી એટલી સત્તા છે કે, જ્યારે ઇચ્છું ત્યારે કોઈ પણ અદના માણસને હું મોટા દરજ્જાપર લાવી શકું છું." સુલ્તાના એ વાકયો જો કે નમ્રતાથી બોલી, છતાં પણ તેમાં અહંકારની સ્વાભાવિક છટાનો રંગ તો પ્રત્યક્ષ દેખાતો જ હતો.

"બેશક, આપ તેમ કરી શકો છો, છતાં પણ મારા જેવા એક ગુલામને આપ એક હકીકી ભાઇના દરજ્જા સુધી પહોંચાડી શકો તેમ નથી." યાકૂબે પોતાના વિચારને દૃઢ રાખી કહ્યું.

"મઆજ અલ્લાહ મિનહા! આ તમે શું બકો છો? અરે મારી તો એટલે સુધી સત્તા છે કે, જેને ધારું તેને દિલ્લીના તખ્તપર પણ બેસાડી શકું! અને જો ખુદાનું ચાહવું છે તો એક દિવસ એવો પણ આવશે કે, જ્યારે તમને મારી એ વિશાળ બળવતી સત્તાનો પૂરેપૂરો અનુભવ થશે!" બેગમે પણ પોતાના હઠને કાયમ રાખીને ઉત્તર આપ્યું.

રહેતાં રહેતાં સંભાષણમાં એવી વક્રતા થતી જતી હતી કે, યાકૂબ જેવા એક બહાદુર પુરુષનું હૃદય પણ ભયથી કંપવા લાગ્યું. તેણે હાથ જોડીને કહ્યું કે, "બેગમ સાહેબા! માફ કરશો-ગુલામનેઃ વિચાર હુજૂરના વિચાર સાથે મળી નથી શકતો. આનું ભવિષ્ય સારું નથી દેખાતું-આવા બનાવોથી અંતે સલ્તનતને ઘણું જ નુકસાન થાય છે અને રૈયત, અમીર, ઉમરા આદિ અધિકારિમંડળનું મન પોતાના બાદશાહથી બિલ્કુલ બદલી જાય છે."

"અજી હજરત! આપના ખિયાલો કયાં છે?" રજીયાએ કંટાળીને જરાક કરડાઇથી કહ્યું.

"અફસોસની વાત એ છે કે, આપ આવાં આલિમ અને આકિલ છતાં પણ મારા કથનનું તાત્પર્ય સમજી નથી શકતાં!" યાકૂબે પણ જરાક વક્ર વદનથી એ શબ્દો ઉચ્ચાર્યા.

બેગમના સ્વાભાવિક પ્રભાવે હવે કાંઇક દેખાવ આપવા માંડ્યો. તે જરાક ગંભીરતાથી બોલી કે, "આપની ધડપૂછડા વગરની દલીલોના ખ્યાલમાં માથું ખપાવવાની કાંઈ પણ જરૂર નથી. બસ, તમને ફક્ત એટલો જ હુકમ આપવામાં આવે છે કે, તમને દરબારમાંથી 'અમીરઉલ્ઉમ્રા'ના ખિતાબ અને ખિલ્લત સાથે 'દશ હજારી મનસબદારીનો' પરવાનો પણ આપવામાં આવશે અને જાગીરમાં બે લાખની વાર્ષિક ઉપજવાળા લાખિરાજ ઇલાકાની બક્ષીસ કરવામાં આવશે. તમારે નોકરી માત્ર એટલી જ બજાવવાની છે કે, અશ્વશાળાના કાર્યની સમાપ્તિ થતાં શાહીબાગના પેલા છેડાપર આવેલી 'મુબારક મહાલ' નામની આલીશાન ઇમારતમાં આવવું—તમારું રહેવાનું સ્થાન તે જ મુકર્રર થશે. દરબારમાં તમારે બરાબર હાજર રહેવું. જ્યારે હું ઘોડાપર બેસીને ફરવા નીકળવાની હોઉં, ત્યારે મહેલ પાસે આવી હાથનો ટેકો આપી મને ઘોડાપર બેસાડવી અને પોતે પણ બીજા ઘોડાપર સ્વાર થઇને સાથે આવવું."

"ખુદારા—જો આટલું જ કામ મારે માથે છે; તો તે હું સારી રીતે બજાવી શકીશ." યાકૂબે હર્ષથી એ આજ્ઞાને મસ્તકે ચડાવતાં કહ્યું.

"વલ્લાહ ! ગભરાઓ નહિ—જરા થોભો અને સાંભળો. હું જે કામોનાં નામ આપી ગઈ, એ કામો તો જાણે તમારે જાહેર રીતે કરવાનાં છે; પરંતુ બીજાં કેટલાંક કામો એવાં પણ છે કે, જે કોઇને પણ ન જણાવતાં તમારે ઘણાં જ છુપી રીતે કરવાનાં છે. તે એ કે, જ્યારે પણ મારું મન ગભરાશે, ત્યારે જોહરા છૂપી રીતે તમને અહીં લઈ આવશે અને હું તમારી સાથે મસ્ખરી મજાક અને શતરંજ વગેરે ખેલવામાં મારો વખત વીતાડીશ. કહેવાનો મતલબ એ છે કે, જાહેર રીતે તમે એક દરબારી અમીરની પંક્તિમાં ગણાશો, પણ અંદરખાનેથી તમારો અને મારો દોસ્તીનો સંબંધ રહેશે અને એ વાત તમારા, મારા અને જોહરા ઉપરાંત ચોથાના કાને જવા નહિ પામે." રજીયાએ ધીરે ધીરે અનુક્રમથી પોતાના મનોવિકારોને એક પછી એક એવી રીતે વ્યક્ત કરવા માંડ્યા. બોલતાં બોલતાં યાકૂબના મનોભાવને જાણવાને રજીયા તેની બદલાતી મુખાકૃતિને ધ્યાનથી જોયા કરતી હતી. એ જ ચપળાનું ચાતુર્ય—સ્રીચરિત્રની દક્ષતા !!!

છૂપા વર્તનની બીના સાંભળતાં જ યાકૂબના તો હોશ જ ઉડી ગયા, પણ તેનાથી શું થઈ શકે? બેગમ તેના બોલવાપર ક્યાં ધ્યાન આપવાની હતી ! લાચાર નિરાધાર યાકૂબ પ્રસંગને અવળો જાણીને ચૂપ થઈ રહ્યો. સુલ્તાનાએ પાછી બોલવાની શરુઆત કરી.

"દોસ્ત યાકૂબ ! મારું એમ ધારવું હતું કે, મારી વાતોથી તમે એટલા બધા ખુશ થશો કે, મારા હાથોને ચૂમશો અને હજાર હજાર ઉપકાર માનશો. પણ અફસોસ કે, તમે તમારી જબાનથી એટલું પણ ન કહ્યું કે, 'બેગમ ! હું તારો જ છું.!!!' કેમ ખરું કે ખોટું ?"

યાકૂબ જરાક વિચારમાં પડી ગયો અને થોડીવાર પછી માથું ખજવાળતો કહેવા લાગ્યો કે, "હુજુરની આજ્ઞાનો મારાથી અનાદર ક્યાં કરી શકાય એમ છે? પરંતુ વધારે સારું તો એમ થાત કે, આપ મને ગુલામીમાંથી મુક્ત કરતાં જ સાથે સાથે

એવો પણ હુકમ આપી દેત કે, 'યાકૂબ! હવે તું ભલે ખુશીથી પોતાના વતનમાં ચાલ્યો જા!' પણ અફસોસ! તેમ નથી થયું."

"ના દોસ્ત! પ્યારા યાકૂબ! હવે તો મરણ સુધી હું તને મારાથી દૂર નથી કરવાની! અને દોસ્તમન! શું તું પોતાની પ્યારી હમશીરાને આવી રીતે બેમુરવ્વતીથી છોડી જતાં શર્માતો નથી? શું તારી પોતાની બહેનને પણ આવી રીતે છોડી જતાં તું વિચાર ન કરત?'' રજીયાએ પાછી જાળ પાથરવા માંડી.

બિચારો યાકૂબ એ સવાલનો શો જવાબ આપી શકવાનો હતો? જવાબ આપવાની તેનામાં તાકત જ ક્યાંથી હોય? અર્થાત્ તે મૌન્ય ધારી રહ્યો અને બીજી વાત કાઢવાના હેતુથી વાતને ફેરવીને બોલ્યો કે,' 'સુલ્તાના! જો મારા અજીજ ઐયૂબનો પણ છુટકો થઈ ગયો હોત, તો વધારે સારું થાત."

"મિયાં યાકૂબ! એની માગણી તમારે કરવાની આવશ્યકતા નથી; કારણ કે, મેં મનમાં પ્રથમથી જ નિશ્ચય કરેલો છે કે, તમારી સાથે તેનો પણ છુટકો કરી દેવો, તેમ જ તેને પણ કોઈ પદવી અને જાગીરથી નવાજવો." રજીયાએ તરત તેની વાતનો સ્વીકાર કરીને પ્રસન્ન મુદ્રાથી કહ્યું.

"ઘણી જ મેહર્બાની. પણ હુજૂર! તેનું મન પુસ્તકોના વાંચનથી બહુ જ પ્રસન્ન થાય છે, માટે જો તેને સરકારી પુસ્તકાલયમાંથી પુસ્તકો લેવાની પરવાનગી આપવામાં આવે, તો ઘણી જ મોટી મેહર્બાની થાય." યાકૂબે વિનતિ કરી.

"વલ્લાહ! કેવી મોટી માગણી કરી! એમાં તે શી મોટી વાત છે? એનો બંદોબસ્ત હું કાલે જ કરી આપીશ." સુલ્તાનાએ આનંદથી અનુમોદન આપ્યું. એવા મિથ્યા વાર્ત્તાપ્રલાપમાં રાત્રિ વ્યતીત થઈ અને આકાશે કુદરતી સફેદ ચાદર પોતાના શરીરપર ધારણ કરી. ચંચળ પક્ષીઓનો કૂજનરવ કર્ણગોચર થવા લાગ્યો. સમયને હાથથી ગયેલો જાણીને રજીયાએ પોતાના હૃદયપર પાષાણ રાખીને યાકૂબનો પીછો છોડ્યો અને યાકૂબને તેથી ઘણો જ આનંદ થયો.

રજીયાએ સીટી વગાડી અને તેનો અવાજ સાંભળતાં જ જોહરા આવીને હાજર થઈ. બેગમે યાકૂબ તરફ ઇશારો કરીને કહ્યું કે, "એમને પોતાના સ્થાને પહોંચાડી દે."

"જેવો હુજૂરનો હુકમ!" એમ કહીને જોહરાએ યાકૂબને ચાલવાનો ઇશારો કર્યો. યાકૂબે બેગમને નમીને સલામ કરી; બેગમે એકાએક ઉઠીને તેનો હાથ પકડી લીધો અને કહેવા લાગી કે, "દોસ્તમન! આજની રાત તો વૃથા વાર્ત્તાલાપમાં જ વીતી ગઈ; મારી મનોવાંચ્છના પૂરી થઈ ન શકી. પણ ખેર—જો ખુદાની મરજી છે તો વળી કોક દિવસે તમને બોલાવીને મારા નાશાદ થયેલા દિલને તમારા પ્યારથી શાદ કરીશ."

"બહુ સારું." કહીને તેણે જેમ બને તેમ ઉતાવળે ત્યાંથી ચાલવા માંડયું અને જોહરા સાથે છૂપા માર્ગથી તે પોતાને ઘેર જવા નીકળ્યો. જોહરાએ રસ્તામાં તેને બળપૂર્વક કહ્યું કે "ખબરદાર! આજની આ વાત ક્યાંય ફૂટવા ન પામે!" પણ યાકૂબે એનો કાંઈ પણ જવાબ આપ્યો નહિ; તે મૌન્યમાં જ પોતાના મકાનમાં આવી પહોંચ્યો.

ઘરનું તાળું ઉઘાડીને યાકૂબ જેવો ઘરમાં ગયો કે, તરત જ પોતાના ખાટલા પર પડેલો બંધ કાગળ તેની નજરે પડ્યો. તેણે તે ઉઘાડીને વાંચ્યો. તેમાં નીચે પ્રમાણેનો લેખ જોવામાં આવ્યો;—

"શાબાશ! યાકૂબ! શાબાશ! તારા ચાતુર્યની બલહારી કે, તું બેગમના ફંદામાં ન ફસાયો! અજીજ! તારી તે દિલેરી, દિયાનતદારી અને લિયાકતે મને તારી પવિત્ર દૃષ્ટિનો સારો અનુભવ કરાવો દીધો. મારા મનમાં તેં સારું સ્થાન મેળવ્યું છે અને તેનું પરિણામ પણ તારા માટે ઘણું જ સારું આવશે."

એ પત્રને વાંચતા જ યાકૂબ આશ્ચર્યમાં પડી ગયો કે, "આ બધો ઇન્દ્રજાળનો પ્રકાર શો છે, તે હું સમજી શકતો નથી. તાળું તો જેમનું તેમ બંધ હતું અને પત્ર અંદર આવ્યું ક્યાંથી? હજી તો બેગમની મનની આશા મનમાં જ છે, એટલામાં તો તેના સમાચાર બીજાને કાને પહોંચી પણ ગયા!" તે વિસ્મયતાથી વિચાર કરતો બેસી રહ્યો. એટલામાં પ્રકાશ થઈ ગયો અને તે ગુસ્લ કરીને નમાજ પડવાને મસ્જિદમાં જવાને ચાલતો થયો.

---

## પ્રકરણ ૧૩ મું

### સોસન અને યાકૂબ

"છૂટ જાઉં ગમકે હાથોંસે, જો નિકલે દમ કહીં;
ખાક અયસી જિન્દગીપર તુમ, કહીં ઔર હમ કહીં!"

નઝીર

મધ્ય રાત્રિનો સમય છે. સર્વત્ર અંધકારની સાથે ભીષણ નિઃસ્તબ્ધતાનો અધિકાર પણ વિસ્તારને પામી રહ્યો છે. પ્રહરીના સાવધાનતાસૂચક શબ્દ–અને કૂતરાંના ભસવાનો અવાજ સાંભળવામાં આવે છે; અને સમસ્ત સંસાર પ્રકૃતિ દેવીના શાંતિમય અંકમાં સુપ્ત થયેલો છે. એવા સમયમાં એક એકાંત સ્થળે એક ઓરડામાં એક સ્ત્રી અને એક પુરુષ બે મનુષ્ય પરસ્પર કાંઇક વાર્તાલાપમાં રોકાયલાં જોવામાં આવે છે. ઓરડાના દરવાજા ચારે તરફથી બંધ છે, અને અંધકારનો પ્રતિષેધ કરવાને દીપક પોતાના પ્રકાશને વિસ્તારતો દેખાય છે. સોસન અને યાકૂબ એક બીજાના સ્કંધ ભાગે પોતાનાં મસ્તકોને રાખી દુઃખાતિશયથી ભીષણ રોદનમાં પ્રવૃત્ત થયેલાં છે. રહી રહીને અશ્રુથી ભીંજેલી એક બીજાની આંખોને તેઓ પ્રેમથી લૂછી નાખે છે. કેટલાક સમય સુધી એ સ્નેહિયુગ્મની એવી દશા રહી. અંતે શાંતિનો ભંગ કરીને પ્રથમ સોસને કહ્યું કે, "દિલબર! મારી વાત માનો અને બેગમ જે કાંઈ કહેતી હોય, તે એકદમ કબૂલ કરો! હું હમેશાને માટે તમારી જ છું. જો મારી આંખો દિવસમાં માત્ર એકવાર જ તમને જોવાને ભાગ્યશાળી થશે, તો તેટલાથી જ મને પરમ સંતોષ થઈ જશે! તેમ જ જાનેમન! હું તમને સુખી થયેલા જોઇને શાદ અને ખુશ જ થઇશ! એનો જાણવાવાળો ખુદા છે. જો કે પછી હું આપને છાતીથી લગાવી તો નહિ જ શકું; પણ તેથી શું? મારા હૃદયમાં તો તમારું જ ચિત્ર આલેખાયલું છે! બસ તેના જ ધ્યાનમાં ગિલતાન રહીને મહા આનંદથી હું મારા જીવનકાળને વીતાડી દઇશ! માટે પ્યારા! તમને મારા સમ છે, મારું કહેલું માનો અને બેગમ જે કહે, તે કબૂલ કરો!!"

"પ્યારી સોસન! આજે હું તમારા મુખમાંથી કેવા શબ્દો સાંભળી રહ્યો છું! અફસોસ! તમે મારા ઇશ્કની કીમતને બિલકુલ જાણી ન શક્યાં. શું હું એવો કમીનો

છું કે, તમારા જેવી દિલદાર માશૂકને છોડી દોલત અને બાદશાહતની લાલચથી એક ફાહિશાના ફરેબમાં ફસાઈ જઈશ? ના ના; તેમ કદાપિ થશે નહિ!! દિલરૂબા! ભલે તો બેગમ યાકૂબના શરીરના ટુકડે ટુકડા કરી નાખે; પરંતુ જ્યાં સુધી આ તનમાં જાન બાકી રહેશે, ત્યાં સુધી તો યાકૂબ તમારા વિના બીજી કોઈ ઓરતને દિલદાર નહિ કહેશે! મરશે પણ વચનને સત્ય કરશે!!!" યાકૂબે પ્રેમના આવેશથી કહ્યું.

"પ્યારા! અફસોસ! તમે મારા દિલની મકસદને સમજ્યા વગર જ આ બધું બોલો છો. દિલદાર! તમારે એમ ન સમજવું કે, તમે જો બેગમની સાથે આશનાઈ કરશો, તો આ સોસન કોઈ બીજા મર્દનું મોઢું જોશે! ના ના–સોસન તો સદાને માટે તમારી, તમારી અને તમારી જ રહેવાની! મરતાં સુધી પણ મારા હૃદયમાં બીજા કોઈ પુરુષના પ્રેમને સ્થાન મળી શકશે નહિ!" સોસને નેત્રોમાંથી અશ્રુ ઢાળીને પ્રાર્થના કરી.

"શું આપ મને એક બચ્ચું સમજીને સમજાવવા માગો છો કે? નાના હું જીવતો છું ત્યાં સુધી તો મારાથી તેમ બનવાનું નથી!" યાકૂબે પોતાના નિશ્ચયમાં દૃઢ રહી સબળ સ્વરથી કહ્યું.

"આપનાથી તેમ નથી બનવાનું તો મારું મોઢું પણ આજ પછી આપ નથી જોવાના!" સોસને પણ કાંઇક જોરદાર અવાજથી સ્હામો વાદ ઉડાવ્યો.

"તેનું કારણ?" યાકૂબે આશ્ચર્યથી પૂછ્યું.

"કારણ એ કે,તમે મારી પ્રાર્થનાનો સ્વીકાર નથી કરતા." ઉત્તર મળ્યું.

"સોસન! કદાચિત્ તમારી જૂદાઈની આગમાં મને કયામત સુધી પણ બળવું પડશે, કદાચિત્ આજથી તમે મને પોતાના રુખસારનું દર્શન નહિ કરાવો; તો પણ હવે તો યાકૂબના હૃદયમાં સોસન વિના બીજી નાજનીનને સ્થાન તો નહિ જ મળી શકે! આ આશકેસાદિક તમારી યાદમાં જ પોતાની જિંદગી પૂરી કરશે!" યાકૂબે ઉન્મત્તવત્ ઉદ્દગાર કાઢ્યા.

"પ્યારા! હું મરી જાઉં; તો પણ આપ બેગમની આર્ઝુ પૂરી નહિ કરો?" સોસને મનમાં કાંઇક વિચાર આવવાથી એકાએક સવાલ કર્યો.

"સોસન! ખુદાને માટે એવા કલામોને જબાનપર ન લાવો! જો તમને મારાં વચનનો વિશ્વાસ ન હોય, તો પરીક્ષા કરી જુઓ. સોસનના જન્નતનશીન થવાના સમાચાર સાંભળતાં જ આ યાકૂબ પણ આ ફાની દુનિયામાં વધારે વાર રહેશે નહિ!" યાકૂબે તેવો જ ભડકાવનારો જવાબ આપ્યો.

"પરંતુ પ્યારા! જો એમ થાય તો શી હર્કત છે કે, પહેલાં તમે બેગમ સાથે નિકાહ કરી લ્યો અને પછી મને પણ પોતાની બીબી બનાવો." સોસને કલ્પનાનો એક નવો બટ્ટો પેદા કર્યો.

યાકૂબ તે સાંભળી નિરાશ થઈ ગયો અને નિઃશ્વાસ નાખતો કહેવા લાગ્યો કે, "દિલરુબા સોસન! આજે તમારું ધ્યાન ક્યાં છે? હું તો તમારો જ ગુલામ થઈ ચૂક્યો છું. મારું દિલ મેં તમને આપી દીધું છે અને તે દિલ હું હવે બીજા કોઇને પણ આપી શકતો નથી. વળી એ પણ એક મોટી મુસીબત છે કે, બેગમ સાહબાનો શાદી કે નિકાહ કરવાનો વિચાર નથી; કિન્તુ જિના કે ગુનાહ કરવાની જ તેમની ઈચ્છા છે!

તેમની આવી માગણીને હું કેમ કબૂલ કરી શકું વારુ? તેમ જ એનો પણ વિચાર કરવાનો છે કે, બેગમ સાથે પ્યારમાં પડ્યા પછી હું તમને મારી બીબી બનાવી શકું ખરો કે નહિ? ના; અદાવતથી તે તમને મારી ન નાખે, એની શી ખાત્રી? તેમ જ જ્યારે મારાપરથી પણ તેમનું મન ઉતરી જાય, એટલે મને પણ જહન્નમમાં રવાનો કરીને વળી તે કોઈ બીજા પુરુષની ઓળમાં પડે! એવા પ્રેમને તો નવગજના નમસ્કાર કરવા એ જ યોગ્ય છે—એ પ્રેમ નહિ પણ બલાત્કાર છે!!"

યાકૂબની એ દલીલો એવી હતી કે, જેમણે સોસનના કલેજાને કંપાવી દીધું અને તેણે કંપતા અને લથડતા અવાજથી કહ્યું કે, "પ્યારા! હવે આપણું શું થશે?"

"ગભરાઓ નહિ–ખુદાને યાદ કરો; તે પાક પરવરદિગાર જ આપણા જેવા બેગુનાહોનો મદદગાર છે! તેના વિના બીજો કોઈ પણ ગરીબપરવર નથી. પ્યારી સોસન! હું એ વિષયમાં હમણાં તમારી સાથે કાંઈ વાતચીત કરવા માગું છું, માટે વિચારીને જવાબ આપજો." યાકૂબે આશ્વાસન આપી કહ્યું.

"તે શી વાત છે" સોસને ઉત્સુકતાથી પૂછ્યું.

"વાત ઘણી જ નાજુક છે, તેમ જ ભયંકર પણ છે. બેગમની આ કામવૃત્તિ જ તેના નાશનું કારણ થશે. પોતાનું સત્યાનાશ તે પોતાને હાથે જ થોડા વખતમાં વાળશે." યાકૂબે માર્મિકતાથી કહ્યું.

"એટલે આપ શું કહેવા માગો છો?" સોસને ભાવાર્થ ન સમજવાથી આશ્ચર્યના ભાવથી પ્રશ્ન કર્યો.

"તમે પેલી તારીખેયૂનાન (યૂનાનનો ઈતિહાસ) ધ્યાન લગાડીને વાંચી છે કે?" યાકૂબે તીક્ષ્ણ દૃષ્ટિથી કહ્યું. ને વધારામાં બોલ્યો કે, "વાંચીને અમુક વિષયો વિશે કાંઈ વિચાર કર્યો છે કે?"

"ઓ હો! પ્યારા! એ તો તમે ઘણી જ બારીકી બતાવી! હવે હું તમને બેગમ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ રાખવાનો આગ્રહ કરવાની નથી. હવે તો એવો જ ઉપદેશ આપીશ કે, જેમ બને તેમ તેનાથી દૂર જ રહેવાની કોશિશ કરજો. બલ્કે બને તો અહીંથી પલાયનનો પ્રયત્ન પણ કરવો. હું હર હાલમાં તમારી સાથે જ છું." સોસને રહસ્ય સમજીને આશ્ચર્યયુક્ત મુદ્રાથી કહ્યું.

સોસનનો આવો નિશ્ચય સાંભળીને યાકૂબ અત્યંત પ્રસન્ન થયો અને તે પ્રસન્નતાના હર્ષથી કહેવા લાગ્યો કે, "એ ઇતિહાસના પ્રત્યેક વિષયને તમે દિલ લગાડીને વાંચી ચૂકયાં છો; અને ઘણાં જ જલ્દી પોતાના પૂર્વ વિચારને ફેરવી શક્યાં છો! પણ પ્યારી! એ તો જણાવો કે, જે કાર્ય કરવાને થોડા સમય પહેલાં તમે મને આટલો બધો સતાવી રહ્યાં હતાં, તે કાર્ય ન કરવાનો એકાએક ઉપદેશ આપવા જેટલી શક્તિ તમારામાં ક્યાંથી આવી?"

"દિલદાર! જે સમયે સુલ્તાના સાથે સંબંધ રાખવાનો હું આપને આગ્રહ કરતી હતી, તે વેળાએ એ પુસ્તકની મને બિલકુલ યાદગિરી હતી નહિ. પરંતુ તમારો ઇશારો થતાં જ મારું ધ્યાન પાછું તે તરફ ખેંચાયું અને તેથી જ હું હવે તમારો બેગમ સંગે કાંઈ પણ સંબંધ ન હોય, તે જ વધારે સારું સમજું છું. એનું કારણ એ છે કે, પુસ્તકના

વિષયથી હું જાણી ચૂકી છુ કે, બાદશાહ અથવા સુલ્તાનાની જે રીતિ હોવી જોઇએ, તેનાથી રજીયાનું વર્તન તદન ઉલટું છે. આજકાલ જેવી રજીયાની દશા છે, તેવી જ દશા યૂનાનના બાદશાહ દારાની પુત્રીની પણ થયેલી હતી. તેણે પણ પોતાના યૌવનના ઉન્મત્તકાળમાં આગળ પાછળનો વિચાર ન કરતાં પોતાના એક હબશી ગુલામ સાથે સ્નેહનો સંબંધ કરેલો હતો અને ચોરી છૂપીથી રોજ તેને પોતાના મહેલમાં બોલાવતી હતી. અંતે એ પાપ છૂપું રહી ન શકયું અર્થાત્ ઉઘાડું પડી ગયું અને ગુલામની સાથે તે સુલ્તાના લયલાને પણ મારી નાખવામાં આવી. સલ્તનત એક ત્રીજા જ માણસના હાથમાં ગઈ.” સોસને પોતાના વાંચન અને વિચારશક્તિના પ્રભાવનું દર્શન કરાવી દીધું.

“ધન્ય છે, પ્યારી, તમારી શક્તિને! તે સુલ્તાનાનું નામ ખરેખર લયલા જ હતું. એ જ અન્જામ રજીયાનો પણ થવાનો છે. કારણ કે, હમણાં તે જવાનીના નશામાં ચકચૂર થયેલી છે અને તેથી પોતાના નુકસાનનો તેને કાંઈ પણ વિચાર થતો નથી. પરિણામ એ થશે કે, કોઇની સાથે પણ એ અવશ્ય પ્રેમ રાખશે અને તે પાપ જાહેર થતાં પોતાના તે આશક સાથે તે દરબારીઓના હાથે જ જહન્નમવાસિલ થશે! સુલ્તાના પોતાના ભાઇના કાવત્રાંથી પણ મારી જાય અને તેનો ભાઈ જ આ દિલ્લીના તખ્તનો માલિક થાય, તો તેમાં પણ કાંઈ અજાયબી જેવું તો નથી જ. કારણ કે, પોતાના ભાઇઓને કેદ કરવાથી એની જાલિમ માતા પણ એનાપર ખુશ નથી.” યાકૂબે ભવિષ્ય ભાખ્યું.

યાકૂબના ભાષણને સોસને ધ્યાનપૂર્વક સાંભળ્યું અને તે ભાષણની સમાપ્તિ પછી તે કહેવા લાગી કે, “બેશક! આકિલ દિલદાર! આપના વિચારો સર્વથા સત્ય છે. મને તો એમ જ લાગે છે કે, રજીયાએ પોતાનો મનોભાવ પોતાના દર્બારના મોટા મોટા અમીર ઉમરાને જણાવી દેવો જોઇએ અને તેમની સલ્લાહ પ્રમાણે જ કોઈ પણ કામ કરવું જોઇએ, કે જેમ સુલ્તાના હમીદાએ કર્યું હતું.”

“વાહ વાહ–આ વળી તમારી તીક્ષ્ણ બુદ્ધિનું બીજું ઉદાહરણ! તારીખે યૂનાનમાંનો એ દાખલો પણ સારો યાદ રાખ્યો! બસ–બસ–હવે હું સમજ્યો કે, તમે બેગમ સાથે સ્નેહ રાખવાનો મને આગ્રહ કરતાં હતાં, તે માત્ર મારા મનની પરીક્ષા માટે જ હતું.” યાકૂબે આનંદથી ઉછળતા હૃદયે કહ્યું.

“ના, જાનેમન સલામત! તે વખતે તો મને એ તવારીખનો ખિયાલ પણ હતો નહિ.” સોસન સત્યનિષ્ઠાથી બોલી.

“ઠીક–ત્યારે હમીદાનું દાસ્તાન પણ સંભળાવો કે, જેથી તમે કેટલીક સૂક્ષ્મતાથી એ પુસ્તક વાંચ્યું છે, તેની મને કલ્પના થઈ શકે.” યાકૂબે વાતને લંબાવવાના હેતુથી કહ્યું.

આજ્ઞાને શિરસાવંદ્ય કરીને ઘણા જ આનંદ અને વિનયપૂર્વક સોસન તે બનાવનું વર્ણન કરવા લાગી. “સાંભળો–લયલાના ખૂન પછી લગભગ બસો વર્ષે બાદશાહ શમ્સુદીનના મરણ પશ્ચાત્ તેની નવયૌવના શાહજાદી સલ્તનતની માલેક થઈ, કે જે ઘણી જ આકિલ અને આલિમ હતી. પરંતુ જ્યારે જવાનીના જોશને તે સહી ન ન શકી, ત્યારે પોતાના મનોવિકારને તત્કાળ તેણે પોતાના વજીર અને અમીરો સમક્ષ

જાહેર કરી દીધો! અને તેમની મદદ તથા સલ્લાહ માગી. અંતે તે લોકોએ દીર્ઘ વિચાર કર્યા પછી એક ખાન્દાન અમીર સાથે તેની શાદી કરી આપી; પણ તે અમીર પાસેથી એવું એક ચકરાર નામું લખાવી લેવામાં આવ્યું કે, 'તે માત્ર રાત્રિના સમયે ત્રણ પ્રહર સુધી બેગમ પાસે રહેવા ઉપરાંત બેગમ કે સલ્તનત સાથે જો કોઈ પણ પ્રકારનો સંબંધ રાખશે, અથવા તો બીજી કોઈ પણ જાતની હીલચાલ કરશે, તો તત્કાળ તેને જાનથી મારી નાખવામાં આવશે.' એ અમીરે ઘણી જ વફાદારીથી બેગમના સહવાસમાં પોતાના દિવસો વીતાડ્યા. એ સંયોગથી બેગમને એક પુત્રરત્નની પ્રાપ્તિ થઈ અને મોટો થતાં તે જ પુત્ર યૂનાનનો નામાંકિત બાદશાહ સિકન્દર થયો."

"શાબાશ! શાબાશ!! પ્યારી સોસન! પુસ્તકો આવા જ લક્ષથી વાંચવાં જોઇએ. પણ બીજી એક ભયંકર બીના મારે તને જણાવવાની છે, તે એ કે, જેવી રીતે સુલ્તાનાએ મારો પીછો પકડ્યો છે, તેવી જ રીતે તેની કુટની લોંઢી જોહરાએ બિચારા ઐયૂબને પોતાના જાળમાં ફસાવવાની વાતો કરવા માંડી છે." યાકૂબે ખિન્ન વદનથી કહ્યું અને વિચારમાં પડી ગયો.

"હા–હા–એ વાત તે દિવસે પણ તમે મને કહી હતી અને તમારી સલ્લાહ મુજબ મેં ગુલ્શનને એ વાત જણાવી હતી." સોસને યાદ દેવડાવીને કહ્યું.

અહીં વાચકોએ જાણવું જોઇએ કે, ઐયૂબ સાથે જોહરાની જે વાતચીત થઈ હતી, તે ઐયૂબે યાકૂબને વિસ્તારથી સંભળાવી હતી ને જે સ્થાને તે સંભાષણ થયું હતું તે સ્થાન પણ યાકૂબને બતાવ્યું હતું. સોસનની વાત સાંભળીને યાકૂબે કહ્યું કે;–

"સોસન! હું ઐયૂબને મારા પ્રાણથી પણ અધિક ચાહું છું; માટે એ મારું પ્રથમ કર્તવ્ય છે કે, પ્રથમ ઐયૂબ અને ગુલ્શાનને હું આ બલામાંથી બચાવું ને ત્યારપછી તમારી અને મારી ચિન્તા કરું!"

"બેશક–એમ જ કરવું જોઇએ." સોસને અનુમોદન આપ્યું. બન્ને એ બાબતની સલ્લાહ કરવા લાગ્યાં.

એમને અહીં જ મૂકી આપણે હવે બેગમના શયનગૃહમાં સંચાર કરી ત્યાંના આદર્શને અવલોકીએ.



## પ્રકરણ ૧૪ મું

## નકાબપોશ

"જબ નાલેંકો કરું હરદમ કે રોઉં આહકો;
મુઝસે અબ છિપતી નહીં, કબતક છિપાઉં ચાહકો!"

જફર

જે ખાબગાહ (શયનગૃહ) નું વર્ણન આપણે પહેલાં પણ કરી આવ્યા છીએ, તો જ ખાબગાહમાં રજીયા સૂતેલી હતી અને નીચે ફર્શપર જોહરા નિદ્રાવશ થયેલી હતી. એટલામાં એક લાલ રંગના પોશાકવાળો નકાબપોશ પહેલવાન મર્દ ત્યાં આવી પહોંચ્યો. તે બહુ જ દબાયલાં પગલાંથી ચાલતો હતો, તેથી તે કાંઈ પણ છૂપા મતલબથી આવેલો હોવો જોઇએ, એવું સહજમાં જ અનુમાન થતું હતું. બેગમના

પલંગ પાસે આવવાં જ પોતાના કમરપટામાંથી એક શીશી કાઢીને તેમાંથી પોતાના હાથમાંના રૂમાલપર બે પ્રવાહીનાં ત્રણ ટીપાં તેણે છાંટયાં અને તે રૂમાલ બેગમના નાકપર ધરી રાખ્યું. થોડીક વારમાં એક છીંક ખાઇને રજીયા બેહોશ થઈ ગઈ. ત્યાર પછી નકાબપોશે જોહરાને પણ એ જ ઉપચારથી બેહોશ બનાવી દીધી. મહાલય નિર્ભય થતાં જ પલંગપર બિછાવેલી ચાદરમાં જ લપેટીને રજીયાને પોતાની પીઠપર ઉપાડી તે નકાબપોશ દરવાજાથી બહાર નીકળી ગયો, અને જોતજોતામાં એક ગુહાની સાંકડી ગલીમાં થઇને તે ગુહાના એક સારી રીતે સજાવેલા ઓરડામાં આવી પહોંચ્યો. એ આલીશાન ઓરડો સુલ્તાનાના શયનગૃહથી કોઈ પણ રીતે ઉતરતો હોય, એમ હતું નહીં. કોચ, ફુર્સી, પલંગ અને ફર્શ વગેરેની સામગ્રી ત્યાં ઘણી જ સારી જોવામાં આવતી હતી. એ આખો ઓરડો સંગેમરમર અને સિયાહમૂસનો જ બાંધેલો હતો. એક ખૂણામાં ગોઠવેલી ગેજપર એક સુંદર સૌગંધિક પદાર્થોની બનાવેલી મીણબત્તી બળતી જોવામાં આવતી હતી અને તેનો શીતલ મંદ પ્રકાશ ઓરડામાં છવાઈ રહ્યો હતો. ઓરડાના મધ્ય ભાગમાં એક સુસજ્જિત પર્યંકશય્યા સજાવેલી હતી. નકાબપોશે બેગમને તે જ શય્યાપર સુવાડી દીધી અને બીજી એક ઔષધિ સુંઘાડીને તે બેહોશ બેગમને તેણે હોશદાર બનાવી.

યાકુબ અને સોસનનો જે રાત્રે સંભાષણપ્રસંગ ચાલતો હતો, તે જ રાત્રે સુલ્તાના તે જ સમયે આ સંકટમાં સપડાયલી હતી. હોશમાં આવતાં જ ગભરાટને લીધે બેગમ જોરથી પોકાર કરવા લાગી અને પોતાની સ્હામે એક નકાબપોશને ઉભો રહેલો જોઈ એકાએક, મનસ્વી કહેવા લાગી કે, "યાપર્વરદિગાર! હું કયાં છું? હું ખાબમાં છું કે બેદાર! કિર્દિગાર! ઉગાર!!"

"આપ પોતાના કિલ્લામાં જ છો." નકાબપોશે ટુંકો જવાબ આપ્યો.

"આ કયું સ્થાન છે?" રજીયાએ ભયથી અહીં તહીં નજર ફેરવીને બીતાં બીતાં સવાલ કર્યો.

"જહાંપનાહ! આ એક ગુપ્ત સ્થાન છે." નકાબપોશે પૂર્વ પ્રમાણે સંક્ષિપ્ત ઉત્તર આપ્યું.

"અને તું કોણ છે, હરામજાદા?" રજીયાએ હવે ગુસ્સો બતાવ્યો.

"અય મલેકા! હું તારો આશક છું!" જવાબ મળ્યો.

"આશક" શબ્દ સાંભળતાં જ કોપથી રજીયાનું શરીર કંપવા લાગ્યું અને ઝબ્બામાં છુપાવેલો છરો કાઢીને તે સિંહણ પેઠે તે નકાબપોશને મારવા દોડી. પણ આંખના પલકારા જેટલા સમયમાં જ તે નકાબપોશે બેગમના હાથમાંથી છરો છીનવી લીધો અને બળાત્કારે તેને પલંગપર બેસાડીને કહ્યું કે "બેગમ સાહબા! આ શું કરો છો? શું તમને આ શેર યાદ નથી કે;—

"ઇતનાભી કોઈ ખુફા હોતા હય?
આદમીસે કુસૂર હોતા હય."

"અરે નમકહરામ ગુલામ! શું તું મોતનો જ તાલિબ થયો છે! સબ્ર કર. હું હમણાં જ તારું માથું ધડથી જૂદું કરાવી નાખું છું." બેગમ બાદશાહીના મદમાં જ ગુસ્સો બતાવતી રહી.

"અરે રજીયા! આટલો ગુસ્સો શા માટે કરે છે? મોતની મને બિલકુલ પરવા નથી. હું તો રાત દિવસ એ જ ધુન લગાવી બેઠો છું કે;–

"ખુદ ગલા કાટું અગર ખંજર ઇનાયત કીજિયે;
દેખિયે દુખ જાયગી, નાજુક કલાઈ આપકી!"

નકાબપોશનો એવો ઠંડો જવાબ સાંભળીને સુલ્તાનાનો કોપ બમણો થયો. તે વળી પણ છેડાઇને પૂછવા લાગી કે, "પણ કમબખ્ત! તું છે કોણ?"

"એનો તો હું પહેલેથી જ જવાબ આપી ચૂકયો છું કે, હું તારો આશકેજાર છું!" નકાબપોશે શાંતિથી ઉત્તર આપ્યું.

"અને એ કમીના! મને આ હયબતનાક અને અજાણી જગ્યામાં લાવનાર પણ તું જ છે કે?" રજીયાએ પૂછ્યું

"જી હા હું જ છું." ટુંકો જવાબ મળ્યો.

"તો શું તને પોતાનો જીવ પ્યારો નથી?" બેગમે સવાલ કર્યો.

"જ્યાં સુધી તને છાતીથી લગાવીને મહબ્બત ન કરું, ત્યાં સુધી ખરેખર જીવ પ્યારો નથી જ." નકાબપોશે ગંભીર મુદ્રાથી ઉત્તર વાળ્યું.

નકાબપોશને આવી રીતે દિલેરીથી જવાબ આપતો અને નિર્ભયતાથી સ્હામો ઉભો રહેલો જોઇને બેગમના હોશ ઉડી ગયા અને તે નકાબપોશ કોઈ સાધારણ ઇન્સાન નથી, એવો તેનો દૃઢ નિશ્ચય થઈ ગયો. પ્રસંગના રંગને બદલાયલો જોઇને તેનો ગુસ્સો નરમ પડી ગયો અને હવે તે નકાબપોશ સાથે બીજા રંગથી વાર્ત્તાલાપ કરવાનો તેણે પ્રારંભ કર્યો.

"બહુ સારૂં. જ્યારે બધી રીતે હું તમારા કાબૂમાં આવી છું, ત્યારે હવે તમારી સાથે નમ્રતાયુક્ત વર્તન કરવામાં જ હું ભલાઈ સમજું છું." રજીયા બોલી.

"જેવી તમારી ઇચ્છા. તમે મારી સાથે નમ્રતાથી વર્ત્તો કે કઠિનતાથી, પણ સુલ્તાના! એનો તો નિશ્ચય જ ધારજો કે, હવે મારાથી નિકાહ કીધા વિના તમારા જાનની સલામતી તો નથી જ." નકાબપોશે ગાંભીર્યથી ઉત્તર આપ્યું.

નમ્રતા દેખાડવામાં રજીયાનું એમ ધારવું હતું કે "એ કમ્બખ્ત સાથે હું જો નમ્રતાથી વાતચીત કરીશ તો એ મૂજી પણ નમ્ર થઈ જશે." પરંતુ જ્યારે નકાબપોશને તેણે પહેલાં કરતાં પણ વધારે મિજાજમાં આવેલો જોયો, ત્યારે તેણે પાછો કોપનો ભાવ દેખાડ્યો ને ગુસ્સાથી કહ્યું, "તારા અસભ્ય ભાષણથી સમજાય છે કે, તું ઘણો જ કમીનો અને બદમાશ બશર છે. હિંદુસ્તાનની સુલ્તાના સમક્ષ આવા શબ્દો ઉચ્ચારતાં તને શર્મ નથી આવતી?"

"બેશક સુલ્તાના સાહબા! આપ ખરું કહો છો. આપ મને જેવો ધારો છો, તેના કરતાં પણ હું વધારે બદકાર અને બદમાશ માણસ છું. પરંતુ શરીફજાદી અને હિંદુસ્તાનની સુલ્તાના પોતે એક ગુલામના પ્યારને ચાહે, એ શું એની આલી ખાન્દાની કહેવાય કે?" ધીરે રહીને તે નકાબપોશે બેગમને તાનો સંભળાવ્યો.

"કદાચિત્ એમ પણ હોય, તોપણ તેનાથી તારો શો સંબંધ?" રજીયાએ વાતને ઉડાવી દેવાની યુક્તિ કાઢી.

"ખરેખર સુલ્તાના! તમે એ કામ પોતાના તુખ્મની તાસીરને જ અનુસરીને કરેલું છે, એમાં તમારો દોષ નથી. ખરું છે–ગુલામી ખાનદાનની દુખ્તર પોતાના જેવા એક ગુલામને નહિ તો બીજા કોને ચાહી શકે? 'બાજ઼સે બાજ઼ કબૂતરસે કબૂતર મિલતે,' કેમ ખરું કે નહિ?" નકાબપોશ પોતાની જબાંદરાજીને વધારતો જ ગયો.

"આ તું વાહિયાત શું બકે છે?" રજીયાએ સત્ય અને સમર્પક ઉત્તર ન આપી શકવાથી ટુંકમાં જ પતાવ્યું.

"હું વાહિયાત નહિ, પણ જે ખરેખાત છે તે જ કહું છું. તમે પોતે એ વાતનો વિચાર કરીને જુઓ કે, મારું કહેલું ખરું છે કે નહિ. હિંદુસ્તાનને ફતેહ કરવાવાળા શહાબુદ્દીન ગોરીએ પોતાના ગુલામ કુતબુદ્દીન એબકને દિલ્લીના બલ્કે કહોને કે હિંદુસ્તાનના તખ્તપર બેસાડ્યો હતો અને તેણે પોતાની પુત્રીનો વિવાહ પણ ત્યાર પછી એ ગુલામ કુતબુદ્દીન સાથે જ કરી આપ્યો હતો. કુતુબુદ્દીને પોતાની પુત્રી ગુલામ શમ્સુદ્દીનને આપી હતી, કે જે કમ્બખ્તે પોતાના માલિક કુતબુદ્દીનના પુત્ર અને દિલ્લીના બીજા બાદશાહ આરામશાહને મારી બાદશાહીના તાજને પોતાના શિરપર ધારણ કર્યું હતું. હજરત! આપ તે જ ગુલામ અલ્તિમશનાં પુત્રી છો, માટે જો આપનું મન એક ગુલામમાં પરોવાયું હોય તો તેમાં અજાયબી જેવું શું છે અને હું જૂઠું પણ શું બોલ્યો છું?" નકાબપોશે આખો ઇતિહાસ કહી સંભળાવ્યો.

"ગમે તેમ હોય; પણ તું શું કહેવા માગે છે? તારો મનોભાવ શો છે?" રજીયાએ મજબૂર–નિરુપાય–થઈ કહ્યું.

"એ જ કે એક મિયાનમાં બે તલવારોનો ગુજર થઈ નથી શકતો!" નકાબપોશે માર્મિક ઉત્તર આપ્યું અને બેગમની મુખમુદ્રાને જોતો ઉભો.

"એટલે? હું કાંઈ સમજી નહિ." બેગમે સવાલ કર્યો.

"એક રજીયાના બે આશકો–બે પ્રેમાભિલાષિઓ આ જગતમાં જીવતા રહી શકે જ નહિ." ઉત્તર મળ્યું.

"પણ ઓ કમનસીબ! હું તને નથી ચાહતી!" સુલ્તાના બોલી.

"અને નેકનસીબ! તને ગુલામ યાકૂબ નથી ચાહતો!" તેવો જ જવાબ મળ્યો.

રજીયા આશ્ચર્યથી મનમાં વિચારવા લાગી કે, "એ છૂપી બીના એના જાણવામાં કેમ આવી!" તેના મનમાં પ્રથમ તો સોસન વિશે શંકા આવી અને પાછો શક ગુલ્શાન પર જઈ પડ્યો, પણ અંતે એ કાર્ય સોસન, ગુલ્લન અને યાકૂબ એ ત્રણેનું હોવું જોઇએ, એવો તેનો દૃઢ નિશ્ચય થયો.

હવે તેણે કાંઇક નમ્રતા અને કાંઇક કરડાઇથી તે મર્દના સવાલોના જવાબ વાળવાની એક નવી રીતિનું અવલંબન કર્યું. પ્રારંભમાં જ તેણે કહ્યુ કે, "જેમ બની શકશે તેમ હું યાકૂબને મારા કાબૂમાં લાવવાનો અને મારી માગણી કબૂલ રખાવવાનો પ્રયત્ન કરીશ. હવે તો હું મારું સર્વસ્વ તેને જ માની બેઠી છું."

"તેવી જ રીતે મગરુર રજીયા! જેમ બનશે તેમ હું પણ તને કાબૂમાં લાવીશ અને તારી સાથે નિકાહ કરીને તને મારી બીબી બનાવીશ!" છૂપા શખ્સે તેવી જ દૃઢતાથી કહ્યું.

"તું કદાચિત્ મને મારી નાખવાને તૈયાર થશે, તો પણ એ કમજાત! એ વાત તો કોઈ કાળે પણ બનવાની નથી." રજીયાએ વક્ર વદનથી કહ્યું.

"તારા નસીબમાં મૌત જ સર્જાયલું છે, તો બદબખ્ત રજીયા! હું તને મૌતના પંજામાંથી કેમ છોડાવી શકીશ? પણ નહિ–તારા નાપાક ખૂનથી હું મારા હાથોને રંગવાનો નથી. તું મને ગમે તેવો જાલિમ, ખૂંખાર અને શોહદો સમજતી હોય, તો પણ તને મારીને હું રાજી થવાનો નથી." નકાબપોશે નફરતની લાગણીના મિશ્રિત ભાવથી કહ્યું.

"ત્યારે તું હવે મને મારા કિસ્મતપર છોડી દે!" બેગમ છુટવાની આશાથી બોલી.

"ના, ના; એ તો આશા રાખવી જ નહિ. સાંભળ. જ્યાં સુધી તું મારાથી નિકાહ નહિ કરે, ત્યાં સુધી આ મકાનના બહારના ભાગની હવા તારા નસીબમાં નથી. મારી માગણી નહિ સ્વીકારે તો અહીં પડી પડી દાણા પાણી વગર તડપી તડપીને અંતે તારે આ દુનિયાને છોડી જવી પડશે." નકાબપોશે રજીયાની આશાને તોડી નાખી.

એ એક એવી વાત હતી અને એ વચનો તે નકાબપોશે એવા તો બળથી ઉચ્ચાર્યાં કે, રજીયા એક બહુ જ સંગદિલ ઔરત છતાં પણ આ વખતે થરથરી ગઇ. ગમે તેવી ક્રૂર હોય પણ અંતે તો જાતિ એક સ્ત્રીની જ ને? હવે જ્યારે તેનો એવો નિશ્ચય થઈ ગયો કે, "એ હઠીલો નકાબપોશ પોતાના હઠને છોડવાનો નથી જ." ત્યારે તેણે વળી વાતનો એક નવો ઢંગ ઉઠાવ્યો. તેણે પ્રશ્ન કર્યો કે, "તો હવે તું મને કોઈ પણ રીતે જીવતી નથી રહેવા દેવાનો ને?"

"તારા જેવી નાજનીને કાબૂમાં લાવ્યા પછી જતી મૂકે, તે માત્ર ઉલ્લૂ જ નહિ, પણ ઉલ્લૂનો સરદાર જ કહેવાય!" ટૂંકો જવાબ આપતાં તે ગુપ્ત પુરુષ બોલ્યો.

"તો ખેર; મને તમારી માગણી મંજૂર છે. પણ પહેલાં મને મારા કેટલાક સવાલોના જવાબ આપો." રજીયાએ શાંત મુદ્રાથી કહ્યું.

"ખુશીથી પૂછો; જવાબ આપવા લાયક જે સવાલો હશે, તેમના જવાબો ઘણી જ સારી રીતે આપવામાં આવશે." પુરુષે કહ્યું.

"આ સ્થાન કયું છે અને કયાં છે?" બેગમે સવાલ કર્યો.

"એનો જવાબ માત્ર એટલો જ આપી શકું છું કે, આ સ્થાન આપના કિલ્લામાંનું જ છે; બહારનું નથી." જવાબ મળ્યો.

"તું મને મારી ખાબગાહમાંથી ઉપાડી લાવ્યો, તે કેવી રીતે?" પાછો બેગમે સવાલ પૂછયો.

"બેહોશ કરીને અને તે બેહોશીમાંથી અહીં લાવ્યા પછી મેં તમને બેદાર કર્યાં."

"ખેર–તો આવો–મારી પાસે બેસો. મોઢાપરથી નકાબ કાઢી નાખો અને મને ઓળખાણ આપો કે, તમે કોણ છો?" સુલ્તાનાએ ચતુરતા વાપરી.

"એ ત્રણે વાતો–અર્થાત્ તમારી પાસે બેસવું, નકાબ કાઢી નાખવો અને મારી પોતાની ઓળખાણ આપવી,–જ્યાં સુધી તમારો મારી સાથે નિકાહ ન થાય, ત્યાંસુધી બનવી અશકય છે." નકાબપોશે તેની ચતુરતાને ચળાવી નાખી.

રજીયા વળી પણ વિચારમાં પડી ગઈ અને ક્ષણ પછી બોલી. "જરા તમે જ વિચાર કરો કે, કોઈ દમડીની હાંડી લે છે તો તે પણ ઠોકી વગાડીને લે છે તો આપનું

મુખ જોયા વિના અને ઓળખાણુ કીધા વિના નિકાહ જેવું ગંભીર કાર્ય હું કેવી રીતે કરી શકું?"

"હમણાં જ તે જાણવાની કાંઇ પણ જરૂરત નથી. નિકાહ થયા પછી કોઈ પણ વાત તમારાથી છૂપી રહેશે નહિ. માટે હાલ તો બધી રીતે મારી મરજીને તાબે થવા વિના તમારો છૂટકો જ નથી." નકાબપોશે પોતાનો હઠ પકડી રાખ્યો.

"એ તો બળાત્કાર જ કહેવાય." બેગમ બોલી.

"હા-તેમ જ છે. પણ એમાં તમારી બુરાઈ નહિ, કિન્તુ ભલાઇનો જ હેતુ સમાયલો છે." નકાબપોશે જવાબ આપ્યો.

"ઠીક-પણ નિકાહ પઢાવનાર કાજી કયાં છે?" સુલ્તાનાએ બીજી યુક્તિ કાઢી.

"કાજી કરે છે, તે કામ હું પોતે જ ઘણી સહેલાઇથી આટોપી લઇશ." જવાબ મળ્યો; "માટે કાજીનું કાંઈ પણ કામ નથી."

"બહુ સારું. પણ મને એક દિવસની મુહલત આપો. પછી તમે જેમ કહેશો, તેમ કરવાને હું તૈયાર છું." રજીયાએ ફાંફાં માર્યાં.

"જી હા-હું એવો જ બેવકૂફ છું કે, આપને છોડી મૂકું! અજી હજરત! એકવાર છૂટાં થયાં કે પાછાં આપ મારા હાથમાં આવો ખરાં કે?" ચાલાક નકાબપોશે રજીયાના હેતુને ધૂળમાં મેળવી નાખનારો જવાબ આપ્યો.

"તમારો શક ખોટો છે. ખરી વાત તો એ છે કે, તમારી દિલેરી, મર્દુમી અને તાકતને જોઈ હું બહુ જ સંતુષ્ટ થઈ છું. માટે ખાત્રીથી માનજો કે, હવે તમારા વિના બીજો કોઈ પણ પુરુષ મારા હૃદયમાં સ્થાન મેળવી શકશે નહિ." રજીયાએ પુનઃ જાળનો વિસ્તાર કરતાં કહ્યું.

"આપ ખરું કહેતાં હશો; પણ એ વચનની ખાત્રી મને ત્યારે થાય કે જ્યારે યાકૂબનું માથું ધડથી જુદું કરાવીને મને દેખાડો." નકાબપોશે વળી પણ બેગમની ચતુરતાની જાળને ચીરી નાખતાં કહ્યું.

"એ હું મંજૂર કરું છું. ખુશીથી હું તેને કત્લ કરાવી નાખીશ; પણ એ કામ હમણાં તો થઈ શકે તેમ નથી જ!" રજીયાએ પાછો વિવાદ કર્યો.

"હું પણ સારી રીતે સમજું છું કે, આ કામ અત્યારે બની શકે તેમ નથી. પણ ખૈર, જ્યાં સુધી યાકૂબનું મરણ નહિ થાય, ત્યાં સુધી તમારો આ કેદખાનામાંથી છૂટકારો થવો દુશવાર છે." નકાબપોશે અંતનો નિશ્ચય જણાવી દીધો.

રજીયા નિરાશ થઈ ગઈ અને નિઃશ્વાસ મૂકી શોકાતુર મુદ્રાથી કહેવા લાગી કે "આ તમે વળી બીજો વાંધો ઉઠાવ્યો! આવી બળજોરી અને બલાત્કારથી પરસ્પર સ્નેહનો સંબંધ કેવી રીતે બંધાઈ શકે વારુ?"

"યાને તમે મારી સાથે નિકાહ કરીને છૂટશો, તોપણ પહેલાં મને આ દુનિયાથી દફે કરીને પછી જ બીજું કામ કરશો, એની મને પૂરી ખાત્રી છે." નકાબપોશે રજીયાનો મનોભાવ જણાવી દીધો.

"મારા કહેવાનો મતલબ કાંઈ એવો નથી. પણ કદાચિત્ એમ સમઝો કે, તમે કહો છો, તેવું જ વર્તન તમારી સાથે હું કરું તો?" સુલ્તાનાએ પૂછયું.

"તો હું તેની કાંઈ પણ દરકાર કરતો નથી. હાલ તો હું તમારી સાથે નિકાહ કરીને હમ્બિસ્તર થઇશ; પછી જે થશે તે જોઈ લઇશું!" નકાબપોશે બેપરવાઇથી જવાબ આપ્યો.

"પણ સાહબ, એવું કામ શું કામનું કે, જેનું પરિણામ સારું ન હોય?" બેગમે પાછો તેને સપડાવ્યો.

"રજીયા! તમારો ખિયાલ કયાં છે? અજી હજરત! હું એ નિકાહની સનદમાં તમારી મોહોર અને દસ્તખતની એક ચિઠ્ઠી લખાવી લઇશ અને જ્યારે તમે મારાથી દગો રમવાનો ઇરાદો કરશો, ત્યારે ચિઠ્ઠી તમારા દરબારીઓને દેખાડીને તમારી ફજેતી કરીશ. હવે તમે સમજ્યાં કે. તમને હું કેવી રીતે કબ્જામાં રાખવા માગું છું તે?" એ જવાબથી નકાબપોશે રજીયાનું મોઢું જ બંધ કરી દીધું.

સુલ્તાના મૌન ધારી રહી. પણ એ વાતચીત ચાલતી હતી, તે સઘળો સમય પોતાના હાથમાંથી છીનવીને નકાબપોશે કમ્મરમાં ખોસી રાખેલા છરાપર તેનું લક્ષ ચોંટી રહ્યું હતું. પલકના ફરકવામાં તો વધારે વિલંબ લાગે છે, તેથી પણ ઓછા સમયમાં વીજળીની ઝડપથી અને ચાલાકીથી તે છરો રજીયાએ એવો તો ખેંચી લીધો કે, નકાબપોશ તેનું મોઢું તાકતો જ રહી ગયો! છરો ઉગામીને તે ધિક્કારથી કહેવા લાગી કે, "હોશિયાર! બદમાશ દોજખી કૂતરા! હું હમણા જ તને દોજખમાં પહોંચાડી દઉં છું લે-સંભાળ-"

એમ કહીને ભૂખી વાઘણ પ્રમાણે સુલ્તાના રજીયા બેગમ તે નકાબપોશના શરીરપર ધસી ગઈ અને છરાને તેની છાતીમાં ભોંકી દેવાની અણીપર હતી, એટલામાં સમયસૂચકતાનો ઉપયોગ કરી તે નકાબપોશે સહજમાં જ તેના હાથમાંથી છરો છીનવી લીધો અને દ્રઢતાથી પોતાના હાથમાં રાખી તે રજીયાને ધિક્કારતો બોલ્યો કે:—

"રજીયા! ખરેખર મોતે તારો હાથ મજબૂતીથી પકડેલો છે. હું ચાહતો હતો કે, તારા ખૂનથી મારા હાથ ન રંગું! પણ ના-હવે તો તારું ખૂન કરવું, એ જ વધારે સારું છે!! હવે આ લોહીના તરસ્યા છરાને તારી છાતીના લોહીનું પાન કરાવ્યા વિના મારા બળતા હૃદયમાં શાંતિ થવાની નથી!!!"

એમ કહીને તે નકાબપોશે રજીયાબેગમને પલંગપર પટકી નાખી અને પોતે છરાને ઉગામી તેની છાતીપર ચઢી બેઠો.

—✲✲✲✲—

## પ્રકરણ ૧૫ મું

## બ્રહ્માનંદ સ્વામી

"દોસ્તોંપર લુત્ફ દુશ્મનપર ઇનાયત ચાહિયે,
ખાકકે પુતલેકો ખાકીસે રિફાકત ચાહિયે;
માલો દૌલત ચાહિયે ના જાહોહશમત ચાહિયે,
આદમીયત ઉસમેં હય જિસકો મહબ્બત ચાહિયે."

રૌનક

વસન્તપંચમી-નો દિવસ અને રાત્રિનો કેટલોક ભાગ બહુધા હિંદુઓએ પોતાના રંગરાગમાં વીતાવ્યો હતો. અત્યારે અર્ધરાત્રિનો સમય થયેલો હોવાથી સર્વત્ર શાંતિ જોવામાં આવતી હતી. શ્રી હરિહર શર્માનું હૃદય બહુ જ ચંચળ થયેલું હોય એમ દેખાતું હતું. આજે તે એક સ્થળે ક્ષણ માત્ર પણ સ્થિરતાથી ઉભો રહેતો નહોતો- ઘડીકમાં પોતાના ગૃહના અંતર્ભાગમાં જતો હતો, તો ઘડીકમાં ગૃહના બહિર્ભાગમાં આવીને ઉભો રહેતો હતો. ક્વચિત્ તે જરાક માર્ગમાં આગળ વધીને કેટલેક દૂર સુધી ફરી આવતો હતો અને પાછો ગૃહ પાસે આવીને ઓટલાપર બેસી રહેતો હતો. તેની એ ચંચળતાનું કારણ એ હતું કે, તે આજે પેલા બુઢ્ઢા ફકીરને મળવા માટે બહુ જ ઉત્સુક થયેલો હતો. પરંતુ સાતમા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે ચિઠ્ઠી લખીને ગયા પછી પાછો તે જોવામાં આવ્યો નહોતો. હરિહર શર્મા વિચારમાં ને વિચારમાં બેસી રહ્યો.

જેમ જેમ રાત્રિ વધારે વીતવા લાગી, તેમ તેમ શાંતિની છાયા વધારે પ્રસરતી ગઈ. અંતે એવી નિઃસ્તબ્ધતા છવાઈ ગઈ કે, જો સૂઈ પણ જમીનપર નાખવામાં આવે, તો તેનો અવાજ પણ ખુલ્લી રીતે સાંભળી શકાય. એટલામાં દૂરથી કોઈના સુસ્વર કંઠમાંથી નીકળતો શ્રી જયદેવકૃત અષ્ટપદીના નિમ્ન લિખિત પદનો ધ્વનિ કર્ણગોચર થયો;

"म्लेच्छ निवह निधने कलयसि करवालं
धूमकेतुमिव किमपि करालं
केशवधृतकल्किशरीर जय जगदीश हरे !"

એ સ્વર સાંભળતાં જ જે દિશામાંથી એનું આગમન થતું હતું, તે જ દિશાને લક્ષ્ય કરીને હરિહર શર્મા દોડ્યો. એટલામાં એક તપોપુંજ, પ્રલંબકાય, અસ્થિમાત્રાવશેષ-શરીર, અતિવૃદ્ધ અને જેના શરીરનાં રોમાંચ સુદ્ધાં પણ શ્વેત થઈ ગયાં હતાં એવો એક મહાત્મા આવીને હરિહર શર્માના ગૃહમાં ઉપસ્થિત થયો. એ મહર્ષિ-વૃદ્ધ મહાત્મા-ને જોતાં જ 'गुरुदेव ! त्राहि माम् !' એમ કહીને હરિહર તેનાં ચરણોમાં પડી ગયો. પરંતુ તે જટાજૂટધારી તપસ્વી મહાત્માએ ત્વરિત જ હરિહર શર્માને ઉઠાડીને પોતાને ગળેલગાવ્યો અને દ્વાર બંધ કરીને તે અને હરિહર શર્મા અંદરના ભાગમાં આવેલી એક એકાંત કોટડીમાં જઇને બેઠા. કિંચિત્ ભોજન કરવા પછી તે વૃદ્ધ મહાત્મા હરિહર સાથે સંભાષણ કરવામાં નિમગ્ન થયો. એ મહાત્મા અને હરિહર શર્માના પરસ્પર સંભાષણનો ઉલ્લેખ કરવામાં આવે, તે પહેલાં અમે વાચકોને એ યોગિરાજનો થોડોક પરિચય કરાવી આપવાની ઇચ્છા રાખીએ છીએ.

એ મહાત્માનું નામ બ્રહ્માનંદ છે અને આ વેળાએ એની અવસ્થા એકસો ને બાવીસ વર્ષની છે. બાલ્યાવસ્થામાં એણે ઘણાં વર્ષો કાશીમાં વીતાડીને સંસ્કૃત વિદ્યાના પૂર્ણ પાંડિત્યની પ્રાપ્તિ કરેલી હતી અને ત્યાર પછી ફાર્સી ભાષાનું પણ સારું જ્ઞાન મેળવ્યું હતું. એનો જન્મ એક ઉચ્ચ અને કુલીન બ્રાહ્મણકુળમાં થયો હતો, પરન્તુ બાલ્યકાળમાં જ માતા, પિતા આદિ સ્વજન બાંધવોથી વિયુક્ત થવાથી એણે આ જન્મ બ્રહ્મચર્યમાં જ દિવસો નિર્ગમન કરવાની પ્રતિજ્ઞા લીધી હતી અને તે પ્રમાણે તે આજ

પર્યન્ત અખંડ બ્રહ્મચર્યાશ્રમમાં જ રહેલો હતો. ઘણા દિવસો સુધી એણે વિન્ધ્ય, હિમાલય અને બદરિકાશ્રમની કંદરાઓમાં રહીને તપશ્ચર્યા પણ કરેલી હતી અને દશ બાર વાર ભારતવર્ષમાં ભ્રમણ પણ કર્યું હતું.

ઘણા વર્ષની વાતપર હરિહર શર્માનો સ્વર્ગવાસી પિતા વિશ્વેશ્વર શર્મા હરિદ્વારમાં એ જ મહાત્માસ્વામી શ્રી બ્રહ્માનંદનો શિષ્ય થયો હતો અને તેનાપર સ્વામીની એટલી બધી કૃપા થયેલી હતી કે, તે વિશ્વેશ્વર શર્માને ત્યાં આવી રહ્યો અને તેને વેદાંતનો અભ્યાસ કરાવ્યો. ત્યાર પછી તેનો પુત્ર હરિહર શર્મા પણ તેનો જ શિષ્ય થયો અને જ્યારે વિશ્વેશ્વર શર્મા મરણશય્યામાં પડયો ત્યારે તેણે પોતાના એકના એક પુત્રને ગુરુદેવ બ્રહ્માનંદનાં ચરણોમાં નાખી દીધો અને પોતે પરલોકમાં પ્રયાણ કરી ગયો.

સ્વામી બ્રહ્માનંદ હરિહરને પોતાના પુત્ર સમાન માનતો હોવાથી તેણે હરિહરને ફારસી અને સંસ્કૃત ભાષાનો સારી રીતે અભ્યાસ કરાવ્યો અને એક વાર તેને સાથે લઇને ભારતવર્ષમાં પ્રવાસ પણ કરાવ્યો હતો. વિદ્યાભ્યાસ અને દેશાટનથી હરિહર અત્યંત બુદ્ધિમાન્ થઈ ગયો હતો; અને દિલ્લીમાંના દેવમંદિરનો અધિકાર પણ તેને એ બ્રહ્માનંદની કૃપાથી જ મળેલો હતો.

એ હરિહર શર્મા જે મંદિરનો અધિકારી હતો, તે મંદિર રાજરાજેશ્વર મહારાજાધિરાજ રાજા પૃથ્વીરાજ ચહુઆણની મુખ્ય મહિષી સંયુક્તા–રાજા જયચંદની પુત્રી–એ બંધાવેલું હતું; પરન્તુ દુરાચારી શહાબુદ્દીનના અત્યાચારથી એ મંદિર નષ્ટ ભ્રષ્ટ થઈ ગયું હતું. એ મંદિરમાંની મૂર્ત્તિ બ્રહ્માનન્દને હાથ લાગી. કારણ કે, એ ભયાનક યુદ્ધના સમયમાં તે દેહલીમાં હતો. અતએવ તે મૂર્ત્તિ અને હરિહરને સાથે લઈ તે તીર્થયાત્રા કરવાને ચાલ્યો ગયો અને ત્યાંથી જ્યારે બે વર્ષે પાછો ફર્યો, ત્યારે દિલ્લીના તખ્તપર ગુલામ બાદશાહ કુતબુદ્દીન એબક વિરાજેલો હતો.

સ્વામી બ્રહ્માનંદે ખટપટ કરી મંદિરના ખંડિયેરવાળી જગ્યા પોતાના તાબામાં કરી લીધી, તેનો પાછો જીર્ણોદ્ધાર કર્યો અને ત્યારથી તેનો અધિકાર પોતાના પુત્રતુલ્ય પ્રિય શિષ્ય હરિહર શર્માને આપ્યો. તે જ મહર્ષિ બ્રહ્માનંદ આજે એક વર્ષ પછી તીર્થયાત્રા કરીને પાછો ફરેલો છે અને પોતાના પ્રિય શિષ્ય હરિહર સંગે એકાન્તમાં બેસીને સંભાષણ કરવામાં નિમગ્ન થઈ ગયો છે.

"પ્રભો! મહા ઘોર સંકટનો સમય આવી લાગ્યો હતો, પણ આપનાં ચરણોના આશીર્વાદથી તે જતો રહ્યો; નહિ તો આપ આજે આ મંદિરના અસ્તિત્વને જોઈ શકત નહિ!" હરિહર શર્માએ કહ્યું.

"વત્સ! એ બીના પણ મારાથી અજાણી નથી. યવનોના અત્યાચાર અને એક બુઢ્ઢા ફકીરની સહાયતાથી આ મંદિરના ઉદ્ધારના સર્વ સમાચાર મારા સાંભળવામાં આવી ચૂકયા છે." બ્રહ્માનંદે શાંતિથી ઉત્તર આપ્યું.

"પ્રભો! આપ અવશ્ય ત્રિકાલદર્શી છો, નહિ તો એ વાર્તા આપના જાણવામાં કયાંથી આવી શકે? આપ હમણાં તો હજી અહીં આવો છો–હા–કદાચિત્ માર્ગમાં આપને કોઇએ એ વૃત્તાંત સંભળાવ્યો હોય, તો કોણ જાણે!" હરિહર શર્મા આશ્ચર્યચકિત થઇને બોલ્યો.

"પણ તમને તે ફકીરે જે ચિઠ્ઠી આપી હતી, તેનું રહસ્ય પણ હું જાણું છું." બ્રહ્માનંદે કિંચિત્ હસીને કહ્યું.

"ગુરુદેવ! પ્રભો! આ અજ્ઞાન બાલકના અપરાધની ક્ષમા કરશો. અવશ્ય આપ ત્રિકાલદર્શી મહર્ષિ છો—આહા—જ્યારે એ પરમ રહસ્યમય વૃત્તાંત પણ આપ જાણી ચૂકયા છો, તો પછી આ બ્રહ્માંડમાં આપનાથી બીજું શું છૂપું રહી શકે તેમ છે?' હરિહરે ગુરુનાં ચરણોમાં પડીને કહ્યું.

"કિન્તુ વત્સ! આજે એ રહસ્ય હું તને જણાવી દેવા માગું છું." બ્રહ્માનંદે અતિશય ગંભીરતાથી પોતાના બોલવાનો આરંભ કર્યો, "અને મારી તીર્થયાત્રાનો વૃત્તાંત પણ સંભળાવવાની ઇચ્છા રાખું છું. હા—કષ્ટ—પરમ શક્તિમાન્ પરમાત્માની એવી જ ઇચ્છા છે કે, આ આપણી પવિત્ર ભરતભૂમિ મ્લેચ્છપદદલિત, પરતંત્રતાની બેડીમાં જકડાયલી અને અપવિત્ર થતી કેટલાક સહસ્ર અબ્દિઓ પર્યન્ત આવી જ રીતે સંકટનાં દિવસો વીતાડતી રહેશે! હા! જ્યારે ઈશ્વરની એવી જ ઇચ્છા છે, ત્યાર ભારતવર્ષના વર્તમાન રાજા મહારાજાઓ પોતપોતાના અભિમાનમાં ડૂબીને પોતાના અહંત્વને ભૂલી ગયા છે, અને દેશમાંથી સત્ય વીરત્વનો એકાએક લોપ થઈ ગયો છે, ત્યારે હવે આ યવનપદદલિત ભરતભૂમિના ઉદ્ધારની આશા તે ક્યાંથી રાખી શકાય! અત્યાર સુધી આપણા દેશમાં યવનોનો અધિકાર જોઈએ તેવો જામી નથી ગયો, એટલે જો આવા સમયમાં દેશની સ્વતંત્રતાના ઉદ્ધારનો પ્રયત્ન કરવામાં ન આવે, તો પછી દેશની પરાધીનતાનો નાશ ક્યારે કરવામાં આવશે, એ હું જાણી નથી શકતો! જ્યારે વિદેશીઓની સત્તા અહીં સારી રીતે જામી જશે, અને સદાને માટે આપણું આર્યાવર્ત પરતંત્રતાની બેડીમાં જકડાઈ જશે, તે વેળાએ કરેલા આપણા બધા પ્રયત્નો વ્યર્થ જ જવાના!" બ્રહ્માનંદ સ્વામીએ અત્યંત ખેદપૂર્વક એ વાક્યો ઉચ્ચાર્યાં.

"ભગવન્! એ મૂઢતાનું કારણ શું હશે વારુ? આપણા મહર્ષિઓનો તો એ જ સિદ્ધાંત છે કે, 'जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी। तयोरुद्धरणार्थाय सद्यः प्राणान् परित्यजेत्॥'* એટલામાટે, ભારતવર્ષના રાજાઓએ પોતાની મોહનિદ્રાનો ત્યાગ કરીને અવશ્ય પોતાના દેશનો ઉદ્ધાર કરવો જ જોઇતો'તો!" હરિહર શર્માએ પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો.

"પુત્ર! હવે શો ઉપાય કરી શકાય વારુ? કહ્યું જ છે કે 'विनाशकाले विपरीतबुद्धिः' તાત્પર્ય કે, આપણા દેશ ભારતવર્ષની દુર્દશાનો સમય હવે આવી લાગ્યો છે, અને જ્યારે વિધાતાનો એવો જ લેખ લખાયલો છે, તો આપણે તેને કેવી રીતે ફેરવી શકીએ? મારા કહેવાનો સારાંશ એ છે કે, મારાથી બન્યો તેટલો ઉદ્યોગ મેં કર્યો, પરંતુ જ્યારે ભારતવર્ષના ભૂપાલોએ કોઈ પણ રીતે પોતાની મોહનિદ્રાનો ત્યાગ ન જ

---

* એ શ્લોકનો ભાવાર્થ એવો થાય છે કે, "જનની અને જન્મભૂમિ સ્વર્ગ કરતાં પણ વિશેષ ગરીયસી એટલે કે, ગૌરવશાલિની છે, માટે તેમના ઉદ્ધારના કાર્યમાં જો પ્રાણ પણ ત્યાગવાનો પ્રસંગ આવી પડે, તો તત્કાળ પ્રાણોનું પણ વિસર્જન કરવું. સારાંશ કે, પ્રાણનું બલિદાન આપીને પણ જનની અને જન્મભૂમિનો ઉદ્ધાર કરવો."

કર્યાં, ત્યારે હવે પ્રભુની ઇચ્છા વિરુદ્ધ બીજું વધારે આપણે શું કરી શકીએ એમ છે?" એમ કહીને સ્વામી બ્રહ્માનંદ કાંઇક ગંભીર વિચારમાં પડી ગયો.

## પ્રકરણ ૧૬ મું

## કુસંપનું પરિણામ

"બિગડેગી હય આખિર બહારે દુનિયા,
બકા હય ઇસમેં હવાકા ભરોસા;
ગુરૂર ઇતના નહીં હય અચ્છા,
અબ આંખ ખોલો, યે ખ્વાબ કબતક?" સફદર

સ્વામી બ્રહ્માનંદ પોતાના વિચારોને પ્રગટ કરતો આગળ વધીને બોલવા લાગ્યો કે, "ભગવાન્ શ્રી કૃષ્ણે પોતે પરમનીતિવિશારદ હોવા છતાં પણ કુરુક્ષેત્ર અને પ્રભાસનું યુદ્ધ કરાવીને ભારતીય વીરોની એકદમ જ શા માટે સમાપ્તિ કરી નાખી, એ તો તે પોતે જ જાણે. તે મહાપુરુષ હતા, એટલે તેમના વિચારો કદાચિત્ ઉત્તમ જ હશે, પરંતુ મારો તો એવો જ અભિપ્રાય છે કે, એ ભયંકર જનક્ષય પછી એક પ્રકારે ભારતીય વીરોના અસ્તિત્વનો નાશ જ થઈ ગયો. અસ્તુ, એ તો જે થયું તે થયું; પરંતુ એ ઉપરાંત અહીંના થોડા ઘણા બચી ગયેલા રાજવંશોને તેમની દુર્નીતિએ પરસ્પર એવા તો કુસંપ અને અભિમાનમાં ડૂબાવી દીધા કે, ઐક્યના અભાવે આપણા ભારતવર્ષનો સંપૂર્ણ નાશ થઈ ગયો, થતો જાય છે, અને હવે પછી પણ થતો રહેવાનો! જો અહીંના ભૂપાલોએ પરસ્પરના દ્વેષ અને અહંભાવને ત્યાગીને પોતામાં સંપ–ઐક્યભાવ રાખ્યો હોત, અને પોતાના ખંડરાજ્યથી અતિરિક્ત કોઈ ભારતીય રાજાને પોતાનો સમ્રાટ્ બનાવ્યો હોત, તો આમ આ દેશની આવી દુર્દશા થયેલી આપણા જોવામાં આવી ન હોત, અને વિધર્મીઓ આ દેશપર ચઢાઈ લઈ આવવાનું અને આવીને લૂટી જવાનું સાહસ કરી શકયા ન હોત."

"જો અહીંના રાજાઓમાં પરસ્પર સંપ પ્રસરેલો હોત અને તેઓ એક બીજાને સહાયતા આપવામાટે તૈયાર રહ્યા હોત, તો એક મહમૂદ ગજનવી તો શું, પણ એક હજાર ગજનવીઓ પણ ભારતવર્ષની સીમામાં આવવાનું સાહસ કરી શકત નહિ! કિન્તુ હા–મહાભારત અને પ્રભાસ યુદ્ધમાં થયેલી હાનિને લીધે નષ્ટપ્રાય થયેલું ભારતવર્ષ હજી તો ઊઠવા પણ નહોતું પામ્યું કે, મહમૂદે એનાપર આક્રમણ કર્યું અને આખા દેશને લૂટી લીધો. ત્યારપછી દેશદ્રોહી જયચંદે પૃથ્વીરાજ સાથે કુસંપ કરીને શહાબુદ્દીન મહમ્મદ ગોરીને બોલાવ્યો અને પૂજ્ય ભરતભૂમિનાં ચરણોમાં સદાને માટે પરતંત્રતાની શૃંખલા નખાવી દીધી. દુષ્ટ જયચંદે યવનપદદલિત દેશની અશેષ દુર્ગતિનું અપયશ પોતાના શિરે વ્હોરી લીધું!!"

"એ પૃથ્વીરાજ અને જયચંદના સંઘર્ષણમાં પણ કાંઈ ભારતીય વીરોનો થોડો ઘણો નાશ નહોતો થયો, પરંતુ હાય! અત્યંત ખેદનો વિષય છે કે, અદ્યાપિ અહીંના અવનીપતિઓની આંખો નથી ઉઘડતી, અને પોતાના હિત અને અહિતને તેમની

બુદ્ધિ લેશ માત્ર પણ ઓળખી નથી શકતી ! અત્યાર સુધી પણ અહીંના રાજા મહારાજાઓ પોતાની દોઢ ચોખાની ખીચડી જૂદી જ રાંધીને વિનાકારણ એક બીજાનો દ્વેષ કર્યા કરે છે, અને પોતાની આગળ બીજાને અત્યંત તુચ્છ માનવાના સંપ્રદાયને પકડી બેસી રહ્યા છે. એ દૈવના કોપનું પરિણામ નહિ તો બીજું શું કહી શકાય કે, ભારતવર્ષીયો યવનપાદુકાને તો મહા પ્રસન્નતાથી પોતાના શિરોભાગે ધારણ કરે છે, પણ પોતાના બંધુને બંધુ તરીકે માન આપવામાં પોતાનું મોટું અપમાન થયેલું માને છે. એ વિધિની પ્રતિકૂલતા નહિ, તો બીજું શું છે કે, અહીંના ભરતખંડના રાજ્યકર્ત્તાઓ પોતામાંથી જ કોઈ એક સારા રાજાને સમ્રાટ્ બનાવીને અને પરસ્પર મૈત્રીપાશમાં બદ્ધ થઇને એક બીજાને સહાયતા કરવાના કાર્યને તો પાપ જાણી બેઠા છે, અને યવનપદદલિત થયેલા હોવા છતાં પણ પોતાના દેશ, ધર્મ, સમાજ, રાજ્ય અને માન મર્યાદા આદિના રક્ષણના કાર્યમાં ભૂલે ચૂકે પણ ધ્યાન નથી આપતા !

"મારું એમ કહેવું નથી કે, કાંઈ બધા જ રાજાઓ એવા જ છે. પરંતુ એટલું કહેવામાં તો કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી કે, અધિક સંખ્યા એવા રાજાઓની જ છે કે, જેઓ કુસંપ, વૈર, અભિમાન અને આત્મગૌરવના સમુદ્રમાં એટલા બધા ડૂબી ગયા છે કે, પોતાની સાથે ડૂબી જતા આપણા આ દેશના હિતનો તેમના મનમાં લેશ માત્ર પણ વિચાર આવી શકતો નથી જ !"

"શમ્સુદ્દીન અલ્તિમશના મરણ અને રજીયા બેગમના સિંહાસનારોહણ પછી એક મહિને હું તીર્થયાત્રાના નિમિત્તે અહીંથી ચાલ્યો ગયો હતો અને આજે એક વર્ષના અવધિમાં મેં શું શું કર્યું અને કયા કયા પ્રદેશોમાં ભ્રમણ કર્યું, એનો સઘળો વૃત્તાંત હું તને કહી સંભળાવવાનો છું, તે આજે તું ધ્યાન આપીને સાંભળ:—અહીંથી નીકળીને હું રાજસ્થાનમાં ગયો અને ત્યાં નવ માસ જેટલો લાંબો કાળ વીતાડીને ત્યાંના સઘળા રાજાઓને સારી રીતે સમજાવીને કહ્યું કે, પોતામાંના જ કોઈ રાજાને સમ્રાટ્ બનાવો. ત્યાર પછી એકત્ર બળવડે દિલ્લીનું તખ્ત ઉલટાવી નાંખો અને અપવિત્ર થયેલી ભરતભૂમિનો પુનઃ સંસ્કાર કરીને ભારતના આકાશમાં વિલુપ્ત થયેલી સ્વતંત્રતાની પતાકા પુનઃ એકવાર ચઢાવો; કારણ કે, અત્યારે દિલ્લીનું રાજ્ય બિલ્કુલ નિર્બળ થઈ ગયેલું છે—અત્યારે એક રીતે જોતાં યવનોના પગો ઉખડી ગયા છે અને ગુલામ બાદશાહ શમ્સુદ્દીન અલ્તિમશના કુટુંબમાં ઘોર ગૃહકલેશ ઉપસ્થિત થયેલો છે ! એવી સ્થિતિમાં એક સ્ત્રી (રજીયા) ને પરાજિત કરી નાખવી અને પોતાના દેશની લુપ્ત થયેલી સ્વતંત્રતાનો પુનરુદ્ધાર કરવો, એ કાર્ય બહુ જ સહજ અને સુખસાધ્ય થઈ પડે એમ છે. જો આવા અરાજકતાના સમયમાં પોતપોતામાં સંપ કરીને ભારતવર્ષના ઉદ્ધારનો પ્રયત્ન કરવામાં નહિ આવે, તો જે વેળાએ યવનોનાં મૂળ ભરતભૂમિના ગર્ભમાં ઉંડાં ઉતરી જશે અને દિલ્લીના સિંહાસનપર કોઈ બળવાન્ બાદશાહ આવીને બિરાજશે, તે વેળાએ પોતાની ખોએલી સ્વતંત્રતાને પાછી મેળવવાની આશા તે માત્ર નિરાશા ને દુરાશારૂપ જ થઈ જશે અને તે વેળાએ કોઇથી કશું પણ બની શકશે નહિ !

"પરંતુ વત્સ ! રાજસ્થાનના નરપતિઓને કરેલો મારો એ ઉપદેશ અરણ્ય રોદન સમાન વ્યર્થ થયો. કોઇએ પણ મારો એ ઉપદેશ પોતાના ધ્યાનમાં લીધો નહિ. જ્યારે અભિમાનથી અંધ બનીને સર્વ રાજાઓ પોતે જ ચક્રવર્તી બનવાની અને બીજા રાજાઓને પોતાના દાસ બનાવવાની આસુરી રાગણી ગાવા લાગ્યા, ત્યારે મેં પણ દૈવને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી પુનઃ દિલ્લી તરફ ચાલ્યા આવવાનું જ યોગ્ય વિચાર્યું; અને મનમાં એવો જ નિશ્ચય કરી લીધો કે, કલિકાલના પ્રભાવથી આપણી પુણ્યભૂમિની હજી પૂરેપૂરી દુર્ગતિ થવાની છે અને કલ્કિ અવતાર થવા પહેલાં આ દેશની ગયેલી સ્વતંત્રતા કોઈ કાળે પણ પાછી પ્રાપ્ત થવાની નથી જ!

"અહીં હું તે દિવસે જ આવી પહોંચ્યો હતો કે, જે દિવસે તમારી ગાયોનું હરણ કરવામાં આવ્યું હતું અને તમારી ફરિયાદ બેગમ પાસે પહોંચી શકી નહોતી. એ તો હું સારી રીતે જાણતો હતો કે, યવનસામ્રાજ્યમાં દેવતા, દ્વિજ અને ગૌ આદિની અનેક પ્રકારે દુર્ગતિ થશે અને યવનોના ઐક્ય સમક્ષ કુસંપપ્રિય હિન્દુઓને તો સદૈવ નીચું જ જોવું પડશે. એટલામાટે તે જ દિવસે મધ્ય રાત્રિના સમયે હું એક મુસલમાન ફકીરનો વેશ ધારણ કરીને સુલ્તાનાના શયનમંદિરમાં ગયો. પરંતુ ત્યાં હું કંઇ દૈવિક શકિતના બળે પહોંચ્યો અને મને કોઇએ પણ કેમ રોકયો નહિ, ઇત્યાદિ પ્રશ્નો જો તારા મનમાં ઉઠે, તો તેનું ઉત્તર એટલું જ છે કે, એ બધો યોગનો જ મહિમા છે! મહાલયમાંની સર્વ સ્ત્રીઓને યોગબળથી નિદ્રામાં જ અચેતન કરીને મેં બેગમને જગાડી. જાગતાં જ મને પોતા સમક્ષ ઉભેલો જોઇને તે અત્યંત ભયભીત થઈ ગઈ. તે મૂર્ચ્છિત થવાની અણીપર હતી, એટલામાં તેને ધૈર્ય આપીને અને તેના હૃદયમાં યોગની શકિતનો પ્રવેશ કરાવીને મારી ઇચ્છાનુસાર મેં કહ્યું કે;—

"રજીયા! સાંભળ, હું કોણ છું, એવો જો તારા તરફથી સવાલ કરવામાં આવે, તો તેનો જવાબ હું પોતે તને એટલો જ આપી શકીશ કે, હું પણ ખુદાનો એક બન્દો છું અને તારી ભલાઇમાટે જ પરવરદિગારની પ્રેરણાથી તારી પાસે આવી લાગ્યો છું. તને મારો એવો ઉપદેશ આપવાનો વિચાર છે કે, જેથી તું હિંદુસ્તાનની મલેકાની પદવીને શોભાવી શકે અને પોતાની સલ્તનતને કાયમ રાખી શકે!"

"મારું ભાષણ સાંભળી રજીયા પોતાના પલંગપરથી નીચે ઉતરીને મારાં ચરણોમાં પડી ગઈ અને કહેવા લાગી કે, 'અય પયગંબર! હું તારી લૌંડી છું. માટે તું મારાપર રહમ કર, અને મને એવો યોગ્ય માર્ગ બતાવ કે, જેથી હું મારી પોતાની રૈયતને ખુશ અને સલ્તનતને કાયમ રાખી શકું?'

"તેનાં આવાં વિનયપૂર્ણ વાકયો સાંભળીને મેં તેને પૃથ્વીપરથી ઉઠાડીને પાછી તે જ પલંગપર બેસાડી દીધી અને હું પોતે ઊભો રહીને તેને આવો ઉપદેશ આપવા લાગ્યો;—

"સાંભળ, રજીયા બેગમ! ખુદાનાં નેત્રો સમક્ષ હિન્દુ અને મુસલમાન બન્ને બરાબર જ છે. હિન્દુઓ તેની પૂજા 'રામ'ના નામથી કરે છે, અને મુસલમાનો તેને ખુદાના નામથી ઓળખે છે. હિન્દુઓ તેની મૂર્ત્તિમાં પોતાના મનની એકાગ્રતા કરે છે, અને મુસલ્માનો મૂર્ત્તિ વિના નિરાકાર પરવરદિગારમાં જ પોતાનું ધ્યાન લગાવી રાખે

છે. પરંતુ હિન્દુ અને મુસલ્માનોનો ખુદા અથવા ઈશ્વર તો એક જ છે અને તે, ઉભયની ભિન્ન ભિન્ન પ્રકારની પ્રાર્થનાથી એક સરખી રીતે જ પ્રસન્ન થાય છે. એટલામાટે જે બાદશાહ હિન્દુસ્તાનની સલ્તનતની લગામ પોતાના હાથમાં લઇને તેને સદાને માટે કાયમ રાખવા ઇચ્છતો હોય, તેણે હિન્દુ અને મુસલ્માનોને એક સરખા જ સમજવા જોઈએ. એમ કરવાથી જ તેને લાભ થવાનો સંભવ છે. જે હિન્દુસ્તાનનો બાદશાહ હોય, અને તે એ વાતનો વિચાર ન કરે,—એટલે કે, જો તે પોતાની બધી રૈયતને એકસરખી સમજીને તે પ્રમાણેનું જ વર્ત્તન ન કરે, તો તેના નાશમાં સંશય જેવું કાંઈ પણ નથી, તેમ જ તેની બાદશાહી પણ ભાગ્યે જ કાયમ રહી શકે, એમ નિશ્ચયપૂર્વક તારે માની લેવું.

"રજીયાએ બહુ જ ધ્યાનપૂર્વક મારો ઉપદેશ સાંભળી લીધો અને અંતે હાથ જોડીને તે કહેવા લાગી કે, 'ત્યારે મારા માલિક! મને શી આજ્ઞા કરો છો? મારે શું કરવું જોઇએ?"

"એ પ્રશ્નના પ્રત્યુત્તરમાં મેં તેને મુસલ્માનોના અત્યાચારની અથેતિ કથા કહી સંભળાવી અને સાથે એ પણ સમજાવી દીધું કે, 'જો અત્યાચારો જ આવી રીતે થતા રહેશે, તો દેવમંદિર અને અનાથ ગાયોની રક્ષા કેવી રીતે થઈ શકશે?' રજીયાએ આદર સહિત મારી પ્રાર્થના સાંભળી અને અંતઃકરણપૂર્વક પોતાના ધર્મબંધુ મુસલ્માનોના દોષનો સ્વીકાર કર્યો. ત્યાર પછી જરૂરની વેળાએ તેને મળવાનું વચન આપી, પોતાની શક્તિનું આકર્ષણ કરી અને તેને પુનઃ ગાઢ નિદ્રામાં અચેત કરીને જેવી રીતે મેં દુર્ગમાં પ્રવેશ કર્યો હતો, તેવી જ રીતે હું પાછો બહાર નીકળી આવ્યો.

"એ બનાવ બન્યા પછી પેલા વૃદ્ધ ફકીરે દેવમંદિરની કેવી રીતે રક્ષા કરી અને શાહી ફોજે બળવાખોર આતતાયિજનોને કેવી રીતે બંદીવાન બનાવી લીધા; એ તો તમે બધું જાણો જ છો, અને વળી એ વાતની પણ તમને ખબર છે જ કે, સુલ્તાનાના દર્બારમાં તે અત્યાચારીઓને કેવા પ્રકારનો દંડ દેવામાં આવ્યો અને તમારી ગાયો પણ તમને પાછી મળી ગઈ.

"તે બુઢ્ઢો ફકીર કોણ હતો અને તેના બે નવયુવક સાથીઓ કોણ હતા, એ ભેદ પણ પેલી ચિઠ્ઠીથી તમારા જાણવામાં આવી જ ચૂક્યો છે."

"જી હા ગુરુદેવ! તે ચિઠ્ઠી વાંચતાં જ મારા જાણવામાં આવી ગયું હતું કે, તે વૃદ્ધ ફકીર તે સુલ્તાના રજીયા બેગમ પોતે જ હતી અને તેના બે નવયુવક સાથીઓ તે તેની બે પ્યારી સાહેલીઓ સોસન અને ગુલ્શન જ હતી." હરિહર શર્માએ કહ્યું.

"ખરું છે; તે જ રાતે જ્યારે રજીયાને મેં એ વાત જણાવી કે, તારો પેશકાર મહબ્બતખાન ખાસ કરીને હિન્દુઓને પોતાની ફરિયાદ સંભળાવવામાટે દરબારના દરવાજામાં પેસવા જ નથી દેતો, ત્યારે તે ઘણી જ કોપાયમાન થઈ ગઈ અને બીજે દિવસે પોતાની સેનાના નાયક રૂસ્તમખાનને સમજાવી મનાવીને તે વૃદ્ધ યવનસાધુના વેશમાં આ મંદિરની રક્ષામાટે આવી પહોંચી. તમારી સાચી જબાનીથી તે અત્યંત પ્રસન્ન થઈ હતી અને જ્યારે બીજી વાર મેં તેની મુલાકાત લીધી હતી, ત્યારે તેણે પોતાની એ પ્રસન્નતાનો ભાવ મારા આગળ વ્યક્ત પણ કર્યો હતો. તે જ વેળાએ તેણે

આ મંદિરને કાંઈ પણ ભેટ આપવાની ઇચ્છા કરી હતી. મેં એમ કરવા માટેની તેને આજ્ઞા આપી અને સાથે એ પણ સમજાવી દીધું કે, એ મંદિરના અધિકારી હરિહર શર્માને તું પોતાનો ભેદ જણાવી દેજે; કારણ કે, એમાં તારો કાંઈ પણ લાભ સમાયેલો છે. એ કારણથી જ તેણે તે હારવાળા ડબ્બામાં પોતાની લખેલી તે ચિઠ્ઠી પણ સાથે રાખી હતી."

બ્રહ્માનંદની એ વાતો સાંભળીને હરિહરના આનંદનો પાર ન રહ્યો-તે, તેનાં ચરણોમાં પડીને પ્રેમાશ્રુની ધારા વર્ષાવવા લાગ્યો. બ્રહ્માનંદે તેને ઉઠાડીને છાતી સરસો ચાંપ્યો અને કહ્યું કે, "બેટા! એ સર્વ તે નિરંજન નિરાકારની જ લીલા છે! તેની ઇચ્છાથી વિરુદ્ધ કિંચિન્માત્ર પણ કાર્ય કરી શકે, એવું સામર્થ્ય મનુષ્યમાં છે જ ક્યાં !!"

"ત્યારે ગુરુદેવ! આપે અહીં પધારવા છતાં પણ મને પોતાનાં દર્શનનો લાભ કેમ ન આપ્યો વારુ?" હરિહરે પૂછ્યું.

"પ્રભુની ઇચ્છા જ એવી હતી કે, તે સમયે મારે ગુપ્ત રહીને જ દેવની સેવા કરવી." બ્રહ્માનંદે ઉત્તર આપ્યું.

"કિન્તુ પિતાજી! જે શક્તિવડે આપે રજીયા બેગમને પણ પોતાના વશમાં કરી લીધી, તે જ શક્તિવડે આપે રાજસ્થાનમાંના રાજાઓને વશ કેમ ન કર્યા વારુ?" હરિહરે કહ્યું.

"પુત્ર! યોગના એ રહસ્યને તું હજી જાણી શકે એમ નથી. સાંભળ, પ્રાકૃતિક નિયમથી વિરુદ્ધ એ શક્તિનો પ્રયોગ કરવાથી ઘોર અનિષ્ટ અથવા ભયંકર વિપ્લવ ઉપસ્થિત થાય છે, અને જગદીશ્વરની ઇચ્છા વિરુદ્ધ એ શક્તિ કાર્યકારિણી થઈ પણ નથી શકતી. અર્થાત્ જ્યાં સુધી અત્યંત આવશ્યકતાનો ભાર માથે આવી ન પડે, ત્યાં સુધી કોઇનાપર એનો પ્રયોગ કરવો જ ન જોઈએ, અને જો એ પ્રયોગ કરવાની આવશ્યકતા આવી પણ પડી હોય, તો પણ એક વ્યક્તિથી અતિરિક્ત અનેક વ્યક્તિઓપર એનો એકકાલીન પ્રયોગ કરી પણ નથી શકાતો. એ જ કારણને લીધે ઈશ્વરની ઇચ્છાથી વિરુદ્ધ થઇને મેં રાજસ્થાનના રાજાઓપર એ શક્તિનો પ્રયોગ કર્યો નહિ અને રજીયાપર એનો પ્રયોગ તત્કાળ ચલાવ્યો. એમાં મારો આશય એટલો જ સમાયલો હતો કે, રજીયાનો કશો પણ અપકાર ન થાય, અને આ મન્દિર તથા ગાયોની હાનિ થતી અટકે. અસ્તુ; એ જટિલ અને ગહન યોગસન્દર્ભની રહસ્યમયી કથા વળી કોઈ બીજી વેળાએ હું તને કહી સંભળાવીશ. અત્યારે તો તને મારો એ જ ઉપદેશ છે કે, રજીયાના ભેદને તું કોઈ આગળ પણ પ્રકટ કરીશ નહિ અને કદાચિત્ કોઈ એવો જ પ્રસંગ આવી પડે, તો નિજ શક્તિ અનુસાર તેનાપર ઉપકાર જ કરજે." બ્રહ્માનંદે સવિસ્તર ઉત્તર આપ્યું.

હરિહરે એ આજ્ઞાને શિરસાવંદ્ય કરી. સ્વામી બ્રહ્માનંદ ઉઠીને ઊભો થયો અને મંદિરમાંથી નીકળીને એક દિશામાં ચાલ્યો ગયો. "આપ આ સમયે ક્યાં જાઓ છો?" ઇત્યાદિ પ્રશ્ન કરીને હરિહરે તેને રોકવાનો પ્રયત્ન ન કર્યો.

ઉષઃકાળનો સમય થઈ ચૂકયો હતો, એટલે હરિહર શર્મા પણ પ્રાતઃસંધ્યા આદિ પોતાનાં નિત્યકર્મોની તૈયારી કરવા લાગ્યો.

બુઢ્ઢા ફકીરે હરિહર શર્માને એક ડબ્બા સાથે જે ચિઠ્ઠી આપી હતી, તેમાં શું લખ્યું હતું, એ જાણવામાટે વાંચકો અવશ્ય આતુર થયેલા હોવા જ જોઇએ; એટલે તેમની તે આતુરતાને તૃપ્ત કરવામાટે અમે તે પત્ર અહીં જેમનું તેમ જ ઊતારી લઈએ છીએ;—

"પંડિત હરિહર શર્માની સેવામાં,

"વિ. વિ. જેને આપ વૃદ્ધ ફકીર જાણી બેઠા છો, તે ખરી રીતે તો આપની સુલ્તાના રઝીયા બેગમ જ છે. મેં કોઈ પણ રીતે-કે, જેને પ્રકટ કરવાની કશી પણ અગત્ય નથી... આપનાપર જુલમ થવાના સમાચાર મેળવ્યા હતા અને તેથી જ વૃદ્ધ ફકીરના વેશમાં ત્યાં આવીને મુસલમાનોના અત્યાચારમાંથી આપને બચાવ્યા હતા. આપના ધર્મ-મંદિરની રક્ષા કરવાનો મારો મુખ્ય હેતુ હતો. હું આપની સત્યતા અને મળતાવડા સ્વભાવથી એટલી બધી પ્રસન્ન થયેલી છું, કે જેનું વર્ણન કરવામાટે મારી ભાષામાં મને જોઇતા શબ્દો પણ મળી શકે તેમ નથી. આ લૌંડી આ હાર તમને ભેટ દાખલ આપે છે, તેનો સ્વીકાર કરીને મને ઉપકૃત કરશો જ, એવી મને દૃઢ આશા છે. વળી આપને એ પણ હું જણાવી દઉં છું કે, મારી સાથે બીજા જે બે નવજવાન ફકીર હતા, તે વાસ્તવિક મારી બે પ્યારી સાહેલીઓ સોસન અને ગુલ્શન જ હતી. પણ ખબર-દાર-ભૂલેચૂકે પણ કોઈ દિવસ રઝીયાનો પીછો પકડશો નહિ. કદાચિત્ મને કયાંય પણ આપ જુઓ, તો પણ જ્યાં સુધી મારી આપને મળવાની ઇચ્છા ન હોય ત્યાંસુધી, મારા સમક્ષ આવવાનું સાહસ કરશો જ નહિ. બિલ્કુલ અજાણ્યા જેવા જ બની બેસજો અને આ ભેદથી કોઇને પણ જાણીતો કરશો નહિ. જો આપ મારી એ પ્રાર્થનાનું યથાર્થ પાલન કરતા રહેશો, તો આ રઝીયા સદા તમારી સહાયકા રહ્યા કરશે અને આપનાપર કોઈ પણ પ્રકારની આપત્તિ આવવા દેશે નહિ. એથી વિરુદ્ધ વર્ત્તન કરવા જતાં શિક્ષાને પાત્ર થશો. એજ.

લા૦ આપની સહાયકા રઝીયા બેગમ."



## પ્રકરણ ૧૭ મું

### આગ ભડકી!

"કિયા, જિસ્કે જીમેં જો આયા બરાબર;
ન કાયમ રહી બાદશાહી કિસીકી!"

સફીર.

ઇ. સ. ૧૨૦૬ માં શહાબુદ્દીન ગોરીએ પોતાના ગુલામ કુતબુદ્દીન ઐબકને કે જેની સાથે શહાબુદ્દીનના ભત્રીજા મહમૂદ ગોરીની ન્હાની બહેન હમીદાનો વિવાહ-બંધ થયેલો હતો-દિલ્લીનો બાદશાહ બનાવ્યો; અને એ જ દિલ્લી અથવા આખા હિન્દુસ્તાનનો પ્રથમ ગુલામ બાદશાહ થયો. પરંતુ જયારે ચાર વર્ષ રાજ્ય કરીને (ઇ. સ. ૧૨૧૦ માં) તે ચોગાનની રમત રમતાં ઘોડાપરથી પડીને મરી ગયો, ત્યારે તેનો શાહજાદો આરામશાહ (ઇ. સ. ૧૨૧૦ માં) દિલ્લીનો બીજો ગુલામ બાદ-

શાહ થયો. પણ એ તો હજી પૂરું એક વર્ષ પણ રાજ્ય કરવા નહોતો પામ્યો, એટલામાં તો શમ્સુદ્દીન અલ્તિમશે–કે જે પ્રથમ કુતુબુદ્દીનનો એક ગુલામ હતો અને જેનો કુતુબુદ્દીનની પુત્રી કુસીદા સાથે શરીરસંબંધ થયેલો હતો, તેણે બિહારમાંથી આવીને આરામશાહને પદભ્રષ્ટ કરી નાખ્યો અને ગુપ્ત રીતે તેનો વધ કરાવીને (ઇ. સ. ૧૨૧૧ માં) દિલ્લીના તખ્તપર પોતાનો કબ્જો કરી લીધો. દિલ્લીના એ ત્રીજા બાદશાહ શમ્સુદ્દીન અલ્તિમશે મોટા દબદબાથી પચ્ચીસ છવ્વીસ વર્ષ પર્યંત નિષ્કંટક રાજ્યરૂપ ઉદ્યાનમાં વિહાર કર્યો અને ઘણાક બીજા દેશોને જિતીને દિલ્હીની રાજ્યસીમાને સારી રીતે વધારી દીધી. અંતે ઇ. સ. ૧૨૩૬ ના માર્ચ માસમાં જે સમયે મુલ્તાનમાં તેનો અંતકાળ થયો, ત્યારે તેના સમાચાર સાંભળીને તેનો સર્વથી મોટો શાહજાદો રુકનુદ્દીન ફીરોજશાહ દિલ્લીના તખ્તપર બેઠો. પરંતુ રાજ્યશકટ ચલાવવામાટે તે સર્વથા અયોગ્ય હતો, અને તેની માતા કુસીદા પણ એક ઘણી જ ક્રૂર સ્વભાવની સ્ત્રી હતી. એટલા માટે રજીયા–કે જે પોતાના પિતા સાથે જ વસતી હતી તે–મુલ્તાનથી એક મોટી ફોજ લઈને નીકળી, અને દિલ્લીમાં આવી પોતાના ભાઇને કેદ કરીને તાજ અને તખ્ત તેણે પોતાના કબ્જામાં કરી લીધાં. એ બધો વૃત્તાંત આપણે આ વાર્ત્તાના પ્રથમ પ્રકરણમાં જ વાંચી આવ્યા છીએ, માટે અહીં તેનો વિશેષ વિસ્તાર કરવાની આવશ્યકતા નથી. શમ્સુદ્દીન અલ્તિમશના મૃત્યુ સમયે (ઇ. સ. ૧૨૩૬ માં) તેનાં ચાર સન્તાનોની ઉમ્ર—કે, જે સન્તાનો તેની બેગમ કુસીદાની કુક્ષાથી ઉત્પન્ન થયાં હતાં—આ પ્રમાણે હતી:–રુકનુદ્દીન ફીરોજશાહ પચ્ચીસ વર્ષના વયનો હતો, મુઇજ્જુદ્દીન બહરામની અવસ્થા તેવીસ વર્ષની હતી, નાસિરુદ્દીન મહમૂદ એકવીસ વર્ષનું આયુષ્ય ભોગવી ચૂકયો હતો, અને રજીયા બેગમ ઓગણીસ વર્ષના પૂર્ણ યૌવનકાળમાં વિહરતી હતી. કુસીદા બેગમની અવસ્થા એ સમયે (ઈ. સ. ૧૨૩૬ માં) લગભગ બેંતાળીસ વર્ષની થયેલી હતી, છતાં પણ તે સૌંદર્યવતી અને શરીરે હૃષ્ટપુષ્ટ હોવાથી પૂર્ણ યુવતી જ હોયની! એવી જ દેખાતી હતી.

એક દિવસ બાગમાં પોતાના ભાઇઓને કેદ કરવાના વિષયમાં રજીયા બેગમે પોતાના વજીર ખુર્શીદખાન સાથે જે કેટલીક ગુપ્ત સંકેતાત્મક વાતચીત કરી હતી, તે પ્રસંગને વાંચકો ભૂલી તો નહિ જ ગયા હોય. તે સંકેત અનુસાર ભટિંડાના કિલ્લેદાર અલ્તુનિયાને રવાનો કરી દેવામાં આવ્યો, અને એક દિવસ રાત્રિના સમયે રજીયાએ પોતાના ભાઈ (દિલ્લીના ચોથા ગુલામ બાદશાહ) રુકનુદ્દીન ફીરોજને બેહોશ કરીને અલ્તુનિયા પાસે ભટિંડાના કિલ્લામાં કેદ કરી રાખવામાટે મોકલી દીધો; અને દિલ્લીમાં એવી અફવા ઉડાવી દીધી કે,–"રુકનુદ્દીન કોઇને કાંઈ પણ કહ્યા કારવ્યા વિના જ કોણ જાણે કયાં ચાલ્યો ગયો છે, તેનો પત્તો નથી." એની સાથે જ રજીયાએ મુઇજ્જુદ્દીન અને નાસિરુદ્દીનને પણ ઘણી જ સંભાળથી દિલ્લીના કિલ્લામાં જ કેદ કરી રાખ્યા અને પોતાની માતાને મહાલયમાં જ એક પ્રકારની નજર કેદમાં રાખી.

જો કે જાહેરમાં તો રજીયા પોતાની માતા તથા પોતાના ભાઇઓની ઘણી જ ખાતિરદારી કરતી હતી, અને તેની આજ્ઞા પ્રમાણે અલ્તુનિયા રુકનુદ્દીનની પણ ઘણી જ સંભાળ રાખતો હતો; છતાં પણ કુસીદાને એથી ઘણું જ માઠું લાગવાથી તે ગુપ્ત રીતે

જ તેને નષ્ટ ભ્રષ્ટ કરી નાખવામાટેના ષડ્યન્ત્રો રચવા લાગી. એક તો–કુસીદા સ્વભાવસિદ્ધ જ ઘણી ક્રૂર અને નિર્દય નારી હતી, અને એવામાં પોતાને અને પોતાના પુત્રોને રજીયાએ કેદ કરવાથી તે એકદમ આગ આગ થઈ ગઈ, અને પોતાની પુત્રીને રાખમાં રગદોળી નાખવા માટેના અંદર ને અંદર જ ગુપ્ત પ્રપંચો–બીજા શબ્દોમાં કહીએ તો અનેક પ્રકારનાં ગુપ્ત કારસ્થાનો રચવા લાગી. યદ્યપિ રજીયાએ તો રુકનુદીનના ગાયબ થઈ જવાની જૂઠી અફવા ચારે તરફ ફેલાવી દીધી હતી, પરંતુ કુસીદા પણ કાંઈ જેવી તેવી ચાલાક ઓરત નહોતી. તેણે તરત જ એ વાતની ખબર મેળવી લીધી કે, 'રુકનુદીનની સાથે રજીયાએ ખરી રીતે આવા પ્રકારનું વર્ત્તન કરેલું છે." છતાં પોતાને અનુકૂળ પ્રસંગના આવવાની વાટ જોતી તે ચુપચાપ બેસી રહી અને પોતાના પ્રપંચોના પાવકને ધીમે ધીમે પ્રજળાવવા લાગી.

ઇતિહાસોમાં લખેલું છે કે;–"શમ્સુદીન અલ્તિમશના મરણના સમાચાર સાંભળીને જ્યારે તેનો મોટો પુત્ર રુકનુદીન ફીરોજશાહ દિલ્લીના સિંહાસનપર બેસી ગયો, એટલે તે નિશ્ચિન્ત થઈ ગયો અને અયશઆરામમાં પડીને તેણે પોતાની જિન્દગીને વ્યર્થ બનાવી નાખી. તેની માતા કુસીદા પણ પોતાના પુત્રને તેના દુરાચારોનાં કાર્યમાં જોઇતી પુષ્ટિ અને સહાયતા આપ્યા કરતી હતી. એ સર્વ કાર્યોનું પરિણામ એ આવ્યું કે, રુકનુદીન દિનરાત રાંડો અને ભડવાઓની સોબતમાં જ પડી રહેવા લાગ્યો. નશાપાણી ઇત્યાદિ તેનાં આઠે પ્રહરનાં કર્ત્તવ્યકર્મ થઈ પડ્યાં અને રાજ્યની વ્યવસ્થાનું કાર્ય તેણે પોતાની માતાના વિશ્વાસપર છોડી દીધું. રાજ્યનો સર્વ કાર્યભાર અને અધિકાર પોતાના હાથમાં જ ટકી રહે, એ હેતુથી જ કુસીદા પોતાના પુત્રને દુરાચારોમાં જેમ બને તેમ વધારે જ ડૂબાવતી જતી હતી. કુસીદા અત્યંત નિર્દય નારી હતી, અને તે પોતાના માત્ર એકના એક જ વિશ્વાસપાત્ર વજીર બહરામખાનના વચન અને ઉપદેશ પ્રમાણે ચાલવા લાગી હતી. એનું ફળ એ પ્રાપ્ત થયું કે, ખજાનામાંનો પૈસો અયોગ્ય કાર્યોમાં લૂટાઈ જવા લાગ્યો અને માત્ર સાત મહિના જેટલા ટૂંકા સમયમાં જ રુકનુદીનને પદભ્રષ્ટ થવું પડ્યું."

બહરામખાન્ શમ્સુદીનનો એક પ્યારો ગુલામ હતો. તેને શમ્સુદીને જે સમયમાં ભણાવી ગણાવીને પોતાનો મુસાહિબ બનાવ્યો હતો. અને જે સમયમાં શમ્સુદીન અલ્તિમશ બિહારનો સૂબેદાર હતો, તે સમયમાં બહરામ એક અલ્પવયસ્ક બાળક જ હતો: પરંતુ જ્યારે શમ્સુદીને દિલ્લીના તખ્તપર પોતાનો કબજો કરી લીધો, તે વેળાએ બહરામને તેણે પોતાનો નાયબ વજીર બનાવ્યો હતો. જે કાળે મુલ્તાનમાં શમ્સુદીનનો સ્વર્ગવાસ થયો અને રુકનુદીન બાદશાહ બનીને દિલ્લીના સિંહાસનપર આરૂઢ થયો, તે વેળાએ કુસીદાએ બહરામને મુખ્ય વજીરની પદવીએ ચઢાવ્યો. કારણ કે, શમ્સુદીનનો વજીર ખુર્શીદખાન તેની સાથે મુલ્તાનમાં જ રહેતો હતો, અને તેથી દિલ્લીમાં વજીરનું કામકાજ બહરામખાન જ ચલાવતો હતો. પરન્તુ જે વેળાએ રજીયા બેગમ દિલ્લીની સુલ્તાના થઈ ત્યારે મુખ્ય વજીરના પદપર ખુર્શીદખાન જ કાયમ રહ્યો અને બહરામ પાછો પોતાની પુરાણી પદવી–નાયબ દીવાની–જ ચલાવવા લાગ્યો.

એ તો અમે ઉપર જણાવી ચૂકયા છીએ કે, રજીયા સિંહાસનારૂઢ થઈ, તે સમયે કુસીદા બેગમનું વય બેંતાળીસ વર્ષનું હતું. બહરામખાન તે સમયે ચાળીસ વર્ષના વયનો એક લઠ્ઠો પઠ્ઠો જવાન હતો. સંસારમાં તે એકલો એકાટ જ હતો, કારણ કે તેણે વિવાહ કર્યો નહોતો. લોકોના જાણવા પ્રમાણે જાહેરમાં તો તેની ચાલ ચલગત બહુ જ સારી કહેવાતી હતી; પછી અંદરનો ભેદ શો હતો, તે તો ઈશ્વર જાણે! કુસીદાની તેનાપર અત્યંત કૃપાદૃષ્ટિ હતી, પણ એ કૃપાનુ કારણ શું હતું, તે અમે કહી શકતા નથી; છતાં પણ એટલું કહેવામાં તો કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નથી કે, કુસીદાને જો બહરામ જેવો ધૂર્ત્ત અને રાજ્કારસ્થાનપટુ મનુષ્ય ન મળી ગયો હોત, તો કદાચિત્ એટલી બધી શીઘ્રતાથી રજીયાનો નાશ થવા ન પામત અને તેના ભાઈઓને પણ પોતાની બહેનના પંજામાંથી છૂટવાનો પ્રસંગ ભાગ્યે જ મળી શકત. બહરામખાન કેવા પ્રકારનો ધૂર્ત્ત નર હતો, એનો પરિચય વાચકોને તેની કુસીદા સાથે એક દિવસ થયેલી વાતચીતથી મળી શકે એમ છે. આપણે અત્યારે તે જ પ્રસંગનું અવલોકન કરવાના છીએ.

અર્ધ રાત્રિનો સમય થયેલો હતો. કુસીદા બેગમ એ સમયે એક ન્હાના પણ સજાવેલા ઓરડામાં અહીં તહીં ફરતી હતી. એ ઓરડાનાં દ્વાર અંદરથી બંધ હતાં. તે રહી રહીને કાન આપી કોઈના આવવાની વાટ જોઈ રહી હતી. એ ચોખૂણો ઓરડો તે એક બારાદરી હતી કે, જેની દરેક બાજૂએ ત્રણ ત્રણ દરવાજા જોવામાં આવતા હતા-તે સર્વ દ્વાર બંધ હતાં અને એ વેળાએ કુસીદા વિના ત્યાં બીજું કોઈ પણ હાજર હતું નહિ. ઘણીક વાર સૂધી તેણે એમ ફર્યા કીધું; અને વખત કેટલો વીત્યો, એનું પણ તેને ભાન રહ્યું નહિ. અંતે તેણે કોઈનાં પગલાંનો અવાજ સાંભળ્યો અને તરત જ એક દરવાજો ઊઘાડી નાખ્યો. દરવાજો ઊઘડતાં જ એક કદાવર, જોરાવર, દબદબાવાળો અને ખુબસૂરત જવાન કુસીદાની સામે આવી ઊભો રહ્યો. કુસીદાએ સ્મિત સહિત તેની સાથે હસ્તમેળાપ કર્યો અને તેને એક મખમલથી મઢેલી કુરસીપર બેસાડ્યો. તેની સામે એક બીજી કુરસીપર તે પોતે પણ બેસી ગઈ અને ધીમેથી તેને ઉદ્દેશીને કહેવા લાગી કે;—"અલ્લાહ રે! તમારી વાટ જોતાં જોતાં મારી તો આંખો પણ સૂજી આવી."

"હશે, તમારું એ કહેવું રાસ્ત છે. પણ કુસીદા! શું તમે એટલો પણ વિચાર કરી ન શક્યાં કે, હું જાણી જોઈને વિલંબ કરું, એવો માણસ નથી." તે જવાને જવાબ આપ્યો.

"પણ, બહરામ! શું તમે એ નથી જાણતા કે, અત્યારે હું કેવી આફતમાં મારી જિંદગીના દિવસો વીતાડી રહી છું? ખુદાની મેહરબાનીથી આ ઓરડો મારા નિવાસમાટે આપવામાં આવ્યો છે, તેથી હું આપની સાથે મળી પણ શકું છું; નહિ તો અત્યાર સૂધી જીવવું પણ અશક્ય થઈ ગયું હોત, અને અત્યારે તો હું કબ્રમાં જ પડી હોત!" કુસીદાએ પોતાના દુઃખનું દર્શન કરાવતાં કહ્યું.

વાંચક! જે બહારામ વિશે અમે ઊપર જણાવી આવ્યા છીએ, તે બહરામ એ જ છે. તેણે કુસીદાની એ વાત સાંભળીને જવાબ આપ્યો કે, "કુસીદા! હું તમને

અનેક વાર સમજાવી ચૂકયો છું કે, તમે આમ હમેશ ગમગીન રહ્યા ન કરો; પણ તમે મારા કહેવાને લેશ માત્ર પણ ધ્યાનમાં નથી લેતાં. ખુદાને યાદ કરો; જો પરવરદિગાર જ આપણો મદદગાર થશે, તો એક રજીયા તો શું, પણ એવી હજાર રજીયાઓપર પણ આપણે આસાનીથી ફતેહ મેળવી શકીશું !"

"બહરામ! તમે એમ ન ધારશો કે, હું તમારા કહેવાનો અમલ નથી કરતી; પરંતુ ચિંતા એક ઘણી જ વિચિત્ર વસ્તુ છે. જે સમયે રજીયાના અત્યાચાર અને પોતાના પુત્રોની દુર્દશાનો વિચાર મારા મનમાં આવે છે, તે સમયે મારો બુરો હાલ થઈ જાય છે; અને મનનું ધૈર્ય કોણ જાણે કયાંય હવામાં ઉડી જાય છે.!" કુસીદાએ નિરાશાનું કારણ દર્શાવ્યું.

"તમારો એકે એક શબ્દ જો કે ખરો છે, તો પણ બેગમ! ધૈર્ય અને શાંતિમાં એક એવો તો અદ્ભુત અને અલૌકિક ગુણ રહેલો છે કે, જેની સહાયતાથી એક સાધારણ મનુષ્ય પણ એવાં એવાં મહાભારત કાર્યો કરી શકે છે, કે જેમને જોઇને મોટા મોટા શૂરવીર પુરુષોના મનમાં પણ આશ્ચર્ય ઉત્પન્ન થયા વિના રહી નથી શકતું. એટલા માટે ચિંતા અને શોકને તો પોતાના મનમાં ભૂલે ચૂકે પણ સ્થાન આપવું જ નહિ." બહરામખાને ઉપદેશ આપ્યો.

"પણ આવી આપત્તિમાં કેટલોક કાળ વીતાડી શકાય વારુ?" કુસીદાએ પાછી એમ કહીને નિરાશા દર્શાવી.

વાચકોએ એ વાતને તો જાણી લીધેલી હોવી જ જોઇએ કે, શમ્સુદ્દીન અલ્તિતમશના જે ગુલામ (બહરામ)ના વિષયમાં અમે ઉપર લખી આવ્યા છીયે, તે ગુલામ (બહરામ) એ જ હતો. તેણે બેગમના સવાલના જવાબમાં જણાવ્યું કે;–"જ્યાંસુધી ખુદા આફતમાં નાખે, ત્યાંસુધી ઇન્સાનની એ જ ફર્જ છે કે, તે તેને ચુપચાપ સહન કર્યા કરે; કારણ કે, ખુદાની મરજી આગળ કોઇનો કાંઈ પણ ઇલાજ ચાલી શકતો જ નથી. પણ ખેર–એ વાતોને હવે જવા દ્યો , અને મેં જેનો એક આશ્ચર્યકારક રીતે પત્તો મેળવ્યો છે, તે વાતને ધ્યાનથી સાંભળો. એક વાત તો એ છે કે, તમારી નેકખસ્લત દુખ્તર રજીયાબેગમ પેલા ખુબસૂરત ગુલામપર દિલોજાનથી આશક થયેલી છે–એ ગુલામ તે જ છે કે, જેણે દંગલમાં પાડાને મારી નાખ્યો હતો અને કુશ્તી તથા તલ્વાર બાજીનો અનુપમ નમૂનો લોકોને બતાવી આપ્યો હતો."

"શું, આ વાત તમો સાચી કહો છો?" કુસીદા બેગમે ગભરાઇને વચમાં જ એચિંતો સવાલ કર્યો.

"આમ ઉસ્કેરાઈન જાઓ અને શાંતિથી છેવટ સુધીનું બધું દાસ્તાન સાંભળી લ્યો." બહરામે કાંઇક ગંભીરતાથી કહ્યું.

"બહરામ ! જો તમારી એ વાત ખરેખર સાચી જ હોય, તો તો જરૂર ખુદાએ મારાપર અને મારા દુઃખી પુત્રોપર રહમની નજર કરી છે, એમ જ કહી શકાય. હવે મારા મનમાં એવો વિશ્વાસ બેસવા માંડ્યો છે કે, રજીયાનો ચમકતો સિતારો ઘણો જ જલદી ગર્દિશના દરિયામાં ડૂબી જવો જોઇએ!" કુસીદાએ ઉદ્ગાર કાઢયો.

"એમ થવામાં કોઈ પણ જાતનો શક નથી. કારણ કે રજીયાએ તે દિવસે હિન્દુઓના એક બુતખાના (મંદિર) અને ગાયોને બચાવવામાટે જે કેટલાક મુસલમાનોને કયદખાનામાં મોકલી દીધા હતા, એ તેની હરકતને લીધે ઘણાખરા મુસલમાનોનાં મન તેનાથી વિરુદ્ધ થઈ ગયાં છે ને તેઓ રજીયાને એક કાફિર સમજવા લાગ્યા છે. એ ઉપરાંત જ્યારે એ વાત પણ લોકોના જાણવામાં આવશે કે, તેણે પોતાની અશ્વશાળાના એક અધિકારીને-કે જે, પ્રથમ એક અદના ગુલામ હતો-કેવા ભાવથી 'અમીર-ઉલ્-ઉમરા'ની પદવીથી વિભૂષિત કર્યો છે, તે વેળાએ તત્કાળ બળવાની આગ ભડકી ઉઠશે અને તે કૂતરાના મોતે મરાઈ જશે!"

"યા ખુદા! શું તે ગુલામને 'અમીર-ઉલ્-ઉમરા'ના પદથી વિભૂષિત કરવામાં આવ્યો છે કે! અફસોસ, હું અત્યારે એવી અવદશામાં આવી પડી છું કે, મને કોઈ પણ જાણવા જેવી બાબતની ખબર જ નથી મળી શકતી!" કુસીદાએ એમ કહીને પોતાનો શોક દર્શાવ્યો.

"ખેર-સાંભળો-એ તો હું તમને કહી જ ચૂકયો છું કે, મેં એક આશ્ચર્યકારક રીતે અલ્તૂનિયા સાથે દોસ્તી કરી લીધી છે, અને તમારો મોટો શાહજાદો ભટિંડાના કિલ્લામાં કેદ છે, એનો પણ મેં પૂરે પૂરો પત્તો મેળવી લીધો છે." બહરામે ખુશ ખબર સંભળાવતાં કહ્યું.

"હા-એ વાત તો તમે સંભળાવી ચૂકયા છો, અને બીજી એ વાત પણ મેં તમારા મુખથી જ સાંભળી હતી કે, બીજા બે ન્હાના શાહજાદાઓ પણ અહીં જ કેદ છે." કુસીદા બોલી.

"અને તમે પોતે પણ એવાં કેદી છો કે, તમને આ ઓરડામાંથી બહાર જવાની રજા નથી." બહરામે મીઠું છાંટયું.

"એ વાત તો છે જ; પણ બહરામ! રજીયાને સ્વપ્નમાં પણ જો આ તિલસ્મી ઓરડાના ભેદનો સંશય આવ્યો હોત, તો કોઈ કાળે પણ મારી ઇચ્છા પ્રમાણે તે આ ઓરડામાં મને રહેવા દેત નહિ." કુસીદાએ ભયને પ્રદર્શિત કર્યું.

"માત્ર આ ઓરડો જ નહિ, પણ અહીં બીજાં પણ એવાં કેટલાંક મકાનો છે, કે જેમની હજી તમને પણ કશી ખબર નહિ હોય! પણ ખેર-હા-સાંભળો-રજીયા તો જાણે તે ગુલામ યાકૂબપર આશક થયેલી છે; પરન્તુ તે ગુલામ રજીયાને જરા પણ ચાહતો નથી." બહરામે વળી એક નવી વાત કહી સંભળાવી.

"શું ખરેખર એમ બની શકે ખરું?" કુસીદાએ આશ્ચર્યથી પૂછ્યું.

"તમારા દિલની ખાત્રી કરાવવામાટે એનો તમાશો હું તમને હમણાં જ બતાવીશ." એમ કહીને બહરામ પોતાની બેઠકપરથી ઉઠયો અને એક બાજૂના એક દરવાજાને ખોલીને કુસીદાને અંદરના ભાગમાં લઈ ગયો. જ્યાં તે કુસીદાને લઈ ગયો હતો, તે એક ન્હાની ઓરડી હતી. ત્યાં જઇને બહરામે તે કોટડીની દીવાલમાંથી એક જડેલી તખ્તીને દૂર હટાવી દીધી, એટલે એક કૃષ્ણ દર્પણ દીવાલમાં જડેલું જોવામાં આવ્યું. તે દર્પણમાંથી-કે જે વાસ્તવિક રીતે રજીયાના શયનગૃહની ભીંતમાં જ જડેલું હતું-તેઓ-કુસીદા અને બહરામ-સુલ્તાના રજીયાની ખાબગાહનો તમાશો જોવા લાગ્યાં.

"એ વેળાએ રજીયા બેગમ અશક્ત અને નિરુપાય થઇને યાકૂબને પોતાના કાબૂમાં લાવવામાટેની જાળ પાથરવામાં લીન થયેલી હતી. પરંતુ તે નમકહલાલ મર્દ યાકૂબ તેની સ્હામો અદબથી સર ઝુકાવીને તેને યોગ્ય ઉપદેશ આપતો જતો હતો. સારાંશ કે, તે દિવસે રજીયા અને યાકૂબનું જે કાંઇ પણ પરસ્પર સંભાષણ થયું, તેનો ઘણો ખરો ભાગ કુસીદા અને બહરામના સાંભળવામાં આવી ગયો. પરંતુ એ મુલાકાત કે જેનું વર્ણન આપણે કરી આવ્યા છીએ, તે પ્રથમ વારની નહોતી, કિંતુ રજીયા કાળના પંજામાંથી બચી જવા પછીની બીજી વારની હતી.

કુસીદા, એ દેખાવને જોઇને દંગ જ થઈ ગઈ-તે પાછી કહેવા લાગી કે "બહરામ! તમે ઇન્સાન છો કે ફિરિશ્તા છો? એ વાત તો આજે જ મારા જાણવામાં આવી કે, આ બારાદરીમાંથી રજીયાનું શયનમંદિર પણ જોવામાં આવી શકે છે; અત્યંત આશ્ચર્ય!"

"માત્ર જોવામાં આવી શકે છે, એટલું જ નહિ; પણ જો તમારી ઇચ્છા હોય, તો આ બારાદરીમાંથી જ તમે તેના શયનમંદિરમાં પ્રવેશ પણ કરી શકો એમ છે. અહીંના જેટલા ભેદો તમારા જન્નતનશીન શૌહરે મને બતાવ્યા છે, એટલા તમને, શાહજાદાઓને કે રજીયા બેગમને પણ દેખાડ્યા હશે કે નહિ, એનો મારા મનમાં સંશય જ છે." બહરામે એક પ્રકારનું અભિમાન વ્યક્ત કરતાં કહ્યું.

"તમે તેમના પ્યારા પણ એટલા જ હતા!" કુસીદાએ કાંઇક તાનો મારવાના ભાવથી એ વાક્ય ઉચ્ચાર્યું.

એનું બહરામે હસીને ઉત્તર આપ્યું કે, "જેમ આપ કહો તેમ. પણ સાંભળો, હવે એ તો સારી રીતે તમારા જાણવામાં આવી ગયું, કે રજીયા જેને દિલોજાનથી ચાહે છે, તે રજીયાને લેશ માત્ર પણ ચાહતો નથી."

"હા, એ વાતનો હવે હું પણ સ્વીકાર કરું છું. પણ તે રજીયાથી આટલી બધી નફરત શામાટે કરતો હશે વારુ?" કુસીદાએ કહ્યું.

"એટલા માટે જ કે, તે પોતાનું દિલ રજીયાની સાહેલી સોસનને આપી ચૂક્યો છે અને સોસને પણ એના પર પોતાનાં દિલોજાન કુરબાન કરી દીધાં છે. વળી એ ગુલામ યાકૂબના શાગિર્દ ઐયૂબના પ્રેમજાળમાં રજીયાની લૌંડી જોહરા સપડાયલી છે. પરંતુ ઐયૂબ પોતે તો રજીયાની બીજી સહેલી ગુલશનપર નિસાર થયેલો છે, તેમ જ ગુલશનનો પણ તેના પર પ્યાર થયેલો છે. ખરેખર એ એક આશ્ચર્યકારક ઘટના જ કહી શકાય કે, એક એક માશૂકના બબ્બે આશકો થાય! વળી એમનામાં એવી તો ખેંચતાણ ચાલી રહી છે કે, ખુદા જ ખેર કરે! પરિણામની કલ્પના થવી અશક્ય છે." બહરામે આશ્ચર્યના ઉદ્ગારો કાઢતાં કહ્યું.

"બહકે, એમ જ કહોને કે, ખુદા એ કમ્બખ્તોને ગારત કરે! પરંતુ એ તો જણાવો કે, આ બધી બીના તમે કેમ કરીને જાણી શકયા અને આ ગુપ્ત ભેદ કેવી રીતે તમારા જોવામાં આવી શકયો?" કુસીદાએ આતુરતાથી પ્રશ્ન કર્યો.

"સાંભળો, એક દિવસ બાગમાં છૂપાઇને મેં સોસન અને ગુલશનની વાતચીત સાંભળી હતી, કે જે તેમણે પોતપોતાના માશૂકો સાથે કરેલી હતી. એ જ પ્રસંગે મેં ઐયૂબ અને જોહરાનું સંભાષણ પણ સાંભળ્યું હતું. મેં તે દિવસના દંગલના પ્રસંગે

રજીયા, તેની બે સહેલીઓ અને જોહરાની આંખોમાંથી પારખી લીધું હતું કે, કોની આંખોમાં કોની મૂર્તિ સમાયલી છે. એટલા માટે જ એક દિવસ બાગમાં છૂપાઇને મેં એ બનાવનું અવલોકન કર્યું કે, જેના વિશે મેં હમણા જ તમને જણાવ્યું. વળી બીજી વાર, એક દિવસ જોહરા યાકૂબને રજીયાના શયનગૃહમાં લઈ આવી હતી, તે વાત પણ મારાથી છૂપી રહી ન શકી–તે દિવસે પણ એક બીજે રસ્તે રજીયાના શયનમંદિરની પાસેના જ એક બીજા ઓરડામાં પહોંચીને મેં એ બધી વાત જાણી લીધી હતી. ત્યાર પછી યાકૂબના જવા પહેલાં જ હું મારા સ્થાનેથી ચાલતો થયો અને એક કાગળ લખી યાકૂબના રહેવાના ઓરડામાં નાખીને મારે ઘેર ચાલ્યો ગયો. એ પછી જ્યારે યાકૂબ અમીરઉલ્‌ઉમરાની પદવીથી વિભૂષિત થયો, ત્યારે મેં જોત જોતાંમાં તેની સાથે દોસ્તી કરી લીધી, અને તેના શાગિર્દ ઐયૂબને, પણ કે જે હાલમાં કુતુબખાનાનો મુન્શી થયેલો છે, પોતાનો દિલોજાન દોસ્ત બનાવી લીધો.

"એ ઐયૂબને પોતાના કાબૂમાં ન આવતો જોઇને જોહરા ઘણી જ દુઃખી રહ્યા કરતી હતી, એટલે તેને કોઈ પણ પ્રકારે ઐયૂબ સાથે મેળવી શાદીનો બંદોબસ્ત કરી આપવાની લાલચ આપીને સર્વ રીતે મેં મારા કાબૂમાં કરી લીધી છે. એ ઉપરાંત સોસન અને ગુલશન સાથે પણ મેં સારો સંબંધ જોડી લીધો છે અને એ બન્નેને પણ મેં એ વાતનો વિશ્વાસ આપી દીધો છે કે, 'બનતાં સુધી સત્વર જ યાકૂબ અને ઐયૂબ સાથે તમારો વિવાહસંબંધ કરાવી આપીશ. સારાંશ કે, દુનિયાના દરિયામાં મેં સ્વાર્થના જાળનો ચારે તરફ એક સરખી રીતે વિસ્તાર કરી દીધો છે. હવે આપણે જોવાનું છે કે, ખુદાની મેહરબાની અને તમારું કિસ્મત શો રંગ દેખડાવે છે તે!" બહરામે સઘળો વૃત્તાંત સવિસ્તર કહી સંભળાવ્યો.

કુસીદા એ વાત સાંભળીને અજાયબીના દરિયામાં ગર્ક થઇ ગઈ અને કહેવા લાગી કે, "દોસ્ત બહરામ! તમે તો આજે ખરેખર એક અદ્‌ભુત કથા જ સંભળાવી. ખરેખર તમારા જેવા તો તમે એક જ મર્દ છો, એમ જ કહી શકાય! પણ શું એ બધાંએ તમારામાં વિશ્વાસ રાખેલો છે?"

"પોતાના સ્વાર્થના અંગે ઝખ મારીને તેઓ વિશ્વાસ રાખવાનાં જ; કારણ કે, જેમને પણ મેં મારી મુલાકાતનો લાભ આપ્યો છે, તે મારા ખરા રૂપમાં નહિ, કિંતુ એક બીજા જ સ્વરૂપમાં કે જેનો વૃત્તાંત હું વળી બીજી કોઈ વેળાએ તમને કહી સંભળાવીશ.'' બહરામખાને વળી એક નવી વાત કહી.

ધારવા પ્રમાણે એ વાક્યોએ કુસીદાના મનમાં ઉત્કંઠા ઉત્પન્ન કરી અને તેણે જ્યારે એ ભેદને જાણવામાટેનો અતિશય આગ્રહ કર્યો, ત્યારે બહરામે નિરુપાય થઇને તેને તે ભેદ બતાવી આપ્યો. તે સાંભળીને કુસીદા હેરાન થઈ ગઈ અને બહરામ પાછો કહેવા લાગ્યો કે, "હવે તમે જ વિચાર કરો કે, જો એવા રંગથી જ હું તે બધાંના મનના ભેદોને વ્યક્ત કરતો રહું, તો તેઓ હું જે જાણવા માગું, તે પોતાના મનની વાતો મને કેમ ન જણાવે વારુ? જો કોઈ દિવસે જોહરાની સહાયતાથી રજીયા પણ મારા કારસ્થાનના જાળમાં ફસાઈ જાય, તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું તો નથી જ. જો રજીયા એકવાર મારા કાબૂમાં આવી જાય, તો તો પછી પોબારા જ થાય તો!"

"અરે શયતાન! તું તો કોઈ જબરો ફિતૂરી હોય, એમ જણાય છે ને શું!" કુસીદાએ ટીખળ કરતાં કહ્યું.

"જી હા-હુજૂર! મને હવે જલ્દી જ જલ્લાદને હવાલે કરી દેવો જોઇએ!" બહરામે પણ તેવું જ વિનોદાત્મક ઉત્તર આપ્યું

"તોબા! તોબા!! તું તો કોઈ અજીબ ઇન્સાન છો!" કુસીદા બોલી. એના જવાબમાં હસીને બહરામ કહેવા લાગ્યો કે; "પણ કુસીદા! જો તમે વળી એક દિવસ થયેલા ખાસ વિનોદની વાર્ત્તા સાંભળશો, તો તો હસવાં હસતાં તમારાં કાળજાં જ બહાર નીકળી પડશે."

"ખુદાને વાસ્તે એ વાત પણ જલ્દી કહી નાખો; કારણ કે, વાણું વાવામાં હવે વધારે વિલંબ રહ્યો નથી." કુસીદાએ સ્ત્રીસ્વભાવ પ્રમાણેની આતુરતા દર્શાવતાં કહ્યું.

"એક દિવસ મારા મનમાં એવો વિચાર આવ્યો કે, જરા રજીયાના ઇશ્કની પરીક્ષા તો લઉં કે, યાકૂબને તે કેવાક પ્યારથી ચાહે છે. એવી ભાવના કરી એક રાત્રે હું તેને સૂતેલીને જ તેના શયનગૃહની પાસેના જ એક તિલસ્મી ઓરડામાં ઉઠાવી ગયો. તમારી બારાદરીમાંથી પણ એ ઓરડામાં પહોંચવાનો એક રસ્તો ગયેલો છે."

એમ કહીને રજીયા અને નકાબપોશવાળો જે બનાવ અમે આગળ વર્ણવી આવ્યા છીએ, તે સઘળો વૃત્તાંત બહરામે કુસીદાને કહી સંભળાવ્યો. વાચકોએ અહીં જાણવું જોઇએ કે, નકાબપોશ, તે એ બહરામ પોતે જ હતો અને એણે જ હાથમાં છરો લઇને રજીયાની છાતીપર ચઢી બેસવાની હિંમત કરી હતી. એ વૃત્તાંત સાંભળતાં જ કુસીદાની આંખો કોપથી લાલચોળ થઈ ગઈ અને તે ઉછળીને કહેવા લાગી કે, "કેમ જનાબ! આપ પણ રજીયાના એક આશક છો કે શું? અફસોસ કે, આપની શાદી તે દિવસે થઈ ન શકી!!"

"વાહરે તમારી અર્થ ઉડાવવાની ચાલાકી! મેં તો માત્ર તે યાકૂબને રજીયા કેવાક પ્યારથી ચાહે છે, તે જાણવામાટે જ તેની સાથે એક પ્રકારનો વિનોદ કર્યો હતો. ખરી વાત તો એ હતી કે, હું તેને મારી નાખવાનો પણ નહોતો અને તેની સાથે શાદી પણ કરવાનો નહોતો. પણ અફસોસ! એક બીજા અજ્ઞાત પુરુષના ત્યાં એકાએક આવી લાગવાથી મારાથી કશું પણ કરી શકાયું નહિ. હું તે નવીન આવનાર પુરુષને ઓળખી શકયો નહિ અને તેના આવતાં જ ઓળખાઈ જવાના ભયથી તત્કાળ હું ત્યાંથી ન્હાસી છૂટયો" બહરામે ખુલાસો કરતાં જણાવ્યું.

"તમે તો કહેતા'તા ને કે, એ તિલસ્મી ઓરડાનો ભેદ માત્ર તમારા વિના બીજા કોઇના પણ જાણવામાં નથી, ત્યારે એ વેળાએ બીજો કોઈ પુરુષ ત્યાં કેમ કરીને આવી શકયો?" કુસીદાએ યોગ્ય શંકા કાઢી.

"એનું મારા મનમાં પણ વારંવાર આશ્ચર્ય થયા કરે છે કે, એ ભેદને જાણવાવાળો એવો તે એ કયો પુરુષ હશે અને બરાબર અણીના વખતે રજીયાની મદદમાટે ત્યાં કેમ કરીને આવી લાગ્યો હશે!" બહરામે પણ તેવું જ આશ્ચર્ય બતાવતાં કહ્યું.

અંતે એ વાતચીતને બીજા દિવસપર મુલતવી રાખીને બહરામ ત્યાંથી વિદાય થયો અને કુસીદાએ પલંગપર શયન કરીને નિદ્રાનો આસ્વાદ લેવા માંડ્યો. એટલામાં પ્રાતઃકાલનો સમય થઈ ગયો.

---

## પ્રકરણ ૧૮ મું

## પ્રેમ કે પાવક?

" દૂર તુઝકો .ખુદા બચા લેવે,
ઇશ્કમેં કિસકી આબરૂ ન ગઈ!" નૂર.

પ્રસ્તુત નવલકથાના ચૌદમા પ્રકરણના અન્તમાં આપણે એ તો જાણી જ આવ્યા છીએ કે, તે નકાબપોશ રજીયાને તે જ પલંગપર પટકી પાડીને છરો તાણી તેની છાતીપર ચઢી બેઠો હતો; પરન્તુ 'રામ રાખે તેને કોણ ચાખે'? તે બેગમને મારી નાખવાની તૈયારીમાં જ હતો, એટલામાં તે શયનમંદિરનો એક દરવાજો બળસહિત અચાનક ઉઘડી ગયો અને એક પુરુષ પોતાના હાથમાં નાગી તલવાર લઇને તે ઓરડામાં દાખલ થયો.

ગત પ્રકરણના વાંચનથી વાંચકો એ તો જાણી જ ચૂકયા છે, કે, રજીયાને મારી નાખવાના પ્રયત્નમાં પ્રવૃત્ત થયેલો એ નકાબપોશ તે બીજો કોઈ નહિ, પણ કુસીદાનો સદા સહાયક બહરામખાન જ હતો. તેમ જ રજીયાની સહાયતા કરવામાટે નાગી તલ્વાર લઇને આવી પહોંચેલો એ બીજો પુરુષ પણ આપણો પૂર્ણપરિચિત સ્વામી બ્રહ્માનન્દ જ હતો. એ વેળાએ સ્વામીએ મુસલ્માન ફકીરનો વેશ ધારણ કરેલો હતો: એને જોતાં જ બહરામખાન ગભરાઇને ત્યાંથી પલાયન કરી ગયો. રજીયા જ્યારે શુદ્ધિમાં આવી, ત્યારે જેની પ્રથમ પણ બે વાર પોતે મુલાકાત કરી ચૂકી હતી, તે મુસલ્માન ફકીરને તેણે પોતા સ્હામો ઉભેલો ઓળખી લીધો. એ ક્ષણે એ ફકીરનું એકાએક આવવું અને તેથી રજીયાના પ્રાણનું રક્ષણ થવું, એ એવો એક મહાન્ આશ્ચર્યકારક બનાવ બની ગયો કે, જેણે રજીયાના મનમાં એક પ્રકારનું અદ્વિતીય પરિણામ ઉપજાવ્યું. તે આપણા એ અત્યંત આદરણીય મહાત્મા બ્રહ્માનન્દજીનાં ચરણોમાં પડી ગઈ. પરંતુ સ્વામીએ માન-સહિત તેને ઉઠાડીને પાછી પલંગપર બેસાડી દીધી અને પોતે તેની સ્હામા ઊભા રહીને કહ્યું કે, " રજીયા! આજે તું ખુદાનો મોટો ઉપકાર માન કે, તેણે તને આવી રીતે અચાનક મોતના ભયંકર પંજામાંથી બચાવી લીધી!"

"ખુદાનો ઉપકાર માનવા પહેલાં તો હું આપનો જ ઉપકાર માનીશ, કે જેણે અચાનક આવીને આ નાચીજ બંદીનો જીવ બચાવી લીધો છે!" રજીયાએ પૂર્ણ કૃત-જ્ઞતાદર્શક વચનો ઉચ્ચાર્યાં.

"નહિ; તારી એ ધારણા ભૂલ ભરેલી છે. તે પાક પરવરદિગાર વિના બીજા કોઇ-નામાં પણ એવી શક્તિ નથી કે, જે કોઇના પણ પ્રાણને બચાવી શકે. માટે ખરી રીતે તો તેનો જ ઉપકાર માનવો જોઇએ." બ્રહ્માનંદે કહ્યું.

એ ઉપદેશ સાંભળીને રજીયાએ પોતાના ઈશ્વરને માનસિક પ્રણામ કર્યા અને ત્યાર પછી તે બ્રહ્માનંદને પ્રણામ કરીને કહેવા લાગી કે, "પીરસાહબ! દુનિયામાં એવી તો કોઈ પણ ચીજ નથી કે, જે આપથી છૂપી રહી શકે. માટે મને કૃપા કરીને જણા-વશો કે, અત્યારે જે બદમાશ માણસ મારો જીવ લેવાને તૈયાર થયો હતો, તે કોણ હતો?"

"રજીયા ! ખુદાના ભેદભરેલાં કામોમાં માથું મારવું, એ સરાસર ગુનાહ જ છે. કારણ કે, જ્યારે તેણે ઇન્સાનને અક્કલ આપેલી છે, ત્યારે તેણે બીજાની મોહતાજી શા-માટે કરવી જોઇએ ? મનુષ્યને તો, તે પોતાના નફા નુકસાનનો વિચાર કરીને જ દુનિ-યાનાં કામોને કરવા માંડે, એ જ યોગ્ય છે." બ્રહ્માનંદે ભેદભરિત ઉત્તર આપ્યું.

"આપનો એ ઉપદેશ જો કે સર્વ રીતે ખરો જ છે; પણ જે ઇન્સાનને ખુદાએ એટલી બધી બુદ્ધિ ન આપી હોય, તે જો બીજાનો મોહતાજ થાય, તો તેમાં શી બુરાઈ છે ?" રજીયાએ કહ્યું.

"પરંતુ જે શખ્સ એવી બુદ્ધિથી હીન હોય, તે કોઈ કાળે પણ રાજ્ય ચલાવવાને યોગ્ય કહી શકાય ખરો કે ?" બ્રહ્માનન્દે સ્હામો પ્રશ્ન કર્યો.

"આપની એ વાત પણ ખરી છે; પરંતુ બાદશાહ ગમે તેટલો અને ગમે તેવો બુદ્ધિ-માન્ હોય, તો પણ તેને વજીર વિના તો ચાલી શકે એમ નથી જ. કારણ કે, વજીરની બુદ્ધિ વિના માત્ર પોતાની જ બુદ્ધિથી ગમે તેવો દાના બાદશાહ પણ પોતાની સલ્ત-નતને કાયમ રાખી નથી શકતો." રજીયાએ પાછું પોતાનું મત રજૂ કરતાં કહ્યું.

"એ તારો વિચાર સર્વથા સત્ય અને યોગ્ય જ છે અને એટલા માટે જ મારો તને એ ઉપદેશ છે કે, આ કાર્યમાં તું સારા વજીરોની સહાયતા લે. કારણ કે, હું તારો વજીર નથી અર્થાત્ એથી તને હવે બીજી વધારે સહાયતા કરવી, એ કર્તવ્ય મારું નથી" બ્રહ્માનન્દે કહ્યું.

"સદ્ભાગ્યના યોગે જેને આપના જેવા વજીરની પ્રાપ્તિ થાય, તે ભાગ્યશાળી બાદશાહ આખી દુનિયામાં પોતાની હુકૂમત ચલાવવાને પણ શક્તિમાન્ થાય છે. શાહ સાહબ ! જો આપને કોઈ પણ પ્રકારનો વાંધો ન હોય, તો અત્યારે જ આપને હું મારા વજીરે આજમની પદવીથી વિભૂષિત કરવાને તૈયાર છું." રજીયાએ પ્રાર્થના કરી.

"રજીયા ! તું આવી સમઝદાર છતાં અત્યારે તેં આ એક મૂર્ખતાને દર્શાવનારો જ વિચાર વ્યક્ત કર્યો છે, એમ જ કહી શકાય. જે મનુષ્ય દિનરાત ખુદાની યાદમાં જ નિમગ્ન રહેતો હોય, તે દુનિયાનાં કામો કેવી રીતે કરી શકે વારુ ?" બ્રહ્માનન્દે પોતાની અનિચ્છા દર્શાવતાં કહ્યું.

"ખૈર, મારા અપરાધની ક્ષમા કરો, અને જે નાપાક મારો જીવ લેવા આવ્યો હતો, તેનો મને દયા કરીને પત્તો બતાવો." રજીયાએ પોતાની ભૂલને સ્વીકારીને કહ્યું.

"હું એ ખૂનીનો પત્તો તને બતાવીશ ખરો, પણ એક શર્ત્તથી." બ્રહ્માનન્દે ગંભીરતાના ભાવથી કહ્યું.

"એ શી શર્ત્ત છે ? અને વળી મારી સાથે શર્ત્તનો સવાલ જ શો છે ? હું તો આપની આજ્ઞાંકિત દાસી છું; માટે આપ જે પણ આજ્ઞા કરો, તે મારે માનવી જ જોઇએ !" રજીયાએ નમ્રતા દર્શાવીને કહ્યું.

"પણ રજીયા ! જો તું મારી આજ્ઞા પ્રમાણે ન વર્ત્તી તો ?" પાછો બ્રહ્માનન્દે સંશય બતાવ્યો.

"દાસી આજ્ઞા પ્રમાણે ન વર્તે એ બને જ કેમ ?" રજીયાએ કહ્યું.

"એ વાત એવી જ છે કે, કદાચિત્ તું માન્ય નહિ જ કરી શકે." બ્રહ્માનન્દે પુનઃ પોતાના વિચારની દૃઢતા વ્યક્ત કરતાં કહ્યું.

"ખેર કહો તો ખરા." રજીયા બોલી.

"વારુ–સાંભળ ત્યારે–જો તું દેહલીના તખ્તપર પોતાને કાયમ રાખીને બાદશાહીનો ઉપભોગ કરવા ઇચ્છતી હોય, તો પ્રેમનો કોઈ કાળે પણ સંગ કરીશ જ નહિ અને યાકૂબ સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખીશ. તેને પોતાની ગુલામીમાંથી મુક્ત કરીને અહીંથી જેમ બને તેમ ઉતાવળે રવાનો કરી દેવામાં જ તારી ભલાઈ સમાયલી છે." બ્રહ્માનંદે કહ્યું.

રજીયામાટે એ એક એવો ભયંકર ઉપદેશ હતો, કે, જેને સાંભળતાં જ તે દિગ્મૂઢવત્ બની ગઈ અને ઘણીવાર સુધી નીચું મોઢું કરીને ભૂમિને ભાળતી રહી. મહર્ષિ બ્રહ્માનંદ તેની એ અવસ્થાના મર્મને સારી રીતે જાણી ગયો અને તેથી પાછો તે કહેવા લાગ્યો કે, "હું તને એક સપ્તાહની મુદ્દત આપું છું. એટલા વખતમાં તારે એ બાબતનો જે કાંઈ પણ વિચાર કરવો હોય, તે કરી લેવાનો છે. એ વિચાર કરવા પછી તું મને જેવું ઉત્તર આપીશ, તે પ્રમાણે જ હું પણ તારા સવાલોના જવાબ આપીશ." એટલું કહીને તે ચાલ્યો ગયો.

બ્રહ્માનન્દના ચાલ્યા જવા પછી રજીયા બેગમ પણ એ ઓરડામાંથી બહાર નીકળી અને ઘણીક શોધ ખોળ કરવા પછી ત્યાંના ભેદોથી કાંઇક જાણીતી થઇને પાછી તે પોતાના શયનગૃહમાં આવી. એ સમયે દિવસ લગભગ એક પ્રહર જેટલો વ્યતીત થઈ ચૂક્યો હતો અને શયનગૃહમાં સોસન તથા ગુલ્શન ઉપરાંત જોહરા પણ એ વેળાએ હાજર હતી. બેગમને આવતી જોતાં જ સર્વેએ તેને પ્રણામ કર્યા અને તેઓ તેના આખી રાત ગેરહાજર રહેવાના સંબંધમાં સવાલ પર સવાલ કરવા લાગી, પરન્તુ બેગમે સર્વને ચુપ રહેવાનો ઇશારો કરી દીધો અને પોતે પલંગપર પડી ગઈ.

---

## પ્રકરણ ૧૯ મું

## અગ્નિમાં ઘૃત !

"અયરો દુનિયા ન કભી રંજસે ખાલી દેખા;
જયસે ગુલ્શનમેં ન ગુલસે હય કભી ખાર જુદા."

રાહત

વાંચકોને એ વાતનું સ્મરણ તો હશે જ કે, બેગમનો ઇશારો–હુકમ–થતાં જ તેની લાડકી બાંદી જોહરા ઐયૂબને શોધવામાટે ગઈ હતી. બેગમે તેને ઐયૂબને પકડી લાવવાની જે આજ્ઞા કરી હતી, તેનું મૂળ કારણ એ હતું કે, જોહરાએ રજીયા આગળ એવી ચુગલી ખાધી હતી કે, "આજે મેં બી ગુલ્શનને ઐયૂબ સાથે પ્રેમ કરતી જોઈ હતી, અને તેથી મારા છેડવાથી શર્માઇને ગુલ્શન તો અહીં નાસી આવી છે, પરન્તુ એના ઇશ્કમાં ડૂબી ગયેલો ઐયૂબ તો હજી પણ બાગમાં જ એક સ્થળે પડેલો છે, માટે જો હુજૂરની આજ્ઞા હોય, તો તેને ગિરફતાર કરીને આ લૌંડી હુજૂરની રૂબરૂમાં લાવી હાજર કરે !" ઇત્યાદિ.

બસ, એ વાત સાંભળીને જ રજીયાના તનમનમાં એ વેળાએ ભયંકર અગ્નિની જ્વાળા પ્રદીપ્ત થઈ ગઈ હતી અને તેની આજ્ઞા લઇને જોહરા ઐયૂબને શોધવાને

ગએલી હતી. પરંતુ ઐયૂબ પાસે જઇને જોહરાએ શું કર્યું અને ઐયૂબે તેને કેવું ઇનામ આપ્યું હતું, એ તો સારી રીતે વાંચકોના સ્મરણમાં હોવું જ જોઇએ.

બેગમ આગળ ચુગલી ખાતી વખતે લુચ્ચી જોહરાએ એ તો જણાવ્યું જ નહોતું કે, "ફલાણા ઠેકાણે જ ઐયૂબ અત્યાર સુધી બેઠેલો છે."

એ જ કારણથી જ્યારે જોહરાના આવવામાં ઘણો જ વિલંબ થયો, ત્યારે બેગમે બીજી લૌંડીને તેનો શોધ કરવામાટે અહીં તહીં દોડાવી; તોપણ ક્વાંય તેનો પત્તો મળી શકયો નહિ. કારણ કે, તે, ઐયૂબના મોતીની લાલચનો ભોગ થઈને જે સઘન કુંજમાં બેભાન થઇને પડી હતી, તે તરફ કોઈ પણ લૌંડીનું ધ્યાન ખેંચાયું નહિ.

જો તે દિવસે જોહરા ઐયૂબમાં આસક્ત ન થઈ હોત, તો એનો તો નિશ્ચય જ હતો કે, તે ઐયૂબને બેગમ સમક્ષ હાજર કરીને તે જ દિવસે તેને મરાવી નાખત અથવા તો પોતાનો ગુલામ બનાવીને જ છોડત. પરંતુ ઈશ્વરની દયાથી તે વિચિત્ર મોતીની સહાયતાથી તેના ઝટકામાંથી છૂટી ગયો અને બેગમ આગળ હાજર થઈ શકયો, એથી તેના પ્રાણ બચી ગયા. તે યથાસમય બેગમની સેવામાં ઉપસ્થિત થઈ શકયો, અને તેથી જ બેગમનો કોપ શાંત થઈ ગયો હતો.

લગભગ અર્ધ રાત્રિનો સમય વીતી જવા પછી જોહરા શુદ્ધિમાં આવી અને ઐયૂબના છટકી જવાથી તેના હૃદયમાં અસહ્ય દુઃખ થવા લાગ્યું. પણ શું કરે? તે અત્યારે સર્વથા નિરુપાય જ હતી. તે વેળાએ તો દાંત કચકચાવીને મનની વેદના તેણે મનમાં જ દાબી દીધી અને એવી મનસ્વી પ્રતિજ્ઞા કરી કે, "યા તો ઐયૂબને મારો ગુલામ બનાવીને જ છોડીશ કે યા તો તેનો જીવ જ લઇશ!"

એવી પ્રતિજ્ઞા કરીને જોહરા જ્યારે મહાલયમાં ગઈ, ત્યારે રજીયા ગાઢ અને સુખમય નિદ્રાને વશ થયેલી હતી. એટલે તે પોતે પણ સુઈ ગઈ અને પોતાના કર્ત્તવ્યની કેવી રીતે સિદ્ધિ કરવી, એનો શય્યામાં નિશ્ચય કરવા પછી જ તેનાં નેત્રોમાં નિદ્રાનું આગમન થયું.

બીજે દિવસે પ્રભાતમાં જ્યારે રજીયા નિદ્રામાંથી જાગૃત થઈ, ત્યારે જોહરાને જોતાં જ આશ્ચર્ય પામીને તે તેને એક છૂપા ઓરડામાં લઈ ગઈ અને તેના ગુમ થવાનું કારણ પૂછવા લાગી. એનાં જોહરાએ જે કાંઈ પણ વિચિત્ર ઉત્તરો આપ્યાં, તે ખરેખર સાંભળવા યોગ્ય જ હતાં. વાંચકો તેમના વાચનથી સારી રીતે જાણી શકશે કે, જોહરા પોતે એક કેવી ચાલાક અને મક્કાર ઔરત હતી. તેણે ઉત્તર આપતાં કહ્યું કે;–

"હુજૂર! મેં આપને જે કાંઈ પણ વાત કહી હતી, તે અક્ષરે અક્ષર ખરી જ હતી. સાંભળો, જહાંપનાહ! હું જ્યારે આપના ઇશારાને જાણીને ઐયૂબને શોધવામાટે ગઈ, ત્યારે તે કંબખ્ત બાગમાં જ એક સ્થાને છૂપાઇને સ્ત્રીઓને તાકી તાકીને જોવામાં મશગૂલ થયેલો હતો. હું તેની પાસે પહોંચીને સીટી બજાવી બીજી લૌંડીઓને બોલાવવાનો હજી તો વિચાર જ કરતી હતી, એટલામાં તો મને જોતાં જ તે ત્યાંથી અદૃશ્ય થઈ ગયો અને તેથી મેં તેનો પીછો પકડ્યો. બહુ દૂર સુધી હું તેની પાછળ પાછળ દોડતી ગઈ, પરંતુ એટલામાં અંધકાર થઈ જવાથી હું તેને જોઈ શકી નહિ. દોડતી દોડતી હું એક કબ્રસ્તાનમાં આવી લાગી છું, એમ આસપાસ નજર કરતાં મારા જાણવામાં આવ્યું. એ વેળાએ ભય અને ગભ-

રાટથી હું મરી જ ગઈ હોત, પણ એટલામાં એક નુજૂમી ફકીરે મારો જીવ બચાવ્યો. એ નુજૂમી ફકીર એ જ કબ્રસ્તાનમાં રહે છે અને દર જુમેરાતને દિવસે જ લોકો સાથે મુલાકાત કરે છે. લગભગ અડધી રાત વીતી ગયા પછી તે મને અહીં સુધી આવીને પહોંચાડી ગયો. હુજૂર! એ નુજૂમીની ખૂબીઓનું હું વર્ણન કરી નથી શકતી. વલ્લાહ એ એક અજીબ ઇન્સાન છે. જે કોઈ પણ એની પાસે જાય છે, તેના મનની વાત તરત એ નુજૂમી કહી દે છે. અર્થાત્ પોતાના મનમાં છૂપાવી રાખેલા આપણા ભેદોને પણ તે જાહેર કરી દે છે. જાણે તે હૃદયપટપર લખેલા લેખને જ વાંચતો હોયની! એવો જ તેનું કથન સાંભળી ભાસ થાય છે!"

જોહરાના એ જવાબને રજીયાએ એક ખરા જવાબ તરીકે માન્યો કે નહિ, એ અમે કહી નથી શકતા. પરંતુ જરાક સ્મિત હાસ્ય કરીને બેગમે તે નુજૂમીના નિવાસસ્થાનનો પત્તો તેની પાસેથી મેળવી લીધો અને કહ્યું કે;–"જો એ નુજૂમી ખરેખર એવો જ અજીબ છે, તો એક દિવસ અવશ્ય હું તેને મળીશ; અને તારા કહેવા મુજબ જો તેની વિદ્યા એવી ચમત્કારિક જ હશે, તો હું તેને માલામાલ કરી નાખીશ."

"હુજૂર! એ એક બહુ જ મહાન્ અને ચમત્કારિક ફકીર છે. તે કોઈ પાસેથી કાંઈ પણ લેતો નથી અને બળાત્કારે જો તેને કોઈ પણ માણસ કાંઈ પણ આપવાની કોશિશ કરે છે, તો તેથી તે ઘણો જ ગુસ્સે થઈ જાય છે અને ફરીથી તે માણસ સાથે વાત સુદ્ધાં પણ કરતો નથી." જોહરાએ કહ્યું.

"ખૈર–એનું તો પાછળથી જે થવાનું હશે, તે થઈ રહેશે, પણ તું આટલી બધી તારીફ કરે છે; ત્યારે એક વાર હું તેને મળવાની તો જરૂર–એમાં ફેર નહિ જ આવે." રજીયા બેગમે પોતાનો વિચાર વ્યક્ત કરતાં કહ્યું.

પરંતુ પ્રિય વાંચકો! જોહરાનું એ વિસ્તૃત વર્ણન અક્ષરે અક્ષર અસત્ય જ હતું. એમાં ખરી બીના શી હતી, તે અમે અહીં જણાવી દઇએ છીએ,–જોહરા લગભગ અર્ધ રાત્રિના સમયે શુદ્ધિમાં આવી, એ તો આપણે ઉપર જાણી આવ્યા છીએ જ. શુદ્ધિમાં આવતાં જ તેણે પોતાની સ્હામો એક પુરુષને ઉભેલો જોયો. તેને જોતાં જ પ્રથમ તો તે બહુ જ ગભરાઈ ગઈ, પણ તે પુરુષે જ્યારે તેને આશ્વાસન આપીને ઉઠાડી અને કાંઇક વાતચીત કરવાનો આરંભ કર્યો, ત્યારે જ તેના જીવમાં જીવ આવ્યો. એ પુરુષે એવા તો રંગથી પોતાના વક્તૃત્વનો પ્રવાહ આગળ વહેવડાવ્યો કે, જોહરા ત્વરિત જ તેની મુઠ્ઠીમાં આવી ગઈ. જોહરાને પોતાના પક્ષમાં લેવા પછી તેણે જે પ્રમાણેનું શિક્ષણ આપ્યું હતું, તે પ્રમાણે જ પ્રભાતમાં જોહરાએ રજીયાને એ વર્ણન કરી સંભળાવ્યું હતું. કારણ કે, તે પુરુષે જોહરાને એવી એવી તો ગુપ્ત વાતો સંભળાવી હતી કે, જેથી તેનો તેનામાં પૂરે પૂરો વિશ્વાસ બંધાઈ ગયો હતો. પરંતુ એ પુરુષ હતો કોણ? એક મક્કાર નુજૂમી. એનું રહસ્ય આગળ જતાં આપણા જાણવામાં આવશે.

—•—

## પ્રકરણ ૨૦ મું

## હાયરે દુનિયા!

"દુનિયા જો બેબિસાત હય, કયા લુ-ત્ફે સલ્તનત્?;
કહતા થા ખ્વાબમેં યે સિકન્દર તમામ રાત!!"

રાહત

જેનું ગત પ્રકરણમાં આપણે જોહરાના મુખથી વર્ણન સાંભળી આવ્યા છીએ, તે નુજૂમીનું દફતર આજે સવારથી જ કબ્રસ્તાનમાં ખુલેલું છે. શાહી કિલ્લાની દક્ષિણે લગભગ એક ગાઉના અંતરે એક મોટા વિશાળ મેદાનમાં એ કબ્રસ્તાન આવેલું હતું. એ સ્થાને ન્હાની મોટી હજારો કબરો જોવામાં આવતી હતી અને ત્યાં વૃક્ષોની છાયાની એટલી બધી તો વિપુલતા હતી કે, તે કબરોપર સૂર્યનો પ્રકાશ ભાગ્યે જ પડી શકતો હતો. એવા એ ભયંકર સ્થાનમાં એક પર્ણકુટીમાં તે નુજૂમી રહેતો હતો. તે કોણ હતો, કયાંનો નિવાસી હતો અને કયારથી ત્યાં આવી અને ઝૂંપડું બનાવી રહેવા લાગ્યો હતો, ઇત્યાદિ બીના કોઇના પણ જાણવામાં આવી નહોતી. આજ કાલ માત્ર એટલી જ વાત લોકોના જાણવામાં આવી હતી કે, "થોડા દિવસથી કબ્રસ્તાનમાં એક નુજૂમી આવીને વસેલો છે, અને તે ઘણો જ તજરુબાકાર હોવાથી લોકોના મનની વાત પણ તે તત્કાળ કહી આપે છે;" ઇત્યાદિ.

નુજૂમીનું દફતર એ ઝૂપડીમાં જ હતું. પરંતુ દફતર શબ્દથી કોઇએ ગભરાઈ જવાનું કશું પણ કારણ નથી. કારણ કે, એક ફાટેલી ચટાઈ, એક પુસ્તક, રમલના પાસા, કાગળ, કલમ, ખડીઓ, એક અંગીઠીમાં થોડીક રાખ, લોબાન અને ગૂગળ તથા દોરાતાવીજનો થોડોક સામાન, એટલી વસ્તુઓમાં જ તેના દફતરનો સમાવેશ થઇ જતો હતો.

એ નુજૂમી છ દિવસ સુધી કયાં ગુમ થઈ જતો હતો, એ કોઈ પણ જાણતું નહોતું. કારણ કે, તે કેવળ સપ્તાહમાં એક વાર જ પોતાની પર્ણકુટીમાં લોકોના જોવામાં આવતો હતો. એ અમે ઉપર પણ કહી આવ્યા છીએ.

આજે તે નુજૂમી પોતાની ઝૂપડીમાં ફકીરના ઠાઠમાઠમાં સવારથી જ બેઠેલો છે અને આવવાવાળા લોકોની એક ધ્યાનથી વાટ જોતો હોય, એમ જોવામાં આવે છે. થોડીવારમાં જ ત્યાં યાકૂબ અને એયૂબ આવી લાગ્યા અને સલામ બંદગી કરીને જમીનપર બેસી ગયા. તેમના બેઠા પછી નુજૂમીએ પાસા ઢાળીને પુસ્તક ખોલ્યું અને પાનાંને આમ તેમ ફેરવી કાંઇક મનમાં જ બબડીને નીચે પ્રમાણે બોલવા માંડયું;-

"યાકૂબ! તમારો સિતારો હવે કાંઇક બુલંદ થશે એમ દેખાય છે. તમારા દુ:ખના દિવસો હવે વહી ગયેલા હોવાથી, સત્વર જ તમે રજીયાના પંજામાંથી છૂટીને આઝાદ (સ્વતંત્ર) થશો અને પોતાની માશૂક સોસન સાથે ઘણા જ સુખમાં જિંદગીના દિવસો વીતાડશો." એમ કહીને તેણે એયૂબને સંબોધીને કહેવા માંડયું કે, "મિયાં એયૂબ! તમારા મનની આશા પણ તમારા ઉસ્તાદ સાથે જ સફળ થવાની છે. તમે પણ પોતાની માશૂક ગુલશાન સાથે શાદી કરીને આનંદમાં જીવન વીતાડશો; કારણ કે,

થોડા વખતમાં તમારો સિતારો પણ હવે બુલંદીપર આવવાની અણીપર જ છે; માટે ભીતિ રાખવી નહિ."

નુજૂમીની એવી વિચિત્ર વાતો સાંભળીને એયૂબના તો હોશ કોશ બધા જ ઉડી ગયા. "એ નુજૂમીએ અમારા મનની વાત કેમ કરીને જાણી લીધી હશે!" એનું જ રહી રહીને તેને આશ્ચર્ય થવા લાગ્યું. પરંતુ યાકૂબ ઘણો જ બુદ્ધિમાન્ અને અનુભવી પુરુષ હોવાથી તેણે નુજૂમીની પરીક્ષા લેવાના હેતુથી ખાસ પૂછ્યું કે, "જનાબ! જરા એ તો કહી સંભળાવો કે, ગઈ કાલે રજીયા સાથે મારી શી શી વાતચીત થઈ હતી!"

તેનો એવો સવાલ સાંભળીને બેપરવાઇથી નુજૂમીએ યાકૂબને બધી વાતચીત સિલસિલાબંધ સંભળાવી દીધી અને તેથી યાકૂબ આશ્ચર્યથી ચકિત જ થઈ ગયો. થોડી વાર પછી નુજૂમીએ એ બન્નેને જવાની આજ્ઞા આપી અને તેઓ ચાલ્યા ગયા. તેમના જવા પછી તે નુજૂમી મૂછોપર તાવ દઇને એકદમ હસી પડ્યો અને હોઠોમાં જ કાંઇક બબડવા લાગ્યો. ત્યાર પછી તે ઝૂપડીમાંથી બહાર નીકળીને અહીંતહીં ફરવા લાગ્યો. બે ત્રણ ઘટિકા પછી બે સ્ત્રીઓને આવતી જોઇને તે પાછો પોતાની ઝૂપડીમાં ઘુસી ગયો અને એક બીજાના હાથમાં હાથ મેળવીને સોસન તથા ગુલ્શન ત્યાં આવી પહોંચી.

જેવી રીતે યાકૂબ અને એયૂબને જવાબો આપ્યા હતા, તેવી જ રીતે નુજૂમીએ સોસન તથા ગુલ્શનને પણ સંતોષકારક ઉત્તરો આપ્યા. અર્થાત્ બબ્બે ચાર ચાર વાતો કરીને તેણે એ બન્નેને પણ વિદાય કરી દીધી અને પાછો તે, સિંહ જેવી રીતે પોતાના શિકારની વાટ જોયા કરે છે, તેવી રીતે વળી પણ કોઇના આગમનની માર્ગ-પ્રતીક્ષા કરવા લાગ્યો. અર્ધ પ્રહર પછી જોહરા ત્યાં આવી પહોંચી. નુજૂમીએ ઘણા જ આદરમાનથી તેને બેસવાનું સ્થાન આપ્યું અને તેના બેઠા પછી તેમની વચ્ચે નીચે પ્રમાણે વાતચીતનો આરંભ થયો. જોહરાએ કહ્યું કે:—"સાહબ! હવે એ તો મને કહીદ્યો કે, મારી બધી આશાઓ ક્યારે સફળ થશે?"

"બી જોહરા! તમારી આશા સફળ થવાના દિવસો હવે ઘણા જ પાસે આવી લાગ્યા છે, તમારા દુઃખકારક ગ્રહો ઘણા જ દૂર નીકળી ગયા છે અને સારા ગ્રહોએ પોતાનું શુભ આગમન કરવા માંડ્યું છે. અર્થાત્ હવે અત્યંત અલ્પ કાળમાં જ તમે પોતાની ધારણાને ફળીભૂત થયેલી જોઈ શકશો. એટલે કે, રજીયા સાથે યાકૂબની શાદી થઈ જવા પછી જ તમને એયૂબની પ્રાપ્તિ થઈ શકશે. ત્યાં સૂધી ધૈર્ય ધારીને તમારે પોતાના પીડક દિવસો વીતાડવાના છે." નુજૂમીએ ઉત્તર આપ્યું.

"તો શું રજીયાએ જે પ્રમાણેનું મને વચન આપેલું છે, તે પ્રમાણેનું વર્ત્તન તે મારી સાથે કરશે ખરી કે?" જોહરાએ પૂછ્યું.

એવું ધીમા સ્વરથી ઉત્તર આપતાં નુજૂમી કહેવા લાગ્યો કે;—"તે એક અત્યંત સ્વાર્થસાધુ સ્ત્રી છે. જ્યારે તેનો સ્વાર્થ પૂરો થશે, ત્યારે યાકૂબ સાથેના પોતાના સંબંધની વાત તમારા ગોઢેથી બહાર જવા ન પામે, એટલા માટે તે અવશ્ય તમને મરાવી જ નાખશે, સારાંશ કે, રજીયાની ઇચ્છા હોય, ત્યાં સૂધી જ તમારી જિન્દગી કાયમ રહી શકે એમ છે; પછી નહિ."

"શાહ સાહબ ! હમણાં તો હજી આપ મારા સારા સિતારાના આવવાનું વર્ણન કરવા હતા, તે શું એ મારો ઘાત કરાવનારા સિતારા જ સારા છે કે ?" જોહરાએ આશ્ચર્ય અને ભયના મિશ્રિત ભાવથી પૂછ્યું.

"તમે મારા બોલવાના હેતુને સમજ્યાં જ નહિ. મારા કહેવાનું તાત્પર્ય એ છે કે, જ્યાં સુધી રઝીયાની ઇચ્છા ન થાય, ત્યાં સુધી તમે મરી શકો એમ નથી જ. એટલા માટે એવો બન્દોબસ્ત થવો જોઇએ કે, જેથી રઝીયા હમેશાં તમારી મુઠ્ઠીમાં દબાયલી રહે અને કોઈ કાળે પણ તમને મારી નાખવાનો વિચાર ન કરે." નુજ્મીએ તેને શાંત કરવાના ભાવથી કહ્યું.

"એવો કયો ઉપાય છે વારુ ?" જોહરાએ આતુરતાથી પૂછ્યું.

"એ ઉપાયનો યુક્તિ સાથે ઘણો જ ગાઢ સંબંધ છે અને તે યુકિત એવી છે કે, કોઇ પણ રીતે જો રઝીયા મારા સ્હામી આવી જાય, તો તેને જોઇને હું એક તાવીજ બનાવી આપું અને તે તમારે હાથના ઉપરના ભાગમાં બાંધવું. એનું પરિણામ એ થશે કે, રઝીયા તમારી લૌંડી (દાસી) બની જશે. એમ થતાં તે તમને તો નહિ જ મારે, પણ સ્હામાં જો તમારી ભાવના હશે, તો તમે જ સહજમાં તેને મારી નાખી શકશો." નુજૂમીએ જોહરાને હથેળીમાં ચંદ્ર બતાવ્યો.

એ એક એવી વાત હતી કે, જે કોઇના પણ મનને ભડકાવી શકે. અર્થાત્ જોહરા અજાયબી બતાવતી બોલી ઉઠી કે, "શું, આ તમે સાચું જ કહો છો ? હું રઝીયાને મારી નાખવાને શક્તિવતી થઇશ ?"

"બેશક, અને વળી જો તમારી મરજી હશે, તો તેને મારીને તમે તખ્તપર પણ બેસી શકશો અને પોતે જ સુલ્તાના બની શકશો." નુજૂમીએ 'वचने किं दरिद्रता' ના ન્યાયનું અવલંબન કરીને કહ્યું.

જોહરા તેનાં ચરણોમાં પડી ગઇ, પરંતુ નુજૂમીએ તરત તેને ઉઠાડી અને ધૈર્ય આપતો પાછો તે કહેવા લાગ્યો કે, "સબ્ર કરો, ધૈર્ય ધરો, અને વિચાર કરો કે, એવી વાતો બનવી કાંઈ તમે ધારો છો તેટલી સહજ અને સરળ તો નથી જ; આવાં કાર્યો માટે ધન અને સમયની ઘણી જ આવશ્યકતા છે. પણ ખેર–એ તો તમે જાણો જ છો કે, પૈસા તો હું કોઇની પાસેથી લેતો જ નથી, એટલે બાકી રહી સમયની વાત. પણ સદ્ભાગ્યે કાળ પણ મારા હાથમાં જ છે; માટે હવે માત્ર રઝીયાના અહીં આવવાનો જ વિલંબ છે, એમ જ કહી શકાય. તે જેવી મારા સ્હામી આવશે કે, તે જ ક્ષણથી હું તમારા કાર્યની સફળતાનો આરંભ કરી દઇશ."

"શાહ સાહબ ! હું જ્યારે ને ત્યારે વારંવાર તેની આગળ આપની પ્રશંસા કર્યા કરું છું, પરંતુ અદ્યાપિ તેણે પોતાના મનનો ભેદ મને ખોલીને નથી બતાવ્યો. પણ ખેર–હું પાછી કોશિશ કરીશ, કે જેથી તે સત્વર જ અહીં આવે. પણ જો તેને જોવાની જ માત્ર આપની ઇચ્છા હોય, તો આપને મહાલયમાં લઈ જઇને દૂરથી હું તેની મુખમુદ્રા બતાવી શકું એમ છે." જોહરાએ કહ્યું.

"આ પણ ઠીક કહ્યું ! અરે જોહરા ! શું તારું એમ ધારવું છે કે, હું રઝીયાની સૂરતથી પણ જાણતો નથી ? વાહ ! તેને તો હું શાહી દરબારમાં જ્યારેને ત્યારે નજ-

પર બેઠેથી જોયા કરું છું; કારણ કે, હું પણ જ્યારે મારી ઇચ્છા થાય ત્યારે દરબારમાં ચાલ્યો જાઉં છું. માટે ખાસ તેને જોવાની જ મને કશી પણ અગત્ય નથી. તમારું કાર્ય ત્યારે જ સફળ થવાનો સંભવ છે, કે જ્યારે તમે રજીયાને મારા દફતરમાં લઈ આવો." નુજૂમીએ જોહરાના ભ્રમને ભેદી નાખતાં પોતાના હેતુને વ્યકત કર્યો.

"વારુ-હું પ્રયત્ન કરીશ અને બની શકતી ઉતાવળે અવશ્ય તેને અહીં લઈ આવીશ." જોહરાએ તેની આજ્ઞાને માન્ય કરતાં જણાવ્યું.

"અને જો તે નહિ જ આવે તો?" નુજૂમીએ વક્રતાથી પૂછ્યું,

"નહિ કેમ આવે! રોજના મારા દબાણથી અવશ્ય એક દિવસ તો તે એ વાતને માની જવાની જ. કારણ કે, મારા વચનમાં તેનો બહુ જ વિશ્વાસ હોવાથી મારી પ્રાર્થનાનો તે અનાદર તો નહિ જ કરે!" જોહરાએ કહ્યું,

"પણ માનો કે, તમારા ગમે તેવા અને ગમે તેટલા પ્રયત્ન છતાં પણ તે ન જ આવી, તો?" નુજૂમીએ પાછી ખોડ કાઢી.

"તો પછી જેવી આપની આજ્ઞા!" જોહરાએ જવાબ આપ્યો.

"જો એમ જ થશે, તો હું તમને એક એવી યુક્તિ બતાવીશ, કે, જેથી તમે રજીયાનું કામ માત્ર એક ઘડીમાં જ તમામ કરી શકશો." નુજૂમીએ દાઢીપર હાથ ફેરવીને માર્મિક વાક્ય ઉચ્ચાર્યું.

"જો આપની એટલીબધી સહાયતા મળશે, તો તો સહજમાં જ હું એ કામને તમામ કરી નાખીશ." જોહરા–સ્વાર્થસાધુ જોહરાએ આનંદથી છલકાતા હૃદયે એ શબ્દ ઉચ્ચાર્યા.

એ વાતચીત પછી તે નુજૂમીએ જોહરાને પણ વિદાય કરી દીધી અને તેના જવા પછી અહીં તહીં નજર કરી પોતે પોતાની ઝૂપડીમાં પ્રવેશ કર્યો અને અંદરથી દરવાજો બંધ કરી લીધો. અંદર જમીનપર એક ચટાઈ પાથરેલી હતી, તેને તેણે ઉપાડી લીધી અને ત્યાં એક તખ્તો ઊપાડતાં જ ભૂમિના ગર્ભમાંથી કુસીદા બેગમ તત્કાળ બહાર નીકળી આવી અને નુજૂમીના હસ્તને ચુંબન કરીને કહેવા લાગી કે;–"બહરામ! તમે તો ખરેખર એક અજીબ ઇન્સાન જ છો; તમારા જેવો બીજો કોઈ પુરુષ આ પૃથ્વીના પટમાં તો અદ્યાપિ મારા જોવામાં નથી જ આવ્યો."

વાંચકો હવે એ તો જાણી જ ગયા હશે કે, એ નુજૂમી તે બીજો કોઈ નહિ, પણ આપણો પૂર્વ પરિચિત બહરામખાન જ હતો. કુસીદાને પોતાનાં કાવત્રાંની બધી વાત તેણે પહેલાંથી જ જણાવી દીધી હતી. એ ઝૂપડીવાળા સ્થાનથી તે ઠેઠ જે સ્થાને કુસીદા રહેતી હતી, ત્યાં સુધી જમીનમાં જ એક સુરંગનો માર્ગ કરેલો હતો. બહરામે એનો ભેદ કુસીદાને જણાવી દીધો હતો અને અત્યારે તેને ત્યાં લાવીને પોતાના નુજૂમીપણાની ખૂબી પણ તેણે બતાવી દીધી હતી. અસ્તુ; કુસીદાએ પૃથ્વીના ગર્ભમાંથી બહાર આવીને બેસવા પછી કહ્યું કે, "બહરામ! જ્યારે તારામાં આટલી બધી તાકત અને આટલી બધી હિકમત ભરેલી છે, ત્યારે કોઈ દિવસે તું જ આ દિલ્હીનો બાદશાહ બની જાય, તો તેમાં અજાયબી જેવું શું છે!"

"હા-જો મારી એવી જ ઇચ્છા હોય, તો હું એમ પણ કરી શકું એમ છે.. પણ નહિ; દિલ્હીના તખ્તપર તો હું તમારા કોઈ શાહજાદાને જ બેસાડીશ અને વજીરે

આઝમનું કામ હું ચલાવીશ; કારણ કે, વજીરને જે સ્વાતંત્ર્ય અને સુખનો આસ્વાદ મળે છે, તે સ્વાતંત્ર્ય અને સુખનું બાદશાહને સ્વપ્નમાં પણ દર્શન થઈ નથી શકતું." "બહરામે ઉત્તર આપ્યું.

"જ્યારે તમારો એવો જ વિચાર છે અને શાહજાદાઓ ક્યાં ક્યાં કેદ છે, એ પણ તમે સારી રીતે જાણો છો, ત્યારે સત્વર રજીયાને રાખમાં રગદોળીને પોતાના ખાતિરખાહ કોઈ પણ એક શાહજાદાને તખ્તનશીન કરી પોતે સત્વર જ વજીર કેમ બની નથી જતા ?" કુસીદાએ સ્રીના સ્વભાવને યોગ્ય ઉતાવળ બતાવતાં કહ્યું.

પરંતુ બહરામ એવો ઉતાવળિયો નહોતો, એટલે તેણે પ્રશાંત મુદ્રાથી ઉત્તર આપતાં જણાવ્યું કે;–" ઉતાવળે આંબા નથી પાકતા, માટે કોઈ પણ જોખમના કામમાં એટલી બધી ઉતાવળ કરવી ન જોઇએ. જે સમજદાર અને દાના ઇન્સાન હોય છે, તે યોગ્ય અવસર આવતાં તત્કાળ પોતાના કાર્યને સાધી લે છે."

એ પ્રમાણેની બીજી પણ થોડી ઘણી વાતચીત થવા પછી કુસીદા આવી હતી, તે જ સુરંગના માર્ગે પોતાના નિવાસસ્થાનમાં ચાલી ગઈ અને બહરામ ને ગુપ્ત માર્ગના મુખને તખ્તાવડે બંધ કરીને ઝૂપડીમાંથી બહાર નીકળી અમુક દિશામાં ચાલ્યો ગયો.

પ્રિય પાઠકો! બહરામ અથવા તો એ નુજૂમીની ઝૂંપડીની પાછળના ભાગમાં એક મનુષ્ય સવારથી જ છૂપાઇને ઉભેલો હતો, અને તેથી બહરામે યાકૂબ, એયૂબ, સોસન, ગુલશન, જોહરા અને કુસીદા સાથે જે કાંઈ પણ વાતચીત કરી હતી, તે તેણે આદિથી અંત પર્યન્ત સર્વ સાંભળી હતી. જ્યારે ઝૂપડીમાંથી નીકળીને બહરામ અમુક એક દિશામાં પોતાને માર્ગે ચાલ્યો ગયો, એટલે એ ઝૂપડીની પાછળના ભાગમાં આવેલા લતાકુંજમાં છૂપાયલો મનુષ્ય બહાર નીકળ્યો અને સાવચેતીમાટે આસપાસ નજર કરીને પોતાના માર્ગે ચાલતો થયો.

ચાલતાં ચાલતાં એ ગુપ્ત મનુષ્યે એક જંગલમાં પ્રવેશ કર્યો. એ જંગલ ઘણું જ ઘાડું હતું અને ત્યાં બીજા બે મનુષ્યો એના આવવાની વાટ જોતા ઊભા હતા. એના આવ્યા પછી ત્રણે જણે એક સાથે મળીને પોતપોતામાં કેટલીક ગુપ્ત વાતચીત કરી અને ત્યાર પછી તેઓ જંગલમાં જ આગળ વધવા લાગ્યા. ચાલતાં ચાલતાં અચાનક તેઓ એક સ્થાને આવીને અટકી પડ્યા. એક મનુષ્યે ત્યાંની ભૂમિ ખોદવા માંડી. કેટલીકવાર એમ ખોદવા પછી એક મોટી શિલા તેમના જોવામાં આવી. તેને ખસેડતાં નિઃસરણી દેખાઈ [illegible] એ ત્રણે જણ [illegible]ના ગર્ભમાં તે નિઃસરણી દ્વારા ચાલ્યા ગયા. લગભગ [illegible]હર સુધી તેઓ ભૂમ[illegible] રહ્યા અને ત્યાર પછી તેમાંના બે જણ પાછા બહાર આવ્યા; પરંતુ તૃતીય મનુષ્ય, કે જેણે બહરામની સર્વ ગુપ્ત વાર્તાઓનું શ્રવણ કર્યું હતું તે તો અંદર જ રહી ગયો. બહાર નીકળેલા બે મનુષ્યોએ ભોંયરાના મોઢાપર પાછી શિલા ગોઠવી દઇને ઉપરથી ધૂળ વાળી જમીનને બરાબર સપાટ બનાવી દીધી અને પોતે વાતો કરતા ત્યાંથી ચાલતા થયા. એ વેળાએ દિવસનો તૃતીય પ્રહર વ્યતીત થઈ ચૂક્યો હતો અને શૂન્ય અરણ્યના પ્રદેશમાં એક પ્રકારની વિચિત્ર નિઃસ્તબ્ધતાનું સામ્રાજ્ય વિસ્તરી ગયેલું જોવામાં આવતું હતું.

---

## પ્રકરણ ૨૧ મું

### ભયંકર કારસ્થાન

"આંખ મૂંદે હુવે જો ઇશ્કકા દમ ભરતે હયઁ;
ખાક હો જાતે હયઁ, યોં દિલકે લગાનેવાલે!"

રાહત

રજીઆ અને યાકૂબના વિષયમાં અમે સંક્ષેપમાં એટલું જ જણાવીશું કે, રજીયાના યાકૂબને કાબૂમાં લાવવામાટેના પ્રયત્નો દિનરાત એકસરખા ચાલૂ જ હતા અને યાકૂબની વિરુદ્ધતા પણ જેવીની તેવી જ ચાલ્યા કરતી હતી. જોહરાએ પણ એયૂબને ધમકાવવા અને ગભરાવવાનું કામ ચાલૂ જ રાખ્યું હતું અને એયૂબ તેને નિરંતર ધિક્કારતો જ રહ્યો હતો. સોસન અને યાકૂબના પરસ્પર સ્નેહમાં દિન પ્રતિદિન વધારો જ થતો જતો હતો અને જ્યારે પણ પ્રસંગ મળતો હતો, ત્યારે તેઓ એક બીજાને મળીને પોતાના પ્રેમાગ્નિથી બળતાં હૃદયોને શાંત કરતાં હતાં. ગુલ્શાન અને એયૂબની પણ એવી જ સ્થિતિ હતી. તાત્પર્ય કે, જે ક્રમથી અમે ઉક્ત પ્રેમી પ્રમદા-પુરુષોનું વર્ણન કરી આવ્યા છીએ, તે તેમનો ક્રમ બરાબર ચાલ્યા કરતો હતો અને એવી રીતે કાળનો વ્યય થતાં થતાં રજીયાના સિંહાસનારૂઢ થવા પછીના દ્વિતીય વર્ષની પણ કોઈ પ્રકારે સમાપ્તિ થવા આવી હતી.

શરદૃઋતુનો કાળ પ્રવર્ત્તમાન છે અને રાત્રિનો સમય એક પ્રહરથી અધિક વીતી ચૂક્યો છે. પોષ માસની કૃષ્ણ પક્ષની અમાવાસ્યાની નિશા હોવાથી અંધકારની અધિકતાથી અવનીમાં ભયંકરતાનો પ્રસાર થઈ ગયેલો જોવામાં આવે છે, અને શીતલતાની એટલી બધી પ્રબળતા થયેલી છે કે, ગમે તેવાં ઉષ્ણ વસ્ત્રો ધારણ કરવા છતાં પણ હાથ પગ અકળાઈ જાય છે. એવા સમયમાં દિલ્લીના કિલ્લાની બહારના દૂરના જંગલમાં એક ગુપ્ત સભા મળેલી છે અને પ્રસ્તુત પ્રકરણમાં અમે તે ગુપ્ત સભાનું જ દર્શન કરાવવાના છીએ.

જ્યાં એ સભા મળવાની હતી, ત્યાં દિવસનો અંત અને નિશાનો આરંભ થતાં જ ગુપ્ત સભામાં ભાગ લેનારા સભાસદો એક એક કરીને આવવા માંડ્યા હતા. એમ કરતાં કરતાં એક પ્રહર જેટલા સમયમાં તો એ ઘનઘોર અરણ્યમાં ચાળીસ મનુષ્યો એકઠા થઈ ગયા. ત્યાર પછી એ સભાના પ્રમુખે સર્વને બરાબર ઓળખી લઇને એક સ્થળે જમીનને ખોદવાનો આરંભ કર્યો અને [illegible]ારના [illegible] પછી જ્યારે માટી ખોદાઈ રહી અને એક પાષાણશિલાનું દર્શન [illegible] લાગ્યું, ત્યારે તે [illegible]ને હટાવીને અંદરની સોપાનપરંપરાદ્વારા તે એક પછી એક કરીને સર્વ સભા[illegible] ભૂમ્યંતર્ગત ભવનમાં લઈ ગયો. સર્વના નીચે ઉતરી જવા પછી તે પોતે પણ નીચે ઉતરી ગયો. તેણે દ્વારને મૂલમાં ઉઘાડું જ મૂકી દીધું.

જે ભૂમિભવનમાં એ ચાળીસ માણસોની સભા આજે મળેલી છે, તે ભૂભવન તે એક સારો લાંબો અને પહોળાઇવાળો વિશાળ ઓરડો હતો. એ ઓરડો કયા સમયનો હતો અને કોનો બનાવેલો હતો, એનો જો કે નિશ્ચયકારક શોધ મળી શક્યો ન હોતો, છતાં પણ આટલું તો તેનાં બાહ્ય લક્ષણોથી અનુમાન કરી શકાતું હતું કે, એ ભૂમિભવન

અવશ્ય મહારાજ પૃથ્વીરાજ અથવા તો તેમના પૂર્વજોનું જ બનાવેલું હોવું જોઇએ. એ ભવન એટલું બધું લાંબું, પહોળું અને મજબૂત હતું કે, એમાં દશ હજાર મનુષ્ય ખુશીથી રહી શકે, અને એવો જ કોઈ પ્રસંગ આવી પડે, તો વીસ હજાર માણસોને પણ એમાં છૂપાવી શકાય એમ હતું. પ્રથમ એ મકાનને કોણે શોધી કાઢયું, તે તો હજી જાણવામાં આવ્યું નથી, પરંતુ અત્યારે તો એ સ્થાન બહરામખાનના તાબામાં જ હતું અને આજની સભાનો પ્રમુખ અથવા અધ્યક્ષ પણ તે જ હતો.

નીચે જઇને ફર્શ વગેરે બિછાવીને તૈયાર રાખેલા અને ફાનૂસની રોશનીથી પ્રકાશયુક્ત થયેલા એક લાંબા અને પહોળા દાલાનમાં બહરામે સર્વ સભાસદોને બેસાડ્યા અને પછી સર્વને સંબોધીને કહ્યું કે;–"દોસ્તો ! આજે આપ લોકોને અહીં આ ત્રીજીવાર એકઠા થવું પડયું છે, અને કદાચિત્ હવે પછી પણ આપને અનેકવાર અહીં પધારવાનો શ્રમ વેઠવો પડશે, એવો પણ સંભવ છે. પરંતુ નહિ, આપણને આપણી સ્વતંત્ર સ્વભાવની સુલ્તાનાની બેપરવાઈ અને સ્વાર્થપરાયણતાને લીધે જે પરિશ્રમ વેઠવો પડે છે, તેના કરતાં આ પરિશ્રમ હજારવાર વધારે આનંદ અને આરામ આપનારો છે."

વાંચક ! એ બહરામ જ આપણો પૂર્વપરિચિત–અને કુસીદા બેગમનો મદદગાર બહરામ જ છે. તેના એ ભાષણને સાંભળીને સર્વ જનોએ 'આમીન' 'આમીન' નો ગર્જનામય નાદ કર્યો, અને પાછો તે કહેવા લાગ્યો કે, "આપણે હવે અજ્ઞાનની નિદ્રામાંથી જાગૃત થવું જ જોઇએ અને જેમ બને તેમ સત્વર પોતાને રઝીયાના અત્યાચારમાંથી મુક્ત કરવા જ જોઇએ !"

"બેશક–બેશક"નો પોકાર કરીને સર્વેએ તેની વાતને અનુમોદન આપ્યું. તે પાછો પોતાના વક્તૃત્વના માર્ગમાં આગળ વધતો બોલ્યો કે, "હું એવી અર્જ કરું છું કે, જનાબ નવ્વાબ ખુર્શીદખાન બહાદુર વજીરે આજમને હમેશાના આપણા દસ્તૂર પ્રમાણે આજની સભાના પણ 'મીર મજલિસ'(અધ્યક્ષ) મુકર્રર કરવામાં આવે અને ત્યાર પછી જ જે કામમાટે આપણે અહીં એકઠા થયા છીએ, તે કામકાજ આરંભાય."

બહરામની એ દરખાસ્તને બધાએ ટેકો આપ્યો અને વજીરે આજમ ખુર્શીદખાં પ્રમુખના આસનપર જઈ બેઠો. તેણે અધ્યક્ષસ્થાનને દીપાવ્યા પછી સભાના કાર્યનો આરંભ થયો.

એ જે ચાળીસ [illegible]સભાસદો ત્યાં એકઠા થયા હતા, તેમાં પ્રધાન પુરુષો કોણ કોણ હતા, એ વાં[illegible]ની જાણમાટે અમારે અવશ્ય અહીં જણાવવું જ જોઇએ. વજીરેઆજમ ખુર્શીદખાન, દીવાન ખુદાદખાન (સોસનનો બાપ.), નાયબ દીવાન બહરામખાન (ગુપ્ત સભાનો અગ્રેસર), બર્ટીંડાનો કિલ્લેદાર અલ્તુનિયા (તુર્કી સરદાર), રુસ્તમખાન (સેનાપતિ), મહબ્બતખાન (પેશકાર), અને અમીરઉલઉમ્રા શમશીરખાન (ગુલશનનો પિતા), એ મુખ્ય હતા. તેમ જ શાહીદરબારના બીજા કેટલાક મોટા મોટા પદવીધરો અને માનનીય પુરુષો પણ એ સભામાં હાજર હતા.

"આજે આપણે એ વિષયનો ઊહાપોહ કરવો જોઈએ કે, રઝીયા બેગમ દિલ્હીના તખ્તપર બેસવાને લાયક છે કે નહિ ?" બહરામખાને મંગળાચરણ કરતાં કહ્યું.

"બેશક; એ વિષય વિચારવા જેવો છે." સર્વેએ કહ્યું.

"મારો તો એવો જ અભિપ્રાય છે કે, રજીયા કોઈ રીતે પણ રાજ્ય ચલાવવાને યોગ્ય નથી જ." બહરામ બોલ્યો.

"એનું કારણ?" ખુદાદાદખાને સવાલ કર્યો.

"કારણ એ જ કે, તે કાફિર છે—એટલે કે, કાફિરોના બુતખાના (દેવ મંદિર) અને ગાયોની તે વારંવાર તરફદારી કર્યા કરે છે અને આપણા મુસલમાનોને નાહક સતાવ્યા કરે છે." બહરામે ઉત્તર આપ્યું.

"સાહબ! ઇન્સાફના કાંટામાં હિન્દુ અને મુસલમાનોને એકસરખા જ આપણે તોળવા જોઇએ; કારણ કે, ધર્મના નિયમો અને રાજ્યના ઉદ્દેશોમાં જમીન અને આસમાન જેટલો અંતર રહેલો છે." શમશીરખાને પોતાનો અભિપ્રાય વ્યકત કરતાં જણાવ્યું.

"એ આપનું કહેવું વ્યાજબી છે, છતાં પણ દીને ઇસ્લામનો વિચાર તો ગમે તેવી હાલતમાં પણ રાખવો જ જોઇએ, અને સાથે એ વાતનો પણ વિચાર કરવો જોઇએ કે, બનતી કોશિશે કાફિરોનું બળ ઓછું કરી નાખવું અને તેમને દીન ઇસ્લામમાં લાવવા." બહરામે કહ્યું.

"આપનો એ વિચાર એકદમ હસી કાઢવા જેવો જ છે; કારણ કે, એ વિચારો રાજ્યની ઉન્નતિને નહિ, કિન્તુ રાજ્યના નાશને જ ઉત્પન્ન કરનારા છે." ખુદાદાદખાને તેને ધિક્કારીને કહ્યું.

"મારો પણ એવો જ અભિપ્રાય છે." શમશીખરખાને જણાવ્યું.

"ખેર, ત્યારે એ વિષયમાટે વધારે વાદ કરવાની અગત્ય જ ન હોવાથી હવે હું એક બીજો સવાલ આપ લોકો સમક્ષ રજુ કરું છું, અને તેનો બહુ જ લક્ષપૂર્વક વિચાર કરવાનો છે. તે સવાલ એ છે કે, જ્યારે સુલ્તાના રજીયા બેગમના દર્બારમાં ગુલામોને પણ અમીરઉલઉમરા બનાવવાની શરૂઆત થઈ ચૂકી છે, ત્યારે હવે આપણી આબરૂમાં ગુલામોની આબરૂ કરતાં તે શો મોટો વધારે વધારો થવાનો હતો, એ હું સમજી નથી શકતો." બહરામે નવી વાત કાઢી.

"બેશક, આપનો આ પ્રશ્ન વિચારવા યોગ્ય છે ખરો. પણ એથી પહેલાં આપણે એ પણ જાણવાનું છે કે, હિન્દુસ્તાનનો પ્રથમ ગુલામ બાદશાહ કુતુબુદ્દીન એબક શહાબુદ્દીન ગોરીનો કોણ થતો હતો, અને શમ્સુદ્દીન અલ્તિમશ કુતુબુદ્દીન એબકનો કોણ હતો?" ખુદાદાદખાને સવાલમાંથી સવાલ ઉપજાવીને કહ્યું.

"આપની આ દલીલ ખરેખર પસન્દ કરવા જેવી છે; કારણ કે, કોઈ પણ ઇન્સાનની બહારની હાલતનો જ ખિયાલ કરવાનો નથી, કિંતુ તેની બુદ્ધિ અને બીજા ગુણોથી જ તેની કીંમત આંકવી જોઇએ છે. એ જ કારણથી સુલ્તાના રજીયા બેગમે એક જવાનમર્દ, વિદ્વાન્ અને બુદ્ધિમાન્ મનુષ્યને અમીરઉલ્ઉમરાની પદવી આપીને પોતાની ગુણગ્રાહકતા પ્રકટ કરેલી હશે. એ ગુલામ પણ અવશ્ય કોઈ આલી ખાનદાન જ હશે." શમશીરખાને અનુમોદન આપતાં પોતાના વિચારો વ્યક્ત કર્યા.

"સારાંશ કે, એ સવાલ પણ બિલ્કુલ વજૂદ વગરનો છે, અને તેની એ વિશે વાદવિવાદ કરવો વ્યર્થ છે; કારણ કે, એમાં રઝીયાનો કોઈ પણ કુસુર સાબિત થઈ નથી શકતો; કિન્તુ એમાં તો તેની કદ્રદાની જ દેખાઈ આવે છે." ખુદાદાદખાને બુદ્ધિનો પાકો જવાબ આપ્યો.

"ખેર; થોડીવારને માટે આપ બન્ને સાહબોની વાતને હું માની પણ લઉં, તો પણ જ્યારે, રઝીયાએ જે ખાસ હેતુથી ગુલામ યાકૂબને અમીરઉલ્ઉમરાની પદવીથી વિભૂષિત કર્યો છે, તે હેતુનો વિચાર મારા મનમાં આવે છે; ત્યારે મારો એવો જ નિશ્ચય થઈ જાય છે કે, જેમ બને તેમ સત્વર જ રઝીયાને દિલ્લીના તખ્તપરથી હેઠી ઉતારી પાડું અને કોઈ લાયક માણસને જ તાજ પહેરાવું! પરંતુ જ્યાંસુધી આપ સર્વ સાહબોની અનુમતિ ન મળે ત્યાં સુધી એમ થવું સર્વથા અશક્ય જ છે." બહરામે જરાક જોશમાં આવીને કહેવા માંડ્યું.

"એ વાત બિલ્કુલ ખરી છે." અલ્તૂનિયા બોલ્યો.

"મારી પણ એવી જ ધારણા છે." મહબ્બતખાને કહ્યું.

"રઝીયાની નઠારી ચાલે હવે તેને, આપણે વધારે વખત તેને તખ્તપર બેસવા દઈ શકીએ, એવી હાલતમાં રાખી જ નથી." ખુર્શીદખાને પોતાનો વિચાર દર્શાવ્યો.

"ખરેખર-એ એક સવાલ કાંઇક ખિયાલ કરવા જેવો છે ખરો. છતાં પણ એના વિચારમાં પણ ઉતાવળ તો ન જ થવી જોઇએ. હવે અહીં પ્રથમ આપણે એ વાતનો વિચાર કરવો જોઇએ કે, જે યાકૂબપર આજ કાલ રઝીયાની આટલી બધી મેહરબાની છે, તે યાકૂબ પોતે પણ રઝીયાને ચાહે છે કે નહિ?" ખુદાદાદખાને પરિચય કરાવે, એવો સવાલ પેદા કર્યો.

"નહિ, બિલ્કુલ નહિ; તે રઝીયાને જરા પણ નથી ચાહતો. આ સાક્ષી હું પ્રતિજ્ઞાપૂર્વક આપું છું" બહરામે કહ્યું.

ખુદાદાદખાં વિના બીજા સર્વેએ "હા" નો અવાજ કર્યો, અને જ્યારે સર્વ પાછા શાંત થઈ ગયા, ત્યારે ખુદાદાદખાં પાછો કહેવા લાગ્યો કે "અત્યારે તો એમ જ કરવું વધારે સારું છે કે, યાકૂબને અહીંથી કાઢી મૂકવો."

"પણ તેને કાઢવા સાથે જ આપને પોતાની પુત્રીની આશા પણ છોડી દેવી પડશે, એનો વિચાર કર્યો છે કે?" બહરામે તાનો માર્યો.

"કારણ કે, સોસન યાકૂબપર દિલોજાનથી ફિદા થયેલી છે." વજીર ખુર્શીદખાંએ પૂર્ણાહુતિ કરી.

"હું એ વાતને સારી રીતે જાણું છું. અને મારી લાયક પુત્રીએ પોતાના જેવા જ એક લાયક, ઇમાનદાર અને બહાદુર જવાન સાથે પોતાનું દિલ લગાવ્યું છે, એ માટે હું ઘણી જ મગરૂરી ધરાવું છું!" ખુદાદાદખાંએ સિંહ સમાન ભયંકર ગર્જના કરીને ઉત્તર આપ્યું.

"તેવી જ રીતે મારી માયાળુ અને ભલી દીકરી ગુલ્શને પણ એયૂબને પોતાનું દિલ સોંપીને મારી મગરૂરીમાં એક જાતનો વધારો જ કર્યો છે! મારી ગુલ્શન એયૂબ

સાથે ગમે ત્યારે ગમે ત્યાં ચાલી જાય, તો તેમાં મને કશો પણ વાંધો નથી. એથી મારા મનમાં તો આનંદ જ થાય છે." શમશીરખાંએ પણ તેવાં જ વાક્યો ઉચ્ચારતાં કહ્યું.

"ત્યારે હવે આજના મામલાનો નિકાલ કેવી રીતે કરવો?" ખુર્શીદખાંએ કંટાળીને સવાલ કર્યો.

"મારી મંદ બુદ્ધિ તો મને એમ જ જણાવે છે કે યાકૂબને અહીંથી દૂર કરી દેવો અને રજીયાને તખ્તપર કાયમ રહેવા દેવી!" ખુદાદાદખાંએ જવાબ આપ્યો.

"હું પણ એમાં જ આપણી ભલાઈ જોઈ શકું છું." શમશીરખાંએ તેના ઉત્તરને અનુમોદન આપતાં જણાવ્યું.

"પરંતુ હું એમાં આપણી ભલાઈ નથી જોઇ શકતો. મારી એવી ધારણા છે કે, ત્રણ શાહજાદાઓમાંથી કોઈ પણ એકને બાદશાહ બનાવવામાં આવે, તો વધારે સારું." ખુર્શીદખાંએ પોતાનું મત દર્શાવ્યું.

ખુદાદાદખાં અને શમશીરખાં વિના સર્વ સભાસદોએ એ વાતને માન્ય કરી. એટલે અંતે, "ખેર-જેવી આપ લોકોની ઈચ્છા હોય તેમ કરો; અમે તો સલ્તનત કોઈ પણ રીતે કાયમ રહે એટલું જ ઇચ્છીએ છીએ. માટે જેથી રાજ્યનું ભલું થઈ શકતું હોય, તે જ કાર્ય કરવું જોઈએ છે." એટલું બોલી તે બન્ને ચુપચાપ બેસી રહ્યા.

એ પછી બહરામે ઊભા થઇને એક જોશવાળું ભાષણ કર્યું કે, જેમાં આદિથી અંતપર્યન્ત રજીયાની નિંદા જ ભરેલી હતી. એ વ્યાખ્યાનમાં એટલી બધી બીભત્સતા ભરેલી હતી કે, તેના સારાંશ-આશય-માત્ર આપવામાં પણ અમે મહા પાપ સમજીએ છીએ. એ વ્યાખ્યાનનો કોઇએ પણ પ્રતિવાદ કર્યો નહિ. ખુદાદાદખાં અને શમશીરખાં તો એ ભાષણનું શ્રવણ કરીને મૌનની જ સાધના કરવા લાગ્યા. બીજા સર્વ સભાસદોએ ભાષણનું સમર્થન કર્યું અને મહબ્બતખાં પેશકાર તથા રુસ્તમખાં સેનાપતિએ પણ બહરામના વિચારોને મળતાં જ બે વ્યાખ્યાનો આપ્યાં. રુસ્તમખાંએ પોતાની ફોજને રજીયાના વિરુદ્ધ પક્ષમાં તૈયાર રાખવામાટેની પ્રતિજ્ઞા કરી.

સભાનું એ બધું કામકાજ તો ચાલતું હતું, પણ એ ગડબડાટમાં પ્રવેશદ્વારનું કોઇને પણ ભાન રહ્યું નહોતું. તે દ્વારમાંથી એકાએક એક પોટલી ત્યાં નીચે આવી પડી. એ પોટલીને જોતાં આશ્ચર્યમાં પડીને સર્વ એક બીજાનાં મોઢાંને તાકવા લાગ્યાં. અંતે બહરામે તે પોટલીને ઉપાડી લીધી અને ખોલી, એટલે તેમાંથી એક પત્થરપર લપેટેલું પત્ર નીકળી આવ્યું. તે પત્રમાં માત્ર એટલું જ લખેલું હતું કે, "મિયાં બહરામખાં! હું પણ આપની આ મજલિસમાં શામિલ થવાની ઇચ્છા રાખું છું; કારણ કે, રજીયાને હું અંતઃકરણપૂર્વક ધિક્કારું છું. માટે મને જો આપના આ મંડળમાં આપ મેળવશો તો ખુદાની મેહરબાનીથી આપને મારી પાસેથી ઘણી જ સારી મદદ મળી શકશે."

કાગળમાંની એ વિગત સાંભળતાં તો બધા વળી વધારે વિમાસણમાં પડી ગયા. અંતે પોતપોતામાં કાંઈક મસ્લત કરીને જેણે તે પોટલી નાખી હતી, તે મનુષ્યને તેડી લાવવામાટે બહરામ ત્યાંથી ચાલતો થયો.

જેવો બહરામ એ ગારના પ્રવેશદ્વારમાંથી માથું બહાર કાઢીને ઉપર નીકળવા જતો હતો, તેવો જ કોઇએ એવી તો સફાઈથી તેની ગર્દનપર તલવારનો વાર કર્યો કે,

તેના શરીરના મસ્તક અને ધડ, એ બે વિભાગો ભિન્ન ભિન્ન થઈને પાછા ભોંયરામાં પડી ગયા. તેની આવી અવદશાને અવલોકીને સર્વ સભાસદો—કારસ્થાની મંડળના અગ્રેસરો—ભયથી અર્ધમૃત સમાન બની ગયા. એટલામાં ત્યાં એક બીજી પોટલી આવી પડી, તેમાં પણ એક પત્ર હતું અને ખુર્શીદખાંએ તે વાંચતાં આ પ્રમાણે તેમાં લખેલું દેખાયું;—"ખબરદાર! રઝીયાની વિરુદ્ધમાં જે કોઇપણ પોતાનું માથું ઉંચકશે, તે, આ બહરામ પ્રમાણે જ માથું ગમાવશે!. જોઇએ તો યાકૂબને ભલે હમણાં જ કાઢી મૂકો, પણ સુલ્તાના રઝીયાની શત્રુતાથી તો બધા દૂર જ રહો!!!"

---

## પ્રકરણ ૨૨ મું

### ઇશ્ક શયતાન છે!

"બુરી હય અય દાગ્ રાહેઉલ્ફત્ ખુદા ન લે જાય અયસે રસ્તે;
જો અપની તુમ ખયર ચાહતે હો, તો ભૂલ કર દિલ્લગી ન કરના!"

દાગ્

પ્રભાતનો સમય છે, રઝીયા બેગમ નિત્યકર્મથી પરવારી થોડોક નાસ્તો કરીને પોતાના મહાલયમાં ગાદીપર તકિયાને અઢેલી હુક્કો પીતી બેઠેલી છે અને તેની સ્હામે જ કેટલાક અંતરે અદબથી ગર્દન ઝુકાવીને જોહરા પણ બેઠેલી જોવામાં આવે છે. રઝીયા અને જોહરા વિના ત્રીજું કોઈ પણ ત્યાં હાજર હતું નહિ, એટલે સંપૂર્ણ એકાંત હોવાથી પ્રસંગને યોગ્ય જાણીને જોહરા કહેવા લાગી કે;—"હુજૂર! આજે ઘણાક દિવસથી હું જોયા કરું છું, પણ આપના મુખમંડળમાં છવાયલી ઉદાસીનતાની છાયાનું શું કારણ છે, તે હું જાણી નથી શકતી."

"મારી ઉદાસીનતાની તને તો અવશ્ય ચિન્તા હોવી જ જોઇએ! કારણ કે, તારા જેવી સાચી અને વફાદાર લૌંડી મારે ત્યાં બીજી કોણ છે!!" રઝીયાએ વિરોધદર્શક અર્થમાં એ વાકયોનો ઉચ્ચાર કર્યો.

"હુજૂર! આ બંદીના લોહીનો દરેક છાંટો હુજૂરની વફાદારીનો જ દિનરાત દમ ભર્યા કરે છે, અને જો ખુદાની ઇચ્છા હશે તો હુજૂરને સત્વર જ એની સત્યતાનો અનુભવ થઈ જશે." જોહરાએ કહ્યું.

"એમાં સંશય જ શાનો હોય? પણ જોહરા! એ તો કહે કે, તારી તાજપોશીનો જલ્સો કયારે થવાનો છે, અને તે જલ્સાની ખુશાલી ભોગવવામાટે હું જીવતી રહીશ કે નહિ?" રઝીયાએ ધીમે ધીમે ભેદનો પડદો જોહરા આગળ ઉઘાડતાં કહ્યું.

એ વાકય સાંભળતાં જ જોહરાનો ચહેરો એકાએક ફીકો અને ઝાંખો પડી ગયો અને ભયથી તેની છાતી ધકધક થવા લાગી. તે એક ઘણી જ બદમાશ ઔરત હતી; એટલે એટલો બધો ગભરાટ થવા છતાં પણ તેણે પોતાને સંભાળી લીધી અને મનના ભાવને બહાર પ્રકટ થવા દીધો નહિ. પરંતુ રઝીયા તો તેની મુદ્રામાં થયેલાં પરિવર્ત્તનોને સારી રીતે પારખી ગઈ હતી.

"હુજૂર! એ આપે શું ફર્માવ્યું?" જોહરાએ પૂછયું.

"અહા! હજી સુધી મારા કહેવાનું તાત્પર્ય બી જોહરાની ચપળ બુદ્ધિના સમજવામાં ન આવ્યું ? જી-હજરત! મારો સવાલ એવો છે કે, હુજૂર દેહલીના તખ્તને પોતાના કદમથી કયારે દીપાવશો ?' રજીયાએ જોહરાને તેના તનમનમાં આગ સળગાવનારો સવાલ પૂછ્યો.

જોહરા એ સવાલ સાંભળીને પાછી ગભરાટમાં પડી ગઈ અને તે ગભરાટને અનેક પ્રયત્નો કરવા છતાં પણ હવે તે છૂપાવી શકી નહિ. તેની એ સ્થિતિને બેગમ સારી રીતે જાણી ગઈ અને તેથી પાછી બોલી કે;-"કેમ, હવે મારા કહેવાનો ભાવાર્થ હુજૂરના સમજવામાં આવ્યો કે ?"

પણ જોહરા-બદનસીબ અને નમકહરામ જોહરા એનો શો જવાબ આપે? અંતે તે, પોતાના નાપાક ચહેરાપર બેહયાઈ (નિર્લજ્જતા) નો બુરખો નાખીને કહેવા લાગી કે, "હુજૂરના બોલવાનો મતલબ હજી પણ બંદીના સમજવામાં નથી આવી શકતો."

"અફસોસ-અત્યારે હુજૂરની બુદ્ધિ કોણ જાણે કયાં જંગલમાં ઘાસ ચરવાને ચાલી ગઈ છે! અથવા તો નુજૂમી સાહબે શીખડાવેલા પાઠને આપ અત્યારે ભૂલી ગયાં હશો! પણ શું અત્યારે એ વાતનું પણ આપને સ્મરણ નથી કે, મારું કામ તમામ કરીને દિલ્લીના તખ્તપર વિરાજવાના તમારા મેહરબાન નુજૂમી સાહબના વિચાર સાથે આપ કેવાં મળતાં થયાં છો તે ?" રજીયાએ ગંભીર મુદ્રાથી કહ્યું.

એ સ્પષ્ટ ખુલાસો સાંભળવામાં આવતાં જ જોહરાના મુખમંડળમાં બાકી રહેલી લાલી પણ એકદમ ઉડી ગઈ. તે વેત્ર પ્રમાણે કંપિત થવા લાગી અને તેનાં મુખ તથા જિવ્હાને તાળું વસાઈ ગયું. એટલે પુનઃ તેનાપર ધિક્કારનો વર્ષાદ વર્ષાવતી રજીયા કહેવા લાગી કે;—

"અફસોસ કે, મેં ભોળાઈથી તારા જેવી એક નાગિનીને આસ્તીનમાં પાળી અને તને મારો બધો ભેદ જણાવી દીધો! તે પીરમુર્શદનું યુગયુગ ભલું થાઓ કે, જેણે મને તારા જેવી વિષવતી અને પ્રાણનાશિની નાગિનીના વિષથી બચવાનો માર્ગ બતાવ્યો; નહિ તો, નિર્દયતાથી તમે તો મારો નાશ કરી જ નાખ્યો હોત, ને સંસારનો લેશમાત્ર પણ આસ્વાદ લેવા વિના જ મને તમે આ દુનિયામાંથી પેલી દુનિયામાં મોકલી આપી હોત! પણ જોહરા! નમકહરામ, હરામજાદી જોહરા! તારા કપટનો બધો ભેદ મારા જાણવામાં આવી ગયો છે, અને તેથી તને પણ સત્વર જ તારા બહાદુર નુજૂમી પાસે મોકલી આપવામાં આવશે. માટે હવે તારું એ જ કર્તવ્ય છે કે, જ્યાંસુધી તું જીવતી છે, ત્યાંસુધીમાં સાચા દિલથી પાકપર્વરદિગાર પાસેથી પોતાના ગુનાહોની માફી માગી લે, નહિ તો મોત પછી પણ તારે દિનરાત દોજખની આગમાં બળ્યા કરવું પડશે!"

એમ કહીને રજીયાએ સીટી વગાડી અને તેનો અવાજ સાંભળતાં જ હાથમાં નાગી તલ્વાર લઇને એક ખોજો ત્યાં નીકળી આવ્યો. બેગમનો ઇશારો થતાં જ તે જોહરાને ઘસડીને એક ઓરડામાં લઇ ગયો. રજીયા પણ ઊઠી અને તે ઓરડામાં તેમની પાછળ તરત જ જઈ પહોંચી. રજીયાના આવતાં જ જલ્લાદ ખોજાએ તલ્વારના એક જ વારથી જોહરાની ગર્દન ધડપરથી ઉડાવી દીધી અને રજીયાએ એક અશર્ફિયોથી ભરેલી કોથળી તે ખોજાના હાથમાં આપીને કહ્યું કે, "આ હરામજાદીની નાપાક લાશ કોહલાં અને

કાગડાના ભક્ષમાટે જંગલમાં નાખી આવ અને એનું માથું આપણા શાહીમહાલના બહારના દરવાજાના કાંગરાપર લટકાવી દે; કે જેથી બીજી બાંદીઓને ધડો મળે અને તેઓ સ્વપ્નમાં પણ પોતાની બેગમ સાથે નમકહરામી કરવાનો વિચાર કરી ન શકે!"

"જેવી આજ્ઞા;" એમ કહીને ખોજાએ યથાયોગ્ય નમન કર્યું અને રઝીયા પાછી પોતાના દીવાનખાનામાં આવીને ગાદીપર બેસી ગઈ. એ સમયે કોપની વિશેષતા થવાથી તેની આંખો લાલચોળ થઈ ગઈ હતી. એ જ સમયે બ્રહ્માનન્દ સ્વામી ત્યાં આવી પહોંચ્યો. તેને જોતાં જ રઝીયા ઊઠીને તેનાં ચરણોમાં પડી ગઈ અને તેને ગાદીપર બેસવાનો આગ્રહ કરવા લાગી. પરંતુ તે ગાદીપર ન બેસતાં ફર્શીપર જ બેઠો અને કહેવા લાગ્યો કે, "રઝીયા! આ ગાદીપર તો માત્ર દિલ્લીની સુલ્તાના જ બેસી શકે છે; બીજાનો એ પર બેસવાનો અધિકાર નથી."

અંતે રઝીયા પણ પોતાના આસનને બદલે ફર્શીપર જ બેસી ગઈ અને વિનયથી બોલી કે, "શાહ સાહબ! આપના ઉપકારોને હું મારા એક મુખથી કેમ કરીને પ્રદર્શિત કરી શકું? કારણ કે, તે માટે સહસ્ર મુખોની આવશ્યકતા છે. અત્યારે હું જે જીવતી જાગતી આપનાં ચરણોમાં બેઠેલી છું, તે માત્ર આપની કૃપાદૃષ્ટિનું જ મિષ્ટ પરિણામ છે! તે દિવસે બહરામના પંજામાંથી મને આપે જ છોડવી હતી. આ મહાલયના ગુપ્ત ભૂમિમાર્ગો પણ મને આપે જ બતાવ્યા. મારી માતાના કાફિર મદદગાર બહરામના તુર્કમી બનવાની વાત મને આપે જ જણાવી અને કારસ્થાની મંડળની માહિતી પણ મને આપે જ આપી હતી, અને તેથી જ બહરામને જહન્નમમાં પહોંચાડવાનો પ્રસંગ મને મળી શક્યો. તેમ જ આજે હરામજાદી જોહરાના પ્રાણનાશક વિષમાંથી પણ મારો ઉદ્ધાર આપે જ કર્યો છે; માટે જણાવો કે, આપના ઉપકાર અને આભારોનો બદલો હું કેવી રીતે વાળું અને આપના ઉપકારોના ભારથી મારા શિરને હું કેવા પ્રકારે મુક્ત કરું? મને તો કાંઈ પણ સૂઝતું નથી!!"

એના ઉત્તરમાં મુસલ્માન ફકીરના વેશમાં આવેલા બ્રહ્માનન્દ સ્વામીએ કહ્યું કે, "રઝીયા! એનો લેશ માત્ર પણ તારે વિચાર કરવો જ નહિ! ખુદાએ જ્યારે એમ જોયું કે, હયવાનો એક બીજાને મદદ નથી આપતા, ત્યારે તેણે ઇન્સાનોને ખાસ એટલા માટે જ પેદા કર્યા કે, તેઓ સુખદુઃખમાં એક બીજાનાં મદદગાર થાય. અર્થાત્ મેં જે કાંઈ પણ કર્યું છે, તે મારું કર્તવ્ય જ બજાવ્યું છે; એટલે એ વાતને અહીં જ રહેવા દઇને હું તને એ પૂછવા માગું છું કે, યાકૂબના વિષયમાં તેં અંતે શો વિચાર કર્યો છે વારુ?"

"હજરત સલામત! યાકૂબના નામથી આપના મનમાં આટલો બધો ધિક્કાર કેમ આવે છે વારુ?" રઝીયાએ સ્હામો સવાલ કર્યો.

"હાય-હાય! રઝીયા! તારા શિરપર ખરેખર ઇશ્કનો શયતાન જ સવાર થયેલો છે, અને તે જ્યારે તારી પૂરેપૂરી બરબાદી કરી નાખશે, ત્યારે જ તારો કેડો મેલશે. એટલું જ નહિ; પણ તે કદાચિત્ તારા અમૂલ્ય પ્રાણનો પણ નાશ કરી નાખશે!" એ વાક્યો ઉચ્ચારતાં સ્વામીનાં નેત્રો કોપથી રક્તવર્ણ થઈ ગયાં અને તે, "રઝીયા! જ્યારે ખુદાની જ તને આ દિલ્લીના તખ્તપર કાયમ રાખવાની ઇચ્છા નથી, ત્યારે મારી શી શક્તિ કે, હું તેની ઇચ્છાને ફેરવી શકું! બસ-આજે તારા

સાથેની આ મારી છેલ્લી જ મુલાકાત છે-આજ પછી સ્વપ્નમાં પણ તું મારું મુખ જોઇ શકવાની નથી. પરંતુ જતાં જતાં વળી પણ હું તને એટલું કહી મૂકું છું કે, માત્ર જોહરા અને જાહરામને મારવાથી જ તું નિર્ભય થઇ ગઇ છે, એમ તારે સમજવું નહિ, અને એ પણ સ્મરણમાં રાખજે કે, મારો ઉપદેશ ન માનવામાટે પશ્ચાત્તાપ કરવાનો અને હાથ ઘસી ઘસીને અશ્રુ વર્ષાવવાનો પ્રસંગ પણ તને સત્વર જ પ્રાપ્ત થશે!" એટલું કહીને વાયુ અથવા વિદ્યુત્ પ્રમાણે તે ત્યાંથી અદૃશ્ય થઈ ગયો.

સ્વામી બ્રહ્માનન્દના ચાલ્યા જવા પછી લગભગ અર્ધ પ્રહર સુધી રજીયા ત્યાંની ત્યાં જ માથું નીચું નાખીને નિર્જીવ પૂતળી સમાન પડી રહી અને ત્યાર પછી માથું ઊંચું કરી ઓરડામાં ચારે તરફ નજર ફેરવીને તે મનમાં જ કહેવા લાગી કે, "હેં-એ જાદુગર ક્યાં ચાલ્યો ગયો! હું આખા હિન્દુસ્તાનની સુલ્તાના હોવા છતાં એક અદના (સાધારણ) ગુલામપર કાબૂ ન ચલાવી શકી? મારાપર લાનત છે કે, અત્યાર સુધી એક ગુલામ-નાચીજ ગુલામને પોતાના કબ્જામાં લાવી નથી શકતી! જ્યારે તે કંબખ્તને મારાં ચરણોમાં નમાવીશ ત્યારે જ મારા રજીયા નામની હું સાર્થકતા થયેલી માનીશ!"

મનમાં જ એવી રીતે બડબડ કરતી તે એકદમ ઉઠીને ઉભી થઈ અને ઓરડામાં આમતેમ ફરવા લાગી. એટલામાં એક લૌંડીએ આવી ભૂમિને ચુંબન કરીને વિનતિ કરી કે, "વજીરે આજમે આજે આપને એમ વિનવવા કહેલું છે કે, આજે દર્બાર ભરવાનો છે."

"તું વજીરને જઇને એમ કહે કે, આજે જરા મારી તબીયત સારી નથી, માટે મારાથી આજે દર્બારમાં આવી શકાશે નહિ. એટલે આજે દર્બાર મૌકૂફ રાખો તો વધારે સારું." રજીયાએ આજ્ઞા કરી.

"જેવી હુઝૂરની મરજી!" એમ કહીને નમન કરી તે લૌંડી ત્યાંથી ચાલી ગઈ, એટલે રજીયાએ સીટી વગાડીને એક લૌંડીને બોલાવી અને તેને સોસન તથા ગુલશનને હાજર કરવાનો હુકમ કર્યો. એ વેળાએ લગભગ મધ્યાહ્ન કાળ થવા આવ્યો હતો, અને સૂર્યનારાયણ ક્ષિતિજના મધ્ય ભાગમાં વિરાજમાન થયેલા હતા.

—✲✲✲✲—

## પ્રકરણ ૨૩ મું
## પ્રેમયજ્ઞની પૂર્ણાહુતિ

"હમ યે સમઝે થે કે હોંગે વસ્લમેં તુમપર નિસાર;
જાન લેગી હસરતે દીદાર ક્યા માલૂમ થા!" વહીદ

એની તો વાંચકોને સ્મૃતિ હશે જ કે, રજીયાના શયનગૃહમાં જઇને બ્રહ્માનન્દે જ્યારે તેને જાહરામના પંજામાંથી છોડાવી હતી, ત્યારે યાકૂબને પોતાની ગુલામીના બંધનમાંથી મુક્ત કરી દેવાના અને તેની સાથે કોઈ પણ પ્રકારનો સંબંધ ન રાખવાના વિચારમાટે જ તેણે રજીયાને એક સપ્તાહનો અવકાશ આપ્યો હતો.

એ પછી જ્યારે તે બીજી વાર રજીયાને મળ્યો, ત્યારે મહલમાંના જૂદા જૂદા ઓરડાઓના કેટલાક ભેદો તેણે તેને જણાવ્યા, જાહરામ અને કુસીદાનું રહસ્ય પણ વ્યક્ત કર્યું, નુજૂમી (જાહરામ)નું કારસ્થાન ખુલ્લું કરી દીધું અને તેનું સ્થાન પણ રજીયાને

બતાવી દીધું. એટલું જ નહિ પણ બ્રહ્માનન્દે અંતે જોહરાની નમકહરામી અને ગુપ્ત કારસ્થાની મંડળનો પણ બધો ગુપ્ત ભેદ તેનાં નેત્રો સામે લાવીને ઉભો કર્યો.

ગુલામીની ચૂપડીના પાછળના ભાગમાં એક પુરુષના છુપાઇને ઊભા રહેવાનું જે અમે વર્ણન કરી આવ્યા છીએ, તે પુરુષ બીજો કોઈ જ નહિ, પણ રજીયા બેગમ પોતે જ હતી. તેણે તે વેળાએ પુરુષનો વેશ ધારણ કરી લીધો હતો. ત્યાર પછી તે જંગલમાં આવી અને ત્યાં તેને જે બીજા બે પુરુષો મળ્યા, તે બ્રહ્માનંદ અને હરિહરશર્મા, એ બે પુરુષો જ હતા. ત્યાંથી એ ત્રણેએ જે ભૂમ્યન્તર્ગત ભવનમાં પ્રવેશ કર્યો હતો, તે, જે ભવનમાં તે દિવસે ગુપ્ત કારસ્થાની મંડળની સભા મળી હતી, તે જ ભવન હતું; કે, જેનું વિસ્તૃત વર્ણન અમે કરી આવ્યા છીએ.

થોડી વાર પછી બ્રહ્માનન્દ અને હરિહર શર્મા તો બહાર નીકળી ત્યાંથી જમીનને બરાબર કરીને પોતાને ઘેર ચાલ્યા ગયા હતા અને રજીયા અંદરના ગુપ્ત માર્ગે જ પોતાના મહાલયમાં પહોંચી ગઈ હતી; કારણ કે, ભૂમિભવનમાંથી અંદરથી જ એક ગુપ્ત માર્ગ રજીયાના મહાલય સુધી લંબાએલો હતો, અને તે માર્ગ બ્રહ્માનંદદ્વારા જ તેના જાણવામાં આવ્યો હતો. બીજે દિવસે બળવાખોરોના મંડળમાં જે પત્ર આવી પડ્યું હતું તે પણ રજીયાએ જ નાખ્યું હતું અને બહરામનો વધ કરનારી નારી પણ તે પોતે જ હતી. એ બનાવ બની ગયા પછી તેણે પોતાની માતા કુસીદાને બીજા ઓરડામાં કેદ કરી અને પોતાના બે ભાઈઓ (મુઇજ્જુદ્દીન બહરામ અને નાસિ[illegible] મહમૂદ) ને પણ અંધારી કોટડીમાં બેડીઓપ જં ઓપી હતી. અને તેણે [illegible] બટીંડે મોકલીને [illegible] પ્રસંગ મને [illegible] નાખાન કયદ કર્યા અને એક ખાત્રીના સરદારને બટીંડે મોકલ્યો હતો [illegible] એવો સંદેશો મોકલ્યો કે, "રૂકનુદ્દીન ફીરોજશાહને પણ પૂરા બંદોબસ્તથી અંધારી કોટડીમાં કેદ કરો." ત્યાર પછી તેણે જોહરાનો ઘાત કરાવ્યો અને એ બધો બંદોબસ્ત કરી લીધા પછી તે પોતાને સર્વ પ્રકારે નિર્ભય સમજવા લાગી. એ મદને લીધે જ આજે દુર્ભાગ્યવશાતાથી બ્રહ્માનંદના ઉપદેશનો તેણે કાંઈ પણ વિચાર કર્યો નહોતો અને તેને વ્યર્થ અસંતુષ્ટ અને અપ્રસન્ન થવાનું કારણ આપ્યું હતું.

હવે, રજીયાનાં એ બધાં કારસ્થાનોની ખબર ગુપ્ત કારસ્થાની મંડળના સભાસદોને નહોતી મળતી, એમ તો હતું જ નહિ; કિન્તુ તેમને રજીયાનાં કામોની જરાએ જરા ખબર વખતો વખત મળ્યા કરતી હતી. એ તો આપણે જાણી ચૂક્યા છીએ કે, તે ગુપ્ત સભામાં યાસન અને ગુલ્શનના પિતાઓ પણ શામિલ જ હતા, પણ તેઓ રજીયાની બુરાઇને બદલે ભલાઇને જ વધારે ચાહનારા હતા, એટલે યાસન અને ગુલ્શન દ્વારા તેમના પિતાઓને રજીયાના મહાલયની બધી બાતમીઓ મળ્યા કરતી હતી. વળી રિશ્વત આપીને મહાલયની બીજી કેટલીક લોંડીઓને પણ તેમણે પોતાના હાથમાં કરી લીધી હતી, એટલે રજીયાની કોઈ પણ વાત તેમનાથી અજ્ઞાત અથવા છુપી રહી શકતી નહોતી.

ગુલામ યાકૂબને ગુલામીના બંધનમાંથી મુક્ત કરીને તેને રજીયાએ અમીરઉલઉમરાની પદવી આપીને દરબારીઓમાં દાખલ કર્યો એથી તો તેની કશી પણ હાનિ થઈ નહિ; કિન્તુ તેના પર રજીયા આશક થઈ, એ જ તેની હાનિનું મૂળ કારણ થઈ પડ્યું. એ જ કારણને લીધે શાહી દરબારના બહુધા સર્વ સરદારો રજીયાથી વિરુદ્ધ થઈ ગયા

હતા અને વળી રજીયાએ ખુલ્લંખુલ્લાં પોતાની માતા તથા પોતાના ભાઇઓને કેદખાનામાં પૂરી રાખ્યાં હતાં અને યાકૂબપર પણ પ્રસિદ્ધ રીતે જુલ્મ કરવા માંડ્યો હતો, એથી તેમની વિરુદ્ધતાના જોશમાં વળી ઘણો જ વધારો થઈ ગયો હતો.

ગમે તેવી રીતે દિવસ તો વીત્યો, સંધ્યાકાળ થયો અને જોતજોતાંમાં એક પ્રહર જેટલો રાત્રિનો સમય પણ વીતી ગયો. એ વેળાએ રજીયાએ સોસનને બોલાવીને પોતા પાસે બેસાડી અને ગુલ્શનને હુકમ ફરમાવ્યો કે, 'યાકૂબને જલ્દી અહીં હાજર કર.'

જ્યાં સુધી યાકૂબ નહોતો આવ્યો, ત્યાં સુધી રજીયા સોસનને ભૂખી વાઘણ પ્રમાણે જોયા કરતી હતી. લગભગ બે ઘટિકા પછી લશ્કરી પોશાકમાં સજ્જ થયેલો હાથમાં નાગી તલ્વાર સહિત યાકૂબ ત્યાં આવી પહોંચ્યો. આવતાં જ જમીનને ચુંબન કરીને તેણે બેગમને પ્રણામ કર્યા અને ગોઠણ મંડિયે બેસી ગયો. સોસન અને યાકૂબની એ વેળાએ સ્વાભાવિક રીતે જ ચાર આંખો થઈ, અને તેને જોતાં જ મનમાં તાવપેચ ખાઇને બેગમ યાકૂબને કહેવા લાગી કેઃ-

"યાકૂબ, શું તને એ વાતની ખબર છે કે, તું અત્યારે ક્યાં અને કોની રૂબરૂ બેઠેલો છે?"

"જી, હું એ વાતથી અજ્ઞાત તો નથી જ કે, હું અત્યારે આ ક્ષણે પોતાની વિકારને વશ થયેલી અને જાલિમ મલેકાની સ્હામો બેઠેલો છું. જે ઔરતે પોતાને ઈશ્કના ફંદામાં ફસાવીને બરબાદ થવાનો જ નિશ્ચય કરી લીધેલો છે અને અદલ ઇન્સાફના રસ્તે જે બાદશાહીનો ઉપભોગ કરવાને સર્વથા અયોગ્ય જ છે, તે સુલ્તાના રજીયા બેગમની રૂબરૂમાં અત્યારે હું બેઠેલો છું." યાકૂબે હિંમતથી જવાબ આપ્યો.

એ વચનબાણનો પ્રહાર થતાં રજીયાનું હૃદય કોપ અને ઈર્ષાથી વધારે ખળભળી ગયું અને તે ભવાં ચઢાવીને કહેવા લાગી કે, "કેમ યાકૂબ! જે ગુલામને બાદશાહે પોતાની મેહરબાનીથી અમીરુલ્ઉમરા બનાવ્યો હોય, તે જ ગુલામ જો પોતાના બાદશાહનું ફર્માન ન માને, તો તે બદજાત શયતાનને શી સજા થવી જોઇએ?"

"તે નમકહરામ ગુલામને ફાંસીને લાકડે જ લટકાવી દેવો જોઇએ!" યાકૂબે પણ તેવી જ કરડાકીથી જવાબ આપ્યો.

"ત્યારે મારું અંતે તમને એમ કહેવું છે કે, તમે મારો હુકમ કબૂલ કરવાના છો કે ફાંસીને લાકડે લટકી જવાના છો? કારણ કે, જે ગુલામ પોતાના મેહરબાન બાદશાહના ફર્માનને ન માને, તેને ફાંસીને લાકડે જ લટકાવી દેવો જોઇએ એ વાતનો ફેસલો તમે પોતે જ કરી ચૂક્યા છો!" રજીયાએ એમ કહીને પુનઃ તેને પેચમાં લેવાનો પ્રયત્ન કરવા માંડ્યો.

"મારી મેહરબાન સુલ્તાના! જે ફર્માનને માનવાથી સુલ્તાનાની પવિત્ર પદવીમાં કલંક ન લાગતો હોય, તે ફર્માન સરોચશ્મથી કબૂલ કરવાને હું એક પગે તૈયાર છું. પરન્તુ એક સ્વાર્થ અને વિકારને વશ થયેલી અવિચારી સ્ત્રી પોતાની પદવીને ભૂલી જઇને પોતાના તાબેદારોને જે અયોગ્ય આજ્ઞા કરતી હોય અને જેનું પરિણામ તે ઉભયને માટે નઠારું અને ભયંકર થવાનો સંભવ હોય, તેવી આજ્ઞાને તો હું કોઈ કાળે પણ માની શકું એમ નથી જ." એ જવાબથી યાકૂબે તેના પેચને ઉખેડી નાખ્યો.

"પ્યારા યાકૂબ! આ સલ્તનત, આ તખ્ત, આ રિયાસત, આ રુતબો, આ દૌલત અને આ જવાહિરાત ઇત્યાદિ સર્વ હું તારાપર નિઃસાર કરી નાખું છું; સારાંશ કે, જો તારી પ્રાપ્તિ થાય, તો એ સર્વેનો ત્યાગ કરવાને હું તૈયાર છું; માટે આટલી બધી ઉદારતા બતાવ્યા છતાં પણ શું તું મારી પ્રાર્થનાને નહિ માને અને મારા મનની આશા પૂરી નહિ કરે!!" રજીયાએ પુનઃ નમ્રતાથી એ વાક્યો ઉચ્ચાર્યાં.

યાકૂબે હાથ જોડ્યા, માથું નમાવ્યું અને કહ્યું કેઃ-"સુલ્તાના એ તો હું સારી રીતે જાણી ચૂક્યો છું કે, કામદેવે આપના મનને એટલું બધું પોતાના વશમાં કરી લીધું છે કે જેથી આપને, પોતાના રુતબા, સલ્તનત, આબરૂ અને જીવ ઇત્યાદિ કોઈ પણ વસ્તુનું ભાન રહ્યું નથી! આપની આવી અયોગ્ય અવસ્થામાં આપને અધિક ઉપદેશ આપવો, તે કાર્ય નક્કારખાનામાં તૂતીના અવાજ પ્રમાણે નિષ્ફળ જ થવાનું! છતાં વળી પણ આપની કુશળતાનો વિચાર કરીને હું આપનાં ચરણોમાં નમ્ર પ્રાર્થના કરું છું કે, આપ પોતાના મર્તબાનો અને વડિલોના તખ્તની આબરૂનો વિચાર કરો; આ નાપાક ખિયાલને તમારા દિલમાંથી દૂર કરો અને મને અહીંથી ચાલ્યા જવાની રજા આપો!"

"બસ એ બકવાદને બંધ કર. અને સાફ સાફ કહી દે કે, તારા દિલમાં શું છે?" રજીયાએ પાછો પોતાનો મિજાજ ખોઈ દીધો અને ગુસ્સાથી તે બોલી ઉઠી.

"મારા દિલમાં એ જ છે કે, હું હમણાં જ દિલ્હીમાંથી ચાલ્યો જઇશ અને મરણ પર્યંત પાછો આપની રૂબરૂમાં આવવાનો વિચાર માત્ર પણ કરીશ નહિ. એથી આપ પોતાના તખ્તપર કાયમ રહી શકશો અને સલ્તનતમાં કોઈ પ્રકારનો બખેડો પણ ઊડવા નહિ પામે." યાકૂબે જોશમાં જ જવાબ આપ્યો.

યાકૂબના શાંત અને નિર્ભય હૃદયના એ ખરા ભાવને જાણતાં જ સુલ્તાના એકદમ આગ આગ થઈ ગઈ, તેની આંખોમાંથી આગ વર્ષવા લાગી અને તેવા જ કોપના આવેશમાં તે બોલી કે, "યાકૂબ! કમબખ્ત યાકૂબ! તેં સૂતેલી નાગણને જાણી જોઇને ઠોકર મારી છે, ભૂખી વાઘણની જાણી જોઇને છેડ કરી છે અને પોતાના મોતને જાણી જોઇને બોલાવી લીધું છે! હરામજાદા! નમકહરામ દોજખી કૂતરા યાકૂબ! શું તું એટલું પણ નથી જાણતો કે, દિલ્હીની સુલ્તાનાના હુકમનું અપમાન કરવામાટે શી સજા મળે છે તે?"

"સજા? કત્લ!" યાકૂબે શાન્ત ભાવથી કહ્યું.

"બેશક, એ સજાને જ તું લાયક છે!!! અફસોસ સદ્ હજાર અફસોસ કે મેં એક પૂરેપૂરા હરામી કૂતરાને ગુલામીમાંથી મુક્ત કરીને અમીરુલ્ઉમરાની પદવીથી વ્યર્થ જ વિભૂષિત કર્યો! ખરું છે, કે નીચને ગમે તેટલી ઉંચી પદવીએ પહોંચાડવામાં આવે તો પણ તેના મૂળ નીચ ખવાસની અસર તો તેના મનમાંથી નથી જ જતી!" રજીયાએ અસહ્ય અપશબ્દોનો પ્રહાર કરતાં કહ્યું.

"સુલ્તાના! અત્યારે આપે પોતાની જબાનમાંથી જે શબ્દો ઉચ્ચાર્યા છે, તે સાંભળવાને હું ખુશીથી તૈયાર છું; કારણ કે, આપની પદવી અને મેં આપના ખાધેલા નમકને હું ભૂલી નથી ગયો. છતાં પણ આપે ફરમાવ્યું તે અક્ષરે અક્ષર સત્ય જ છે; કારણ કે, એ ખુદાની શાન છે, કે જેણે ગુલામને બાદશાહની પદવી આપી છે, અને એક

અમીર આલીખાન્દાનને ગુલામીની સાંકળમાં જકડી નાખ્યો છે. પણ ખેર, હવે ગુલામ જવાની રજા ચાહે છે."

રજાનું નામ સાંભળતાં જ રજીયા કોપના અગ્નિથી બળતી એકાએક ઉઠીને ઊભી થઈ ગઈ અને પોકાર કરતી કહેવા લાગી કે, "રજા ? ઓ દગાબાજ હરામનદા ! રજા ? અફસોસ લોકોમાં હું વિના કારણ બદનામ થઈ! બેઈમાન યાકૂબ! તેં મને બન્ને જહાનથી ખોઈ નાખી ! હવે હું લોકોને મારું મોઢું કેવી રીતે બતાવીશ અને આબરૂના ઘમંડથી તખ્તપર બેસીને લોકોની ફરિયાદ કેવી રીતે સાંભળી શકીશ ? બસ ઓ કાફિર ! હું તને મારી આંખો સામે જ કતલ કરાવીશ અને તને તડપતો જોઇશ, ત્યારે જ મારી છાતીમાં ટાઢક વળશે અને ત્યારે જ સર્વ લોકોને હું મારું મુખ બતાવવાને યોગ્ય થઇશ !"

એમ બોલતાં બોલતાં રજીયાએ મ્યાનમાંથી પોતાની તલ્વારને બહાર કાઢી લીધી અને તરત જ યાકૂબપર તેનો વાર કરવાની ચેષ્ટા કરી. પરંતુ યાકૂબે પોતાને બચાવી લીધો, એટલે રજીયાએ તરત જ ત્યાં ઉભેલી એક લોંડીને આજ્ઞા કરી કે, "જલ્લાદોને હમણાં લાવીને અહીં હાજર કર કે, સત્વર જ તેઓ આ બેઈમાન મલઊનનું માથું ધડથી જૂદું કરીને મારા બળતા જિગરને શાંત કરે !"

આજ્ઞા સાંભળતાં જ માથું ઝુકાવીને તે લોંડી તો ત્યાંથી ચાલતી થઈ, એટલે યાકૂબ સુલ્તાનાને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે, "સુલ્તાના ! તું જરા શુદ્ધિમાં આવ અને વિચાર કર કે, તું મને કેવા કેવા અપશબ્દો બોલી ચૂકી છે ! ન સહન કરી શકાય તેવી ગાળોને પણ હું ઈમાનદારી અને જવાંમર્દીથી સહન કરતો ગયો છું; પણ નહિ, હવે મારાથી એ સહન કરી શકાય તેમ નથી; તેનું કારણ એ છે કે, જો ખરેખર તારો મેં કશો પણ અપરાધ કર્યો હોત અથવા તો તારી રઈયતને રંજાડી હોત, તો તું જે સજા આપત તે હું ખુશીથી ભોગવી લેત. પરંતુ ખુદાની મેહરબાનીથી જ્યારે અત્યાર સૂધી હું મારા પાક ઈમાનપર કાયમ છું અને તું મારાપર નાહક જુલ્મનો વર્ષાદ વર્ષાવી રહી છે, ત્યારે હવે મારું પણ એ જ કર્ત્તવ્ય છે કે, તારા જુલ્મથી મારે મારા પોતાનો કોઈ પણ રીતે બચાવ કરવો. કારણ કે, કોઈ પણ મનુષ્ય જાલિમ અને જુલમગાર બાદશાહને પોતાનો બાદશાહ નથી સમજતો, અને તેથી તેના જુલમમાંથી પોતાને બચાવવાની જરૂર કોશિશ કરે છે; માટે હું પણ—"

યાકૂબનું ભાષણ હજી તો પૂરું થવા નહોતું પામ્યું, કે એટલામાં તો ત્યાં ચાર જલ્લાદો આવી પહોંચ્યા અને તે સર્વેએ પાછળથી ભયંકર પોકાર કરીને જણાવ્યું કે, "ચૂપ રહે, કાફિર ! ગર્દન ઝુકાવ અને મરવામાટે તૈયાર થા !!"

એમ કહી તે ચારે જલ્લાદો એકલા યાકૂબના શરીરપર તૂટી પડ્યા, પણ મહાવીર યાકૂબે માત્ર બે ચાર પેંતરા બદલીને જ તે ચારેનાં માથાં ધડથી જૂદાં કરીને જમીનપર રખડતાં કરી નાખ્યાં, અને ત્યાર પછી રજીયાને ઉદ્દેશીને કહેવા માંડ્યું કે, "કેમ સુલ્તાના ! તારા કસાઈખાનામાં માત્ર આટલા જ જલ્લાદો હતા કે શું ? કે હજી બે ચાર બીજા બાકી છે ? જો બીજા હોય, તો તેમને પણ બોલાવી લે, કે, તે બધાનો હું એક સાથે જ નિકાલ કરતો જાઉં ! અફસોસ, તેં જલ્લાદોને બદલે પોતાની

ફોજના જંગી જવાનોને જ મહાલયમાં કેમ ન બોલાવી લીધા? ખેર પણ રજીયા? હવે હું ખરેખર જ તારાથી દૂર થાઉં છું અને એક ભયંકર પ્રતિજ્ઞા કરું છું કે, તારા જેવી એક સ્વાર્થ સાધુ, જુલ્મગાર, અન્યાયી અને કામાતુર ઓરતને કોઈ કાળે પણ હું આ દિલ્હીના તખ્તપર કાયમ રહેવા નહિ જ દઉં; તારા ભાઈઓમાંથી કોઈ પણ શાહજાદાને આ તખ્તપર બેસાડીને મારા માલિક અને તારા બાપનું ખાધેલું નમક હું હલાલ કરીશ."

એમ કહીને વીરવર્ય યાકૂબે સોસનના મુખમંડળમાં પોતાનાં નેત્રોનો દૃષ્ટિપાત કર્યો, પરંતુ તે બિચારી તો એ વેળાએ લગભગ મૂર્છિત જેવી જ થઈ ગયેલી હતી એટલે યાકૂબે તેને નિહાળીને એક નિઃશ્વાસ નાખ્યો અને વીજળીના વેગે તે મહાલય-માંથી બહાર નીકળી ગયો.

તેના જવા પછી રજીયાએ પોતાની બધી લૌંડીઓને ત્યાં એકઠી કરી, કે જેમની સંખ્યા લગભગ પચાસની થવા જતી હતી અને ત્યાર પછી તેમને આજ્ઞા આપી કે, "સોસન અને ગુલ્શાનને હાથમાં તથા પગોમાં બેડીઓ નાખીને મહાલયમાં જ બંદો-બસ્તથી કેદ કરી રાખો."

તત્કાળ તેની આજ્ઞાનું પાલન કરવામાં આવ્યું અને સોસન તથા ગુલ્શાન–બિચારી બન્ને નિર્દોષ નારીઓ–ને હાથ અને પગમાં બેડીઓ નાખીને મહાલયમાંના એક ભયંકર ઓરડામાં કેદ કરવામાં આવી. તે વેળાએ બન્ને બાળાઓ પોતાના પ્યારાઓની ચાહમાં એટલી બધી અશક્ત અને અસાવધ બની ગઈ હતી કે, "અમને કોઈ ક્યાં લઈ જાય છે, અને અમારી સાથે કેવા પ્રકારનું વર્તન કરવામાં આવે છે;" એ બાબતનું પણ તે પ્રેમો-ન્મત્ત પ્રમદાઓને ભાન હતું નહિ.

એ પછી રજીયા બેગમે સઘળી લૌંડીઓને સમજાવીને કહ્યું કે, "જો સોસન અને ગુલ્શાનના કેદ થવાની ખબર કોઈ પણ રીતે તેમના પિતાઓના કાને પહોંચી છે, તો તમો બધીઓને જ હું કત્લ કરાવી નાખીશ. માટે એ બન્નેના કેદ થવાના ભેદને ચાલાકી અને હુશિયારીથી છુપાવી રાખજો અને જો કોઈ પૂછે, તો તેને એમ જણાવજો કે, તે બન્ને તો પોતપોતાના આશકો સાથે કોણ જાણે ક્યાં ન્હાસી ગયેલી છે!"

રજીયા, એ તો સારી રીતે જાણતી હતી કે, "યાકૂબ ઐયૂબને પણ પોતા સાથે લીધા વિના તો દિલ્લીથી બહાર નથી જ નીકળવાનો," તેમ જ તેને એ વાતની પણ ભીતિ હતી કે, "ક્યાંક યાકૂબ પોતાની અને પોતાના શાગિર્દની માશૂકને પણ પોતા સાથે તાણતો ન જાય!" અને એ ભીતિથી જ તેણે બિચારી એ બન્ને અબળાઓને કેદખાનામાં નખાવી હતી.

જો કે રજીયાનો સપત્ની દ્વેષ તો માત્ર સોસન સાથે જ હતો, છતાં એકલી સોસ-નનું તે કાંઈ પણ બગાડી શકે એમ હતું જ નહિ; કારણ કે, એ તો તે સારી રીતે સમ-જતી હતી કે, "જો ગુલ્શાન બંધનમુક્ત અને સ્વતંત્ર રહી તો અવશ્ય કોઈવાર પ્રસંગ સાધીને તે સોસનને પણ મુક્ત કરવાની જ અને તેના પિતા ખુદાદાદખાનને તેના કેદ થવાની ખબર સંભળાવીને જરૂર કાંઈ ફસાદ પણ કરવાની જ." એ હેતુથી જ તેણે ગુલ્શાનને પણ કારાગૃહવાસિની બનાવી દીધી હતી. ખરેખર રજીયા ગુલ્શાનને પણ જો

સોસન સાથે કારાગૃહમાં ન પૂરત તો સોસનનો કેદખાનામાંથી બહુ જ વહેલો છૂટકો થઈ ગયો હોત! જો કે, રજીયાના જનાનખાનાની બધી લૌંડીઓ ગુપ્ત કારસ્થાની મંડળના સભાસદો સાથે મળી ગયેલી હતી, તો પણ રજીયાના ધમકાવવાથી પોતાના પ્રાણના ભયને લીધે સોસન અને ગુલ્શાનના કેદ થવાનો ભેદ તેમનામાંથી કોઈએ પણ તેમના વાલિદો (પિતાઓ) ને જણાવ્યો જ નહિ.



## પ્રકરણ ૨૪ મું

### કાળો નાગ

"પસે મુરદન તો રહને દે જ઼ર્મીપર અય સબા મુઝકો;
કે મિટ્ટી ખ઼ાકસારોંકી નહીં બરબાદ કરતે હયેં!"

રસા

ગત પ્રકરણમાં વર્ણવેલાં સર્વ કાર્યો કરી રહ્યા પછી રજીયાએ પોતાના વજીર ખુર્શીદખાનને બોલાવ્યો અને તેના આવતાં જ તે ડૂસકાં ભરી ભરીને કરુણોત્પાદક રોદન કરવા લાગી. તેની આવી અવસ્થા જોઇને પ્રથમ તો વજીર ગભરાઇ જ ગયો કે, "આ બધો ગોટાળો છે શું?" છતાં અંતે કેટલોક વિચાર કરીને તે ચૂપ જ રહી ગયો અને તે એટલે સુધી કે, તેણે રજીયાને તેના રોવાનું કારણ પણ ન પૂછ્યું તેમ જ તેને દિલાસો આપીને છાની રાખવાનો પ્રયત્ન પણ કર્યો નહિ. તેણે આંખના ઇશારાથી જ લૌંડીઓ પાસેથી કાંઈ વાત કઢાવવાનો પ્રયત્ન કર્યો; પણ લૌંડીઓએ બીજી તરફ નજર કરીને વાતને ટાળી દેવાથી તે પોતાના એ પ્રયત્નમાં સર્વ રીતે નિષ્ફળ જ થયો. વજીરની આતુરતાનું મુખ્ય અને પ્રબળ કારણ તો એ હતું કે, પેલા ચાર જલ્લાદોની લાશો લોહીથી તરબોળ થયેલી હજી ત્યાંની ત્યાં જ જેમની તેમ પડેલી હતી.

અંતે ઘણીક વાર સુધી રોદન કરીને રજીયા પોતાની મેળે જ છાની રહી ગઈ અને હાથમાંના રેશમી રૂમાલ વડે આંખો લૂછીને વજીરને ઉદ્દેશીને તેણે કહ્યું કે, "વજીર!" પરન્તુ એટલો એ શબ્દ ઉચ્ચારતાં પાછું તેનું ગળું ભરાઈ આવ્યું અને તેથી પાછું તેનાં નેત્રોમાંથી અશ્રુની ધારાનું વહન થવા માંડ્યું. વજીરે પ્રસંગને વિચારીને ધીમા સ્વરથી કહ્યું કે, "જહાંપનાહ! આજે હુજૂરની તબીયત કાંઈક વધારે ગભરાયલી હોય એમ જ દેખાય છે!"

રજીયાએ પોતાની બધી લૌંડીઓને ત્યાંથી ચાલ્યાં જવાનો ઇશારો કર્યો અને ત્યાર પછી તે ભરાયલી છાતીથી વજીરને કહેવા લાગી કે, "વજીર! તમે દિલ્હીના—આ બાદશાહતના—મુખ્ય વજીર છો, એટલે કે, અત્યારે આ આખી સલ્તનત આપના હાથમાં જ છે, એમ કહીએ, તો પણ તે સત્ય જ છે. અને આ મારા પ્રાણ પણ અત્યારે તમારા કબ્જામાં જ છે, એમ કહેવામાં પણ કોઈ પ્રકારની અતિશયોક્તિ થાય તેમ નથી જ. તમે એક વિદ્વાન્ અને અનુભવી પુરુષ છો, પણ અફસોસ કે, તમારા હોવા છતાં આજે એક અદના ગુલામે મારી હદથી ઉપરાંત બેઇજ્જતી કરી છે અને મારી આબરૂપર દાગ લગાવ્યો છે. શું તમારી એ ફર્જ નથી કે તમે તે બદજાત કાફિર શખ્સને તેની બેઅદબીની પૂરેપૂરી સજા આપો અને મારા ચહેરામાં લાગેલા દાગને ધોઈ નાખો?"

ખુર્શીદખાન રજીયાનું એ બોલવું સાંભળીને ચકરાવામાં પડી ગયો અને ભયથી કંપાયમાન થતો કહેવા લાગ્યો કે "જહાંપનાહ! એવો તે એ કયો બદનસીબ ઇન્સાન છે કે જે જાણી જોઇને મોતને મળવામાટે તૈયાર થઈ ગયો છે? જો મને તેનો પત્તો મળે, તો તેને કાચોને કાચો મીઠાં મરચાં વગર જ ચબાવી જાઉં!"

"એ નીચ અને કમીના ગુનાહગારનું નામ યાકૂબ છે. મને તમારી આગળ તેની નીચતાનું વર્ણન કરતાં શર્મ આવે છે; છતાં પણ અત્યારે શર્મને એક બાજૂએ મૂકીને હું તેની નીચતાની આખી કથા તમને કહી સંભળાવું છું, અને એટલી જ ઇચ્છા રાખું છું કે, તે ભલે ગમે ત્યાં ન્હાસી ગયો હોય, તો પણ તેને સત્વર જંજીરોમાં જકડીને પકડી મગાવી અને તેને અડધો જમીનમાં પૂરીને કૂતરાને તેના માંસની ઉજાણી અપાવો.'' રજીયાએ કોપના આવેશથી કહ્યું.

"જેવી આપની આજ્ઞા!" વજીરે અચકાઇને કહ્યું.

"સાંભળો વજીર સાહબ! મારી તાજપોશી વખતે જે ઘણાક જલસા થયા હતા તેમાંના પેલા દંગલની વાત પણ તમોને યાદ તો હશે જ. એ દંગલમાં યાકૂબે આશ્ચર્યકારક શૌર્ય બતાવીને મારા મનનું આકર્ષણ કર્યું હતું અને મેં તેની બહાદુરીથી ખુશ થઇને તેને ગુલામીમાંથી છૂટો કરી દરબારી અમીરોમાં તેની ગણના કરીને અમીરુલ્ઉમરાની પદવીથી વિભૂષિત કર્યો હતો, એ વાતને પણ તમે ભૂલી તો નહિ જ ગયા હો!" રજીયાએ પોતાની કર્મકથા કહેવા માંડી.

"હુજૂર! એ સઘળા બનાવો મને સારી રીતે યાદ છે." ખુર્શીદખાન વજીરે વિનયપૂર્વક ઉત્તર આપ્યું.

"પણ અફસોસ—જેનાપર મેં આટલી બધી મેહરબાની કરી, તે કમીનાએ મારામાં જ બદનજર નાખી અને જોહરા માર્ફત મને એક શર્મ ઉપજાવે તેવો સંદેશો કહાવ્યો! એ સંદેશો સાંભળતાં જ મારા મનમાં એટલો બધો ગુસ્સો પેદા થયો કે, જોહરાને મેં તરત જ જલ્લાદની તલ્વારને હવાલે કરી દીધી અને કોઈ પણ આરોપ ઊભો કરીને હું યાકૂબને પણ કત્લ કરાવવાનો વિચાર કરવા લાગી. પણ તે કમીનો આજે એકાએક બિલકુલ બેશર્મ થઇને મારા મહાલયમાં ઘુસી આવ્યો અને મારી પાસેથી નઠારી માગણીઓ કરવા લાગ્યો. અંતે કોપનો આવેશ સહન ન થવાથી મેં આ ચાર જલ્લાદોને બોલાવ્યા, પણ તે બદમાશ કાફિર જોતજોતાંમાં આ ચારે જલ્લાદોને જહન્નમમાં રવાના કરીને અને સૌસન તથા ગુલ્શનને બાંધીને ઘસડતો અહીંથી નીકળીને ચાલ્યો ગયો. જતાં જતાં તેણે મને એવી ધમકી આપી કે, તને જો દિલ્લીના તખ્તપરથી ઉતારી મૂકું તો જ મારું નામ યાકૂબ! આ પ્રમાણેની બીના બની છે.'' રજીયાએ પોતાની કર્મકથાની પૂર્ણ આહુતિ કરી.

વાંચકો! જોયો કે, આ સ્ત્રીચરિત્રનો વિલક્ષણ પ્રતાપ! સ્ત્રીના ચરિત્રથી ઈશ્વર બચાવે, તો જ મનુષ્ય બચી શકે છે; અન્યથા તેનો ઘાત તો નિશ્ચિત જ છે- રજીયાની આવી વાતો સાંભળીને વજીર ઘણા જ ઊંડા વિચારમાં પડી ગયો; કારણ કે, અત્યાર સુધીમાં તેણે બીજા દરબારીઓના મુખે એમ જ સાંભળ્યું હતું કે, "રજીયા યાકૂબપર આશક થયેલી છે અને તેથી તેને પોતાના કાબૂમાં લાવવામાટે તે અનેક પ્રયત્નો કર્યા કરે છે. પણ યાકૂબ તો તેના પંજામાંથી પોતાના પ્રાણને છોડવવાની ચિન્તામાં જ

પડેલો છે;" એટલે રજીયાએ આજે જે વર્ણન કર્યું, તેને સાંભળતાં તેનું ચિત્ત ઠેકાણે રહી ન શક્યું અને તે એનો જ વિચાર કરવા લાગ્યો કે, "આ બેમાંથી સાચી વાત કઈ હશે! અર્થાત્ જે દરબારીઓ કહે છે તે બીના સાચી છે કે, રજીયાનું આ કથન સત્ય છે; એનો યથાયોગ્ય નિર્ણય કેવી રીતે અને કેમ કરવો?"

વજીર એ સત્ય અને અસત્યના નિર્ણય વિશેના વિચારમાં લીન થયેલો હતો, એટલામાં અચાનક ત્યાં યાકૂબ આવીને હાજર થયો. તેને જોતાં જ બેગમ અને વજીર બન્ને ગભરાઈ ગયાં. યાકૂબે આવતાંની સાથે જ વજીરના પગ આગળ એક ચિઠ્ઠી ફેંકી અને પછી જોરથી તે કહેવા લાગ્યો કે-

"જનાબ ખુર્શીદખાં સાહબ! રજીયાએ અત્યારે મારા સંબંધમાં જે કાંઈ પણ આપને કહ્યું છે, તે સત્ય છે કે અક્ષરે અક્ષર અસત્ય છે, તેનો સુબૂત આપને આ ચિઠ્ઠીથી મળી શકે એમ છે; અને સોસન તથા ગુલ્શનને પણ હું મારી સાથે લઈ નથી જતો. પરંતુ રજીયાના બોલવાથી હું એમ ધારું છું કે, કાં તો રજીયાએ એ બન્નેને મારી જ નખાવી હશે કે કાં તો આ મહાલયના કોઈ ખાસ છુપા સ્થાનમાં કેદ કરાવીને રાખી હશે. ખેર, ગમે તેમ હો, પણ આ નાપાક સુલ્તાનાએ સોસન અને ગુલ્શનપર જુલ્મ કરીને મારા ગુસ્સાની આગને વધારે જ ભડકાવવાની કોશિશ કરેલી છે. અફ઼સોસ કે અત્યારે સોસન અને ગુલ્શનની મારાથી જરાપણ શોધખોળ કરી શકાય એમ નથી. એટલે એ બન્નેને પોતાના નસીબના ભરોંસાપર છોડીને જ હું અહીંથી કૂચ કરું છું અને મારા શાગિર્દ અયૂબને સાથે લઈ જવા ઉપરાંત મારા એક અલૌકિક ચમત્કારનું પણ આપને દર્શન કરાવતો જાઉં છું. જો કે રજીયાની સૂરત પુનઃ ન જોવાની જ મેં પ્રતિજ્ઞા કરી હતી, છતાં લાચાર થઇને મારે અહીં આવવું પડયું છે!"

યાકૂબ જ્યાં સુધી બોલતો રહ્યો, ત્યાં સુધી બેગમ અને વજીર મૌન્ય ધારીને તેનું ભાષણ સાંભળતાં રહ્યાં. તે બન્નેમાંથી યાકૂબ સાથે નજર મેળવવાની કે તેને રોકવાની કોઈ પણ હિમ્મત કરી શક્યું નહિ. બન્નેનાં માંથાં નીચાં નમી ગયાં હતાં.

જ્યારે યાકૂબ જે કાંઈ પણ કહેવાનું હતું તે કહી રહ્યો, એટલે તરત જ ઇંડાં જેવડાં બે મોતી તેણે પોતાના કમરબંધના ખીસામાંથી બહાર કાઢયાં અને તેમનો બેગમ તથા વજીરના નાકપર પ્રહાર કર્યો. તત્કાળ બન્ને એક એક છીંક ખાઇને બેભાન થઈ ગયાં, પ્રસંગને સાધીને યાકૂબે બેગમની કમરમાંથી એક સુવર્ણની ચાવી કાઢીને તેનું કલમદાન ખોલ્યું અને તેમાંથી કાગળોનું એક બંડલ કાઢીને પાછું તેને જેમનું તેમ બંધ કરી ચાવી પાછી બેગમની કમરમાં ખોસી દીધી. તે બંડલમાંથી તેણે વળી એક ખાસ કાગળ કાઢયું અને તેને પોતાની પ્રથમ ફેંકેલી ચિઠ્ઠી સાથે રાખીને એક બીજી જાતના મોતીનો તેમના નાકપર પ્રહાર કરીને તેમને પાછાં સાવધ કર્યાં અને તેમના સાવધ થવા પછી તેમને ઉદ્દેશીને કોપયુક્ત મુદ્રાથી તે કહેવા લાગ્યો કે;-

"ખુર્શીદખાં આ બે કાગળોમાંથી એક તો બેગમની ચિઠ્ઠી છે, અને બીજી મારી છે; એટલે એ બન્ને ચિઠ્ઠીઓને વાંચીને જે સાચી વાત હોય, તે આપ સમજી લેજો. આવી જ રીતે હું બેગમ અને મારી પોતાની લખેલી ચિઠ્ઠીઓ દરબારના બીજા પણ મોટા મોટા અમીરોને વ્હેંચતો જઇશ કે, જેથી આ નાલાયક કાળી નાગનને

તખ્તપરથી હેઠી ઉતારી પાડવાનું લોકોને પ્રબળ કારણ મળી શકે! હું માત્ર બેગમની પેટીમાંથી પોતાના હાથની લખેલી ચિઠ્ઠીઓ લેવામાટે જ પાછો આવ્યો હતો, પરંતુ અહીં આવીને જ્યારે મેં રજીયાને અસત્યવાદ કરતી સાંભળી એટલે મને એ જ યોગ્ય લાગ્યું કે, સર્વથી પ્રથમ આપને જ સત્યશીલ બેગમ સાહબાની સત્યતા અને પવિત્રતાનો નમૂનો બતાવવો, એ વધારે યોગ્ય છે."

એટલું કહીને વીજળીના વેગે યાકૂબ મહાલયમાંથી બહાર ચાલ્યો ગયો. બેગમ જમીન તરફ જોતી રહી ગઈ અને વજીર તેને જોતો ઊભો થઈ રહ્યો. એ વેળાએ ત્યાં એક પણ લોંડી હાજર હતી નહિ, કારણ કે, વજીરના આવતાં જ બેગમે તે સર્વને ત્યાંથી દૂર કાઢી મૂકી હતી.

વાંચકોને એનું સ્મરણ તો હશે જ કે, અયૂબે એકવાર એવા જ મોતીની સહાયતાથી જોહરાની ખબર લીધી હતી. એ મોતી યાકૂબની વૈદ્યવિદ્યાની કુશળતાના નમૂના જ હતા. તે એક ઘણો જ સારો હકીમ હતો અને અમુક પ્રસંગે દુશ્મનોથી બચવામાટે તેણે કેટલીક બેહોશીની અને બેહોશીને દૂર કરવાની દવાઓ તૈયાર કરી રાખી હતી. જો તેણે પોતાના ઇમાનની પરવા ન કરી હોત, તો તો ક્યારનોય તે રજીયાની ગુલામીમાંથી છૂટીને ન્હાસી ગયો હોત; પરંતુ તે એક સાચો અને ઇમાનદાર મુસલ્માન હતો, એટલામાટે તેણે પોતાની સુલ્તાના સાથે નમકહરામી કરી નહિ અને આજે પણ તેના મનમાં શાહી ખાન્દાનમાટે તેટલું જ માન હતું કે, જેટલું માન યાકૂબ જેવા એક જવાંમર્દ અને ઇમાનદાર મુસલ્માનના મનમાં પોતાના ખાધેલા નમકમાટે શક્ય હોય!

રાજમહાલયમાંથી બહાર નીકળવા પછી યાકૂબ પોતાના નિવાસાલયમાં આવ્યો. ઐયૂબ તેની વાટ જોતો જ ઊભો હતો. જે કાંઈ પણ લેવાનું હતું તે લઈ ઐયૂબને ચાલવાનો ઇશારો કરીને યાકૂબ ચોર દરવાજામાંથી બહાર નીકળ્યો. જે ચોર દરવાજામાંથી એક દિવસ રજીયાએ વૃદ્ધ ફકીરના વેશમાં મહાલયમાં પ્રવેશ કર્યો હતો, તે જ એ ગુપ્ત માર્ગ હતો. ત્યાંથી તે બન્ને સીધા માર્ગને છોડીને ગલીઓમાંથી પસાર થઈ અંતે શહરથી બહુ જ દૂર નીકળી ગયા. લગભગ એક પ્રહર પછી એક એકાંત સ્થળે પહોંચવા પછી તેમણે પોતપોતામાં કેટલીક ગુપ્ત વાતચીત કરી, અને છેવટે પ્રભાત થવા પહેલાં જ ઐયૂબને ગળે લગાવી, આંખોમાંથી આંસૂ વર્ષાવી અને અવસરે આવી મળવાનો વાયદો કરીને યાકૂબ ત્યાંથી રવાના થયો. તેના જવા પછી ઐયૂબ કેટલીક વાર સુધી તો ત્યાં જ રોતો બેસી રહ્યો અને ત્યાર પછી ત્યાંથી ઉઠી એક દિશામાં કિંચિત્ ચાલીને તરત ઉભો રહી ગયો. પાછો તે ચાલ્યો અને કેટલાક અન્તરે એક બહુ જ ઘન, પુરાતન અને અત્યંત વિસ્તારવાળા પીપળાના વૃક્ષપર હાથમાં એક નાની પોટલી લઈને ચઢી ગયો. દિલ્લીમાંથી ન્હાસતી વેળાએ એ પોટલી તે પોતાની સાથે જ લેતો આવ્યો હતો.

---

## પ્રકરણ ૨૫ મું
## નવીન મુક્તિ

"ક્યિા ઇશ્કને બેહયા જબકે ઇતના;
તો અબ ક્યા રહી યૂં જુસ્ત્રત કિસીકી।"

નાઝ

યાકૂબના ચાલ્યા જવા પછી વજીર ખુર્શીદખાંએ તે બે ચિઠ્ઠીઓ બહુ જ ધ્યાનથી વાંચી જોઈ, એમાંની એક રજીયાએ યાકૂબપર લખેલી પત્રિકા હતી અને બીજી યાકૂબે તેના જવાબમાં લખેલી પત્રિકા હતી. અહીં એ પત્રિકાઓમાં લખેલી વિગતનો ઉતારો કરવાની અમે કશી પણ અગત્ય જોતા નથી; કારણ કે, રજીયાએ પોતાના પત્રમાં માત્ર પ્રેમથી થયેલી પોતાની દુર્દશાનું જ રુદન કર્યું હતું અને વીર યાકૂબે પોતાના પત્રમાં તેને પ્રેમના પાશમાં ન પડવામાટેનો યોગ્ય ઉપદેશ આપેલો હતો. અર્થાત્ એ બે પ્રેમ-પત્રિકા અને ઉપદેશપત્રિકાના વાચનથી જે સત્ય ભેદ હતો, તે તત્કાળ ખુર્શીદખાંનના જાણવામાં આવી ગયો અને તેથી તે કોપયુક્ત નેત્રોથી બેગમના મુખને નિહાળવા લાગ્યો.

રજીયા તેની બદલાયલી મુખમુદ્રાના ઉતરેલા રંગને તરત ઓળખી ગઈ અને તેથી તેના હાથને પોતાના હાથમાં લઇને બહુ જ નમ્રતાથી કરગરીને તેને કહેવા લાગી કે;–"નેકનામ મિયાં ખુર્શીદખાં! હું મારાં કરેલાં પાપકર્મોની પૂરે પૂરી શિક્ષા પામી ચૂકી છું, માટે હવે તમે મારા પર રહમ કરો, મારા ગુનાહની માફી આપો અને મારાથી પોતાના દિલને ફેરવી ન નાખો. થોડીવાર પહેલાં યાકૂબના વિષયમાં આપને મેં જે કાંઈ પણ કહ્યું, તે અક્ષરે અક્ષર અસત્ય જ હતું. હવે હું આપને ખરી બીના શી હતી, તે પૂર્ણ સત્યતાથી કહી સંભળાવું છું."

બેગમના હાથમાંથી ખુર્શીદખાંએ પોતાનો હાથ છોડાવી લીધો અને ત્યાર પછી તે બોલવા લાગ્યો કે;–"સુલ્તાના! જો કે, આપ અત્યારે દિલ્લીના તખ્તને દીપાવનારાં છો, છતાં પણ આપ રમેલાં તો મારા હાથમાં જ છો! એટલામાટે હું મારી પ્યારી દુખ્તર (પુત્રી) પર જેટલો પ્યાર રાખું, તેટલો જ પ્યાર આપપર પણ રાખું છું. એ તો કદાચિત્ આપ જાણતાં જ હશો કે, આપના વાલિદ (પિતા) મને પોતાનો એક પ્યારો અને વફાદાર દોસ્ત જ સમજતા હતા અને તેમની ભલામણથી જ મેં આપને દિલ્લીના તખ્તપર બેસાડવામાટે મારાથી બની તેટલી કોશિશ કરી છે. પણ અફસોસ, આજે આ બધું હું શું જોઉં છું અને શું સાંભળું છું! પણ ખેર જે થવાનું હતું તે થયું. હું તો અંતપર્યન્ત આપનો જ સાથી અને શુભેચ્છક થઈ રહીશ, અને જ્યાં સુધી મારાથી બની શકશે, ત્યાં સુધી આપનું અશુભ કોઈ કાળે પણ કરીશ નહિ–શુભ કરવાનો જ પ્રયત્ન કરીશ. હવે વધારે વાતો ન કરતાં જે ભેદ હોય તે આપ મારા આગળ ખોલી નાખો કે, જેથી ખરી બીના મારા સમજવામાં આવી જાય અને આપના ભલામાટેનો કોઈ યોગ્ય ઉપાય યોજી શકાય."

વજીરનાં એવાં દિલદારીનાં વચનો સાંભળીને રજીયાએ યાકૂબપર પોતે આશક થઈ ત્યારથી તે જોહરા અને ઝહરાને મારી નાખવાના સમય સુધીનો તથા ગુસકાર-

સ્થાની મંડળનો બધો વૃત્તાંત તેને યથાક્રમ કહી સંભળાવ્યો, અને વધારામાં વિદિત કર્યું કે,-"અને મારી માતા તથા મારા ભાઈઓના કેદ થવાની વાત તો કાંઈ આપથી અજાણી નથી જ."

એ પછી રઝીયાએ બ્રહ્માનન્દ સ્વામીનો પણ સંપૂર્ણ વૃત્તાંત તેને સંભળાવ્યો અને તેના ઉપદેશને ન માનવામાટે પોતે અત્યંત પશ્ચાત્તાપ કરવા લાગી. અનુક્રમે જલ્લાદોના માર્યા જવાનો અને સોસન તથા ગુલ્શનને કેદ કરવાનો હાલ પણ તેણે ખુર્શીદખાનને જણાવી દીધો.

રઝીયાની એ બધી વાતોને સાંભળીને ખુર્શીદખાં બહુ જ ગભરાયો અને ગભરાતો જ કહેવા લાગ્યો કે; "ઉફ્! આટલા બધા ભયંકર બનાવો બની ગયા અને આપે એ વિશે મને અત્યાર સુધી એક શબ્દ પણ કહ્યો નહિ! ખેર-હવે જે થશે, તેને જોઈ લઇશું. અત્યારે તો હું જે કામો કરવા ઇચ્છું છું તે આ પ્રમાણે છે,-એક તો કોઈ પણ રીતે તે બુઢ્ઢા ફકીરને શોધી કાઢવો જોઇએ, કારણ કે, આપના કરેલા વર્ણનથી મારો એવો દૃઢ નિશ્ચય થઈ ગયો છે કે અવશ્ય તે કોઈ પણ અદ્વિતીય બળ ધરાવતો હોવો જોઇએ, અને તેથી અત્યારે તે આપને ઘણો જ મદદગાર થઈ પડશે. બીજું એ કે, યાકૂબને કોઈ પણ પ્રકારે મારી નખાવવો, ત્રીજું, આપની માતા અને આપના ભાઇઓને પણ આ ફાની દુનિયામાંથી બનતી ઉતાવળે રવાના કરી દેવાં, ચોથું, હિન્દુ-ઓના દેવમંદિરને અપવિત્ર કરવાના અપરાધને માટે જે મુસલ્માનોને કેદ કરવામાં આવ્યા છે, તેમને જિન્દાનમાંથી સત્વર બંધનમુક્ત કરી નાખવા, પાંચમું, મુસલ્માનોના કોપથી બળેલાં હૃદયોને શાંત કરવામાટે હિન્દુઓના તે દેવમંદિરને તોડી નાખવું અને છઠ્ઠું એ કે, ગુપ્ત કારસ્થાની મંડળમાં જે જે દરબારીઓ શામિલ છે, તે સર્વને છુપી રીતે પણ બહુ જ ઉતાવળે મારી નાખવાના છે."

"બેશક, એ સર્વ કાર્યો અત્યારે મારા રાજ્યની રક્ષા અને મારા પ્રાણની ક્ષેમ કુશળતામાટે ઘણાં જ લાભકારક થઈ પડશે." રઝીયાએ અનુમોદન આપતાં જણાવ્યું.

"પણ સોસન અને ગુલ્શનનું શું કરવું?" ખુર્શીદખાંએ વિચાર કરીને પૂછ્યું.

"જ્યાં સુધી એમના રાજદ્રોહી પિતાઓનો વધ કરવામાં નહિ આવે, ત્યાં સુધી એ બન્નેને હું એક ગુપ્ત સ્થાનમાં જ કેદ કરી રાખીશ, અને ત્યાર પછી એ બે હરામખોર મક્કાર ઓરતોનું પણ કાસળ કાઢી નાખવામાં આવશે. પરન્તુ જ્યાં સુધી એ બન્નેને કેદમાં રાખવામાં આવે, ત્યાં સુધી એ કાર્યની પૂર્ણતા કરવામાટે મને એક એવી લૌંડીની અગત્ય છે કે, જે મૂગી અને બહેરી હોય તેમ જ ચાલાક પણ ન હોય!" રઝીયાએ વળી એક નવી વાત કાઢતાં કહ્યું.

"એવી લૌંડી પાસેથી આપ શું કામ લેવાનાં છો?" વઝીરે શંકાથી સવાલ કર્યો.

"એજ કે, તે લૌંડી સોસન અને ગુલ્શનને ખાવાનું પહોંચાડ્યા કરશે અને તેમનાપર પહેરો પણ રાખ્યા કરશે." રઝીયાએ જવાબ આપ્યો.

"વારુ-હું એનો બંદોબસ્ત કરીશ. પણ હજી એક વાત બાકી રહી જાય છે, તે એ કે, જો રુસ્તમખાં સિપાહસાલાર આપનો દ્રોહી ન થાય, તો પછી ભય જેવું કશું પણ નથી; કારણ કે, અત્યારે આખી ફોજ એના જ તાબામાં છે અને ફોજના સિપા-

હીઓ એના હુકમને પોતાના જીવ કરતાં પણ વધારે વ્હાલો સમજે છે." ખુર્શીદખાંએ નવીન ભય દર્શાવ્યું.

"કંબખ્ત યાકૂબ મારી ચિઠ્ઠી વગેરે આપીને તેના મનને પણ જરૂર ભડકાવવાનો જ !" રજીયાએ ઉદ્દ્ગાર કાઢયો.

"બેશક; એમ થવામાં આશ્ચર્ય જેવું કશું પણ નથી. વારૂ ત્યારે આપ એક કામ કરો. આપના મહાલયમાં અત્યારે સોસન અને ગુલ્શન કરતાં વધારે ખુબસૂરત કોઈ પણ લૌંડી નથી. માટે જો એમનામાંથી કોઈ પણ એક સુંદરી રૂસ્તમખાંને પોતાના પ્રેમપાશમાં સપડાવે અને તે આપને દગો ન દે, એવો જો આપ બંદોબસ્ત કરી શકતાં હો, તો રૂસ્તમખાં આપનો દ્રોહી થાય અને બળવો જગાવે, એ બનવું સર્વથા અશકય છે. કારણ કે, રૂસ્તમખાં ઘણો જ ઐયાશ (વ્યભિચારી) છે, એટલે એવી રૂપ-સુંદરીને જોતાં જ તે લંપટ બની જશે અને કોઈ કાળે પણ તેની આજ્ઞાથી વિરુદ્ધ વર્ત્ત-વાનું સાહસ કરશે નહિ!" ખુર્શીદખાંએ વિજય મેળવવામાટેની એક નવીન યુક્તિ બતાવતાં કહ્યું.

રજીયાને પણ એ સલાહ પસન્દ પડી અને એ બાબતની વધારે વાતચીત બીજે દિવસે કરવાના વિચારથી તેણે અત્તર, એલચી અને પાન આપીને ખુર્શીદખાંને પોતા પાસેથી વિદાય કર્યો; કારણ કે, અર્ધ રાત્રિનો સમય વાતોમાં ને વાતોમાં વીતી ગયો હતો. ખુર્શીદખાંના જવા પછી રજીયા ઊઠીને પલંગપર લેટી ગઈ; પરન્તુ ચિન્તા, પશ્ચાત્તાપ અને મનની અસ્વસ્થતાને લીધે તેને આખી રાત નિદ્રાના આસ્વાદનું સુખ મળી શકયું નહિ.

પ્રભાતમાં રજીયા પલંગપરથી હેઠી ઉતરીને જેવી પોતાનો ઝબ્બો પહેરવા જતી હતી, તેવી જ ઝબ્બાના ખીસામાં ખોસી રાખેલા એક બંધ પત્રપર તેની અચાનક નજર પડી. તેને ઉઘાડીને વાંચતાં નીચે પ્રમાણેની વિગત તેમાં લખેલી હતી;—

"સુલ્તાના રજીયા બેગમ! તેં ખુર્શીદખાંની સાથે મળીને જે નવીન યુક્તિ કરવાનો નિશ્ચય કરેલો છે, તેથી તો એ જ સિદ્ધ થાય છે કે, ખરેખર તેં પોતાના મુખપર નિર્લજ્જ-તાનો બુર્કો જ ઓઢી લીધો છે. ખૈર—ખુદા તને વિજયિની બનાવે! છતાં પણ એ તો તારે સારી રીતે સમજી રાખવું કે, તારા કે ખુર્શીદખાંના કબ્જામાં દિલ્લીની બાદશાહી હવે લાંબો વખત તો રહી શકવાની નથી જ !!"

બસ એ પત્રમાં માત્ર એટલું જ લખેલું હતું. રજીયાએ મહાલયમાંની બધી લૌંડીઓને એકઠી કરીને ઘણી જ માથાફોડ કરી અને પૂછ્યું કે:—"મારા શયનસદનમાં રાતની વેળાએ લપાઈ છૂપાઇને કોણ આવ્યું હતું?" પરંતુ સર્વ લૌંડીઓએ એવો જ જવાબ આપ્યો કે,—"હુજૂર! શયતાન આવ્યો હોય તો ખુદા જાણે; પણ ઇન્સાન તો અહીં કોઈ પણ આવ્યો નથી જ."

અંતે તે કાગળ ખુર્શીદખાંને વંચાવવામાટે સંભાળીને બેગમે પોતાની પાસે રાખી મૂકયો. એ પત્રના અંતમાં લખવાવાળાનું નામ લખેલું નહોતું.

—□□□□—

## પ્રકરણ ૨૬ મું
## કિંચિત્ શાંતિ

"ચાકકો તકદીરકે હરગિજ નહીં મુમ્કિન્ રફૂ;
સોઝને તદબીર, સારી ઉમ્ર, ગો સીતી રહે !"

જફર

પ્રભાતમાં શય્યાનો ત્યાગ કરી નિત્ય નૈમિત્તિક કર્મોથી મુક્ત થઇને રાત્રિના જાગરણની તંદ્રા અને વ્યથિત મનની ચિંતાને ટાળવાના હેતુથી રજીયા બેગમ ઉપવનમાં ગઈ, પરન્તુ આજે તો ઉપવનની એ મનોહર અને રમણીય સુંદરતા તેના હૃદયને શાંત કરવાને બદલે અગ્નિ સમાન બાળવા લાગી. આજે તળાવમાં ખીલેલાં કમળો તેને જોતાં જ ક્રોધિષ્ટ થવા લાગ્યાં હોય, એવો જ રજીયાને ભાસ થવા લાગ્યો; કલિકાઓની પ્રસન્નતા તેને અપ્રસન્નતાવત્ દેખાવા લાગી, બુલબુલોનાં ગાન તેનાં કર્ણોને મ્લાન કરતાં ભાસ્યાં અને વાયુના શીતલ સ્પર્શમાં તેણે અગ્નિના ઉષ્ણ અને દાહક સ્પર્શનો અનુભવ કર્યો. હૃદયને શાંતિ ન મળવાથી રજીયા બેગમ તત્કાળ પાછી મહાલયમાં ચાલી ગઈ. ઉપવનમાં આનંદ ન મળવાનું બીજું કારણ એ પણ હતું કે, વાતચીતથી મનોરંજન કરનારી સહેલીઓ જોહરા, સોસન કે ગુલ્શાનમાંની એક પણ નારી અત્યારે તેની સાથે હતી નહિ.

મહાલયમાં આવીને તેણે થોડોક નાસ્તો કર્યો, અને ત્યારપછી જે ઓરડામાં બિચારી આફતની મારી સોસન અને ગુલ્શાન પગમાંની બેડીઓ અને હાથમાંની હાથકડીઓથી લાચાર બની એક બીજાના મુખ સામું જોતી અશ્રુ વર્ષાવતી બેઠી હતી, તે ઓરડામાં તે જઈ પહોંચી. બેગમને આવેલી જોતાં જ તે બન્નેએ માથાં નીચાં નમાવી દીધાં, અને "આ બલા અત્યારે વળી શું કરવાને આવી હશે !" એવા ભયથી તેઓ અત્યંત ગભરાવા લાગી.

રજીયાએ એ ઓરડામાં આવતાં વેંત જ તેનાં દ્વારો અંદરથી વાસી દીધાં અને ત્યાર પછી તે ઉભી ઊભી જ તેમને સંબોધીને કહેવા લાગી કે;–"સોસન અને ગુલ્શાન ! કાલે અવિચાર અને વિકારને વશ થઈ તમારાપર મેં જે અત્યાચાર કર્યો હતો, તેની ક્ષમા માગવા અને તમને આ બંદીખાનામાંથી છોડી દેવામાટે જ ખાસ અત્યારે હું આવેલી છું. અર્થાત્ મારી એ જ પ્રાર્થના છે કે, મારા અપરાધને તમે ભૂલી જાઓ અને આગળ જેવા પ્રેમથી મારી સાથે તમે વર્તતાં હતાં, તે જ પ્રમાણે હવે પણ વર્તો !"

બેગમની એ વિચિત્ર પ્રાર્થનાએ સોસન અને ગુલ્શનના મનમાં નાના પ્રકારના તર્ક વિતર્કોની સૃષ્ટિ ઉત્પન્ન કરી અને મનમાં ને મનમાં જ તેઓ એનું કારણ શોધી કાઢવાનો પ્રયત્ન કરવા લાગી. વિચારમાં તેમની એટલી બધી લીનતા અને એકાગ્રતા થઈ ગઈ કે, બેગમના સવાલનો જવાબ આપવાનું પણ તેમને ભાન રહ્યું નહિ. તે બન્નેની એવી અવસ્થા જોઇને રજીયા પાછી કહેવા લાગી કે;–"પ્યારી સોસન ! અને દુલારી ગુલ્શન ! તમે બન્ને મારામાં વિશ્વાસ રાખો અને સત્ય માનો કે, મેં તમારો વિકારની અંધતામાં જે ગઈ કાલે અક્ષમ્ય અપરાધ કર્યો છે, તેને માટે આજે મારા મનમાં અતિશય પશ્ચાત્તાપ થાય છે; અને તેથી આજે હું કોઈ એવું કાર્ય કરવાની ઇચ્છા

ધરાવું છું કે, જેથી તમારા હૃદયમાંનો કલેશ સદંતર દૂર થઈ જાય અને પુનઃ તમારા મનમાં મારાવિશેના પ્રેમનો પૂર્વવત્ નવેસરથી ઉદ્‌ભવ થાય. આપણે પુનઃ સર્વ સાથે મળીને આનંદ અને વિહારનો મિષ્ટ ઉપભોગ લઇએ."

"તો હુજૂર! મને શો હુકમ છે?" સોસને પૂછ્યું.

"હું પણ હુજૂરના હુકમથી બહાર નથી." ગુલ્શને કહ્યું.

"શાબાસ! હું પણ તમારી પાસેથી એ જ જવાબ મેળવવાની આશા રાખતી હતી. ખેર, સાંભળો; મારા કહેવાનો ભાવાર્થ એ છે કે, જ્યારે હું તમારી સુલ્તાના છું અને તમે મારી પ્રાણપ્રિય સખીઓ છો, ત્યારે એ મને વધારે વ્યાજબી લાગે છે કે, મારા કોઈ અમીર દરબારીઓ સાથે તમારો હસ્તમેળાપ કરાવી આપું અને એ પ્રમાણેની વ્યવસ્થા કરીને તમારી સાથે મિત્રતાનો એક નવીન સંબંધ સાંધું." રજીયાએ પોતાની ચાલાકીને ચલાવવાનો આરંભ કરતાં કહ્યું.

એમ કહીને રજીયાએ પોતાની ચપળ દૃષ્ટિની તેમના મુખમાં લીનતા કરી; કારણ કે, તેની એ વિષમય પ્રાર્થનાને સાંભળતાં જ સોસન અને ગુલ્સનના મુખમંડળનો બધો રંગ ઊડી ગયો હતો અને તેઓ વિચિત્ર મનોભાવથી એક બીજાનાં મુખને તાકી રહી હતી. રજીયાની માગણીનો જવાબ આપવાની તે બન્નેમાં શક્તિ રહી ન હોતી. બેગમ એ તેમના મનોભાવને જાણી ગઈ અને તેથી ફરીને કહેવા લાગી;–"ત્યારે હું આશા રાખું છું કે, વિવાહના વિષયમાં મારી જે ઇચ્છા છે, તે તમો બન્ને જરૂર કબૂલ રાખશો જ અને મારી આજ્ઞાને અવશ્ય આધીન થશો જ!"

હવે સોસન પોતાના મનોભાવને દાબી શકી નહિ અને તેથી તે મસ્તક નમાવીને કહેવા લાગી કે, "સુલ્તાના! મારા આ શરીરનાં સ્વામિની આપ જ છો, માટે એ શરીર આપ ગમે તેને પોતાની ઇચ્છા અનુસાર આપી શકો એમ છે; પરંતુ જ્યાં સૂધી મારા જીવમાં જીવ કાયમ છે, ત્યાં સૂધી મારું દિલ અને મારો હાથ તો હું યાકૂબ વિના બીજા કોઈ પણ મર્દને આપી શકું એમ છે જ નહિ!"

ગુલ્શને પણ ઐયૂબના નામનો ઉલ્લેખ કરીને એ પ્રમાણેની જ વાક્યપરંપરા કહી સંભળાવી. એ જવાબો સાંભળીને રજીયા ઘણી જ ઊછળી, લાલ પીળી થઈ ગઈ અને આવેશમાં જ બોલવા લાગી કે;–"બેવકૂફ ઔરતો! શું તમે હજી યાકૂબ અને ઐયૂબને જીવતા ધારીને બેઠી છો કે? એ બન્ને હરામજાદાઓનાં માથાં તો આજે સવાર પહેલાં જ જલ્લાદોની તીખી તલવારની ધારથી કપાઈ ચૂક્યાં છે!!"

એ વાક્યો સાંભળતાં જ સોસન અને ગુલ્શન પ્રાણનાશિની નાગિની પ્રમાણે ફૂત્કાર કરીને ઉભી થઈ ગઈ અને બેગમને ધિક્કારની દૃષ્ટિથી જોતી સોસન લાનત વર્ષાવતી કહેવા લાગી કે;–"તું જૂઠી છે–ખરેખર તું જૂઠી જ છે; ઓ નિર્લજ્જ નારી! જો તું સાચી જ હોય, તો લાવ–બતાવ કે, યાકૂબ અને ઐયૂબનાં તે કાપેલાં માથાં ક્યાં છે? અમારા શૌહરોનાં સર અમને આપ કે, અમે તેમને છાતી સાથે લગાવીને સત્વર તેમની સેવા કરવાને બિહિસ્તમાં જઇને હાજર થઇએ! તું જોઇએ તો આ શરીરના કકડે કકડા કરી નાંખ, પણ એટલું યાદ રાખજે કે, આ બે શરીરો યાકૂબ અને ઐયૂબ વિના બીજા

કોઇનાં પણ થવાનાં નથી જ ! કદાચિત્ આ ફાની દુનિયામાં તેમનો મેળાપ નહિ પણ થાય, પરંતુ જન્નતમાં તો અમે અવશ્ય મળવાનાં જ ! બસ, જા, તું અહીંથી સત્વર ચાલી જા અને તારાથી અમારું જે કાંઈ પણ ભૂંડું કરી શકાય તે જલ્દી કરી લે. જ્યારે આ બન્ને નાદાન ઓરતો મૌતની વાટ જોઈ મરવામાટે જ તેયાર થઈ બેઠેલી છે, તો પછી તારી શી પરવા છે–મૌતની અમને લેશ માત્ર પણ દરકાર નથી."

સોસને એ બધું ભાષણ એટલા બધા બળ અને ઉતાવળાપણાથી કર્યું કે, જેને સાંભળતાં રજીયાના આશ્ચર્ય, કોપ અને નૈરાશ્યની સીમા ન રહી. અંતે સોસન અને ગુલ્શન ઉભયને લાતોનો પ્રહાર કરીને તે એ ઓરડામાંથી બહાર નીકળી ગઈ. આશ્ચર્યની વાત તો એ જ છે કે, જેમણે પોતાનું આટલું બધું અપમાન કર્યું, તે સોસન અને ગુલ્શનને રજીયાએ જીવતી કેમ છોડી હશે!!! સ્વાર્થ મહારાજ! આપ મનુષ્યના હસ્તે જે ઇચ્છો, તે કાર્ય કરાવી શકો છો!!!

રજીયાના જવા પછી તેના નામપર થૂકીને સોસન આવેશયુક્ત બોલી ઉઠી કે;–

"જયસી તૂ અપને કામમેં શયતાન એક હય;
વયસી હી હકપસન્દ યે નાદાન એક હય;
યાકૂબકે લિયે તો યહાં ધ્યાન એક હય;
ઇમાન એક હય મેરા સુબહાન એક હય;
આ જાઉં તેરે દમમેં જો શૌહરસે ટૂટ કર;
નિકલે મેરે બદનસે લહૂ ફૂટ ફૂટ કર!"

બેગમે મહાલયમાં આવવા પછી લગભગ આખો દિવસ નાના પ્રકારની ચિંતા કરવામાં જ વીતાડ્યો, અને જોતજોતામાં સંધ્યાકાળનો સમય થઈ ગયો. રાત્રિ પણ થઈ અને રાત્રિનો લગભગ દોઢ પ્રહર જેટલો સમય પણ વીતવા આવ્યો; એ વેળાએ એક લૌંડીએ આવીને વજીર ખુર્શીદખાનના આવવાની ખબર આપી અને બેગમનો હુકમ મળતાં જ તે શાહી દીવાનખાનામાં આવી પહોંચ્યો. બેગમે બધી લૌંડીઓને ત્યાંથી વિદાય કરી દીધી અને ત્યાર પછી પોતાના ઝબ્બામાંથી મળી આવેલું પત્ર તેણે ખુર્શીદખાંને વંચાવ્યું; સોસન અને ગુલ્શન સાથે થયેલા સવાલ જવાબની વાત પણ કહી અને અંતે આતુરતાથી પૂછ્યું કે;–"બુજર્ગ વજીર! હવે કહો કે, આપણે શું કરવું?"

"ગઈ કાલે રાત્રે જ્યારે હું આપ પાસેથી વિદાય થયો, ત્યારે લગભગ અર્ધ રાત્રિનો સમય થઈ ચૂકયો હતો, અને અહીંથી જવા પછી મારા મનમાં કાંઈ એવી જ ઇચ્છા થઈ આવતાં હું વેશ બદલીને ગશ્ત લગાવવા નગરમાં નીકળી પડ્યો. કોઈ પણ રીતે યાકૂબ અને ઐયૂબનો પત્તો મળી જાય તો સારું, એ જ ખાસ મતલબથી હું બહાર નીકળ્યો હતો. અંતે હું ફરતો રખડતો નગરથી બહારના ભાગમાં કેટલેક દૂર નીકળી ગયો. હું જ્યાં પહોંચ્યો તે સ્થાન બિલકુલ વીરાન હતું અને જંગલી વૃક્ષો ઉપરાંત ત્યાં બીજી કોઈ પણ પ્રકારની શોભા જોવામાં આવતી નહોતી. મારાં પગલાંનો અવાજ સાંભળતાં જ ત્યાં એક વૃક્ષતળે સૂતેલી કાળી અને કુરૂપ એક ચીથરેહાલ ઓરત ઉઠીને બેઠી થઈ અને આર્જવતા કરીને મારી પાસેથી ભીખ માગવા લાગી. જણાવતાં મને અત્યંત આનંદ થાય છે કે, ગઈ કાલે જેવા પ્રકારની એક લૌંડી મેળવવાની આપે ઇચ્છા

દર્શાવી હતી, તેવા જ પ્રકારની એ ઓરત મારા જોવામાં આવી. જ્યારે એ વાત મારા જાણવામાં આવી કે, એ બદશકલ કાળી ઓરત ગુંગી અને બહેરી હોવા સાથે ઇશારામાં કરેલી વાતચીત પણ ભાગ્યે જ સમજી શકે છે, એટલે તેને હું મારી સાથે જ લેતો આવ્યો. પ્રથમ તો પહેરવામાટે મેં તેને સ્વચ્છ વસ્ત્રો આપ્યાં અને પછી જમાડી. મારા ધારવા પ્રમાણે એ ઓરત અવશ્ય આપના ઉપયોગમાં આવી શકશે. આપ જરા ધૈર્ય ધરો; સોસન અને ગુલ્શાન બંદીખાનાની મુસીબતોને કોઈ કાળે પણ સહન કરી શકવાની નથી અને તેથી બે ચાર દિવસમાં ઝખ મારીને જ તેઓ પોતાની મેળે આપની ઇચ્છાને આધીન થઈ જશે." ખુર્શીદખાં વજીરે વિચિત્ર વાર્તાનો વિનોદ કર્યો.

"તે ઓરત ક્યાં છે?" રજીયાએ સાનંદ પૂછ્યું.

"મહાલયના બાહ્ય દ્વારપરના ખોજા પાસે હું તેને બેસાડી આવ્યો છું." ખુર્શીદખાંએ જવાબ આપ્યો.

રજીયાની આજ્ઞા થતાં એક લૌંડી જઇને તે કાળી, બહેરી, ગુંગી અને ચુડેલ જેવી નવી ઔરતને ત્યાં લઈ આવી, અને તેમાં ખુર્શીદખાંના કહેવા પ્રમાણેના સર્વ યથાર્થ ગુણોને જોઇને રજીયાના આનંદનો પાર જ ન રહ્યો. અંતે તેને દીવાનખાનાની બહાર બેસવાનો ઇશારો કરવામાં આવ્યો, પણ તે ઇશારો ઘણી જ મુશ્કેલીથી તે સમજી શકી. ત્યાર પછી તે ચિઠ્ઠી કોની લખેલી હોવી જોઇએ, એનો વિચાર ચલાવવામાં આવ્યો અને રજીયા તથા ખુર્શીદખાંએ કલ્પનાના અને અનુમાનના લક્ષાવધિ ઘોડા દોડાવવા છતાં પણ તે ચિઠ્ઠી કોની લખેલી છે, અને તેણે મહાલયમાંના બધા ભેદો કેમ કરીને જાણ્યા હશે, એ તેમના સમજવામાં આવી શક્યું જ નહિ. પ્રથમ યાકૂબમાં કાંઇક શંકા ગઈ, પરંતુ હસ્તાક્ષર તેના ન હોવાથી એ શંકાને તરત જ દેશનિકાલ કરવામાં આવી. અસ્તુ; ખુર્શીદખાંએ તે ચિઠ્ઠીને રજીયાના હાથમાંથી લઇને પોતા પાસે રાખી લીધી અને ત્યાર પછી અહીં તહીંની બીજી કેટલીક વાતચીત કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો.

તેના જવા પછી તે નવી કાળી કુબ્જાને લઇને પાછી રજીયા સોસન અને ગુલ્શનને કેદ કરી હતી, તે ઓરડામાં ગઈ. જતાં જ તેણે તે બન્નેને ઊભાં થવાની આજ્ઞા કરી અને તેમને સાથે લઈ તે ઓરડામાંથી બહાર નીકળી, તે એક માર્ગમાં ચાલવા લાગી. કેટલાક ઓરડા, દાલાન અને ચોગાનોને ઓળંગવા પછી પાછી તે એક ઓરડામાં ઘુસી અને સોસન તથા ગુલ્શનને પણ તેણે અંદર બોલાવી. તે બન્ને નિર્બલતાથી અંદર ગઈ અને બેગમનો ઇશારો થતાં ઓરડાની વચ્ચો વચમાં બેસી ગઈ. ત્યાર પછી બેગમે કાળી કુબ્જાને પણ અંદર બોલાવી અને તેનો હાથ પકડીને તે પોતે પણ ત્યાં જ બેસી ગઈ. એ બધી વ્યવસ્થા થઈ રહ્યા પછી દીવાલમાંના એક હરિણશૃંગને તેણે જરાક ફેરવ્યો. તત્કાળ જમીન ખસી ગઈ અને તે ચારે ઓરતોને લઇને પાતાળમાં ઊતરવા લાગી. ચાર પાંચ ક્ષણમાં જ તે જમીન તલપ્રદેશમાં જઇને થોભી ગઈ અને ત્રણ ચાર હાથ જેટલા અંધકારમય ખાડામાં બેગમે સોસન અને ગુલ્શનને ધકેલી દીધી. થોડીવાર રહીને તેણે એક મીણબત્તી બાળી, ત્યાંના એક પાણી વિનાના અંધારા કુઆની ભયંકર મૂર્તિ બતાવી. પુનઃ બીજા કોઈ સાથે શાદી કરવામાટે તેણે તેમને સમજાવી, ધમકાવી અને ડરાવી; પણ તેમણે ફિટકાર અને ધિક્કાર વિના બેગમને બીજો

કશો પણ જવાબ આપ્યો જ નહિ. અંતે હારીને પોતે જે પત્થરપર બેઠી હતી, તેમાંની એક કળને તેણે દબાવી અને તેથી તે પત્થર ધીમે ધીમે ઉપર ચઢવા લાગ્યો. ઊપર આવ્યા પછી તે કાળી કુબ્જાને એ પત્થરદ્વારા નીચે ઊતરવાની અને પુનઃ ઉપર આવવાની યુક્તિ તેણે બતાવી દીધી અને એક બે વાર પોતે પણ આવવા જવામાં એટલે કે ઉતરવા ચઢવામાં તેની સાથે જ રહી. જ્યારે તે કુબ્જાની ઉતરવા ચઢવાના કામમાં નિપુણતા થઈ જવાનો રઝીયાનો નિશ્ચય થઈ ગયો, ત્યારે તે જ ઓરડામાં એ કુબ્જાના રહેવાનો બંદોબસ્ત કરીને સોસન અને ગુલ્શનને ખોરાક પહોંચાડવાનું કામ તેણે તેને સોંપી દીધું. બાવર્ચી એ કુબ્જામાટેનું ખાનું પણ ત્યાં જ પહોંચાડી દેતો હતો, અને બીજી આવશ્યકીય વસ્તુઓ પણ તેને ત્યાં જ પૂરી પાડવામાં આવતી હતી. એ કાળી કુબ્જાને કોઈ પણ રીતનો પરિશ્રમ કે પીડા વેઠવી ન પડે, એનો રઝીયા બેગમે ઘણો જ સારો બંદોબસ્ત કરી આપ્યો હતો. એ કાળી કુબ્જાનું કામ માત્ર એટલું જ હતું કે, તે રોજ બપોરે પાશેર સતૂ (ભૂંજેલા જવનો લોટ) અને બે લોટા પાણી જઇને સોસન અને ગુલ્શનને આપી આવતી હતી. બેગમ બીજે ત્રીજે દિવસે જઇને તે બન્નેને સમજાવવાનો બહુ જ પ્રયત્ન કરતી હતી, પણ બહુધા લાનત લઇને પાછી ફરતી હતી. કુબ્જાને અત્યારે તો આપણે કાળી લૌંડીના નામથી જ ઓળખીશું. એ કાળી લૌંડી પણ વખતે દગા ફટકાની રમત ન રમી જાય, એટલા માટે રઝીયાએ તેનાપર પણ સખ્ત ચોકી પહેરો રાખ્યો હતો અને પોતે પણ વારંવાર તેનાપર દેખરેખ રાખ્યા કરતી હતી.

---

## પ્રકરણ ૨૭ મું
## ભવિષ્યવાણી

"હય ગુમાં તેરા કિધર, કિસ વહમો નાદાનીમેં હય;
પેશ આની હય વહી, જો કુછ કે પેશાનીમે હય."

જફર

વજીર ખુર્શીદખાંએ બાદશાહીને કાયમ રાખવામાટે જે જે યુક્તિઓ સુલ્તાના રઝીયાને બતાવી હતી, તે વાચકોના સ્મરણમાં તો હશે જ; પરંતુ અફસોસ કે, રઝીયા અને ખુર્શીદખાંના જીવસટોસટના અનેક પ્રયત્નો ચાલતા છતાં પણ તેમાંની એક પણ યુક્તિ સફળ થઈ ન શકી અને ભયંકર કાળે પોતાનું વિકરાળ સ્વરૂપ તેમને દેખાડવા માંડ્યું.

રઝીયાનું એક અનુમાન સર્વથા સત્ય સિદ્ધ થયું; કારણ કે, યાકૂબે જેવી રીતે પોતાના અને રઝીયાના પત્રનું ખુર્શીદને દર્શન કરાવ્યું હતું, તે જ પ્રમાણે તેણે શાહી દરબારના સર્વ મોટા મોટા મુખ્ય અધિકારીઓને પણ પોતાનાં અને રઝીયાનાં પત્રો દેખાડ્યાં, અને માત્ર બે દિવસની દોડધામમાં જ તેણે સર્વ રાજ્યાધિકારીઓને પોતાના મિત્ર અને રઝીયા બેગમના શત્રુ બનાવી દીધા. એ ઉપરાંત જ્યારે ખુદાદાદખાં અને શમશીરખાંને પોતાની પુત્રીઓ (સોસન અને ગુલ્શન) નો કાંઈ પણ પત્તો ન મળ્યો અને રઝીયાએ પણ જ્યારે તેમના સવાલનો સંતોષકારક જવાબ ન આપ્યો,

એટલે તે બન્ને પણ બેગમના જીવના શત્રુ બની ગયા અને એવા પ્રયત્નોમાં પ્રવૃત્ત થયા કે, જેથી રજીયાની ધારણા કરતાં બહુ જ અલ્પ અવધિમાં પાયમાલી થઈ ગઈ.

સ્વામી બ્રહ્માનન્દે રજીયા બેગમને જે કાંઈ પણ કહ્યું હતું, તે સર્વ અક્ષરે અક્ષર સત્ય થયું અને તેની ભવિષ્યવાણી ધીમે ધીમે રજીયાને પોતાનાં વિષમય ફળનો કટુ આસ્વાદ ચખાડવા લાગી.

રાત્રિના તૃતીય પ્રહરનો આરંભ થઈ ચૂકયો હતો અને સ્વામી બ્રહ્માનન્દ તે જ પૂર્વકથિત દેવમંદિરના એક ભિન્ન ભાગમાં પોતાના શિષ્ય હરિહર શર્મ્મા સાથે કેટલાક ઉપયુક્ત સંભાષણમાં વિલીન થયેલો હતો. તેમનું જે લાંબા સમય સુધી પરસ્પર સંભાષણ થયું, તે નીચે પ્રમાણે જ હતું;–

"ગુરુદેવ! તો શું હવે એ ઉપાય વિના બીજો કોઈ પણ ઉપાય અવશિષ્ટ નથી કે, જેથી આપણા આ મન્દિરની રક્ષા થઈ શકે અને જેથી આપ પણ થોડોક વધારે કાળ અહીં વીતાડી શકો?" હરિહર શર્મ્માએ પૂછ્યું.

"નહિ, વત્સ! પ્રભુની ઇચ્છા એવી જ છે કે, આ પુણ્યભૂમિ યવનપદદલિત અને અપવિત્ર જ રહે અને ભારતસંતાનો અનન્ત અપમાન અને કષ્ટોને સહન કરતા ચિરકાલ પર્યન્ત પરમુખાપેક્ષી જ રહે. એટલે કે, દાસ્યભાવને પ્રાપ્ત થાય! અતએવ વત્સ! જ્યારે વિશ્વવિહારી નિરાકાર જગદાધારની જ એવી ઇચ્છા છે, ત્યારે આપણાથી ભારતના ભદ્રનો શો ઉપાય યોજી શકાય એમ છે?" બ્રહ્માનન્દ સ્વામીએ ઉત્તર આપ્યું અને પુનઃ આગળ વધીને તે કહેવા લાગ્યો કે;–"મારા કહેવાનું પ્રયોજન એ જ છે કે, ઈશ્વરની ઇચ્છાને આધીન થઈ, હવે અહીંથી હિમાલયમાં જઇને હું મારા આ પંચભૂતાત્મક કલેવરનો ત્યાગ કરીશ અને આજે ઉષ:કાળમાં જ હિમાલયની મારી યાત્રાનો આરંભ કરીશ. તને મેં જે કાંઈ પણ ઉપદેશો આપેલા છે, અને જે કાંઈ પણ વેદાન્તરહસ્યો તેં મારી પાસેથી જાણેલાં છે, તેમાં વિશ્વાસ અને નિષ્ઠા રાખીને સદૈવ નારાયણનું સ્મરણ કરતો રહેજે અને કરાળ કાળની અત્યંત ભયંકર લીલા દૃષ્ટિગોચર થવા છતાં પણ તારા અંતઃકરણને તું વિચલિત થવા દઈશ નહિ. હજી તો આ ધરાધામમાં ઘણા દિવસ રહીને દૈવના વિચિત્ર કુતુહલનું તારે અવલોકન કરવાનું છે, માટે કોઈ પણ રીતે નિરાશ ન થતાં પરમાત્મા પોતાની જે જે લીલા બતાવે, તે શાંતિથી જોયા કરજે. અન્તે તને વળી બીજીવાર ઉપદેશ આપતાં હું ચેતાવું છું કે, તે દિવસે આવ્યો હતો, એવો કોઈ સંકટનો સમય કદાચિત્ આવી પડે, અને જો આ દેવમંદિરનું રક્ષણ તારાથી ન જ કરી શકાય, તો તેવી વેળાએ મારા ઉપદેશ અથવા મારી આજ્ઞાનું કોઈ કાળે પણ વિસ્મરણ કરીશ નહિ અને તત્કાળ અહીંથી અન્ય કોઈ સુરક્ષિત સ્થાને ચાલ્યો જજે."

બ્રહ્માનન્દની વાતોએ આજે હરિહર શર્મ્માના હૃદયને ડગમગાવી નાખ્યું. તેનાં નેત્રોમાંથી નીર નીકળવા માંડ્યું અને તે બ્રહ્માનન્દનાં ચરણોમાં પડીને બાળક પ્રમાણે ધૈર્ય છોડીને રોવા લાગ્યો. બ્રહ્માનન્દે તેને આદરથી ઊઠાડીને છાતી સાથે ચાંપ્યો અને પ્રેમથી કહેવા માંડ્યું કે:—

"બેટા! ધૈર્યનું અવલંબન કર. આવો મોહ હવે તને યોગ્ય નથી અને એ તો વિચારી જો કે, આ નશ્વર જગતમાં કઈ વસ્તુ સદા એક જ અવસ્થામાં સ્થિર રહી શકે છે? જ્યારે જગત્ પોતે જ ચળ છે અને વિધાતાનો નિયમ જ એવો છે, ત્યારે આપણો શો ઉપાય ચાલી શકે વારુ? જો અને વિચાર કર; વિધિની વિડંબના એટલી બધી વિલક્ષણ છે કે, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ હોવા છતાં પણ બ્રહ્મર્ષિ વશિષ્ઠ ભગવાન્ શ્રી રામચન્દ્રના વનગમનનો અવિરોધ કરી શક્યા નહોતા અને સીતાત્યાગની ઘટનાને પણ તેઓ અન્યથા કરી શક્યા નહોતા. અર્થાત્ જે ભવિતવ્ય હોય છે, તે અવશ્ય થાય જ છે. તે વિધિના વિધાનને અન્યથા કરવાની કોઇનામાં પણ શક્તિ નથી." બ્રહ્માનન્દે કહ્યું. થોડીવાર સુધી તે કાંઈક વિચારમાં પડી ગયો અને પાછો કહેવા લાગ્યો કે, "હું તને પ્રથમ પણ અનેકવાર કહી ચૂક્યો છું કે, ભારતભૂમિની સ્વતંત્રતાના પુનરુદ્ધારમાટે મેં રાજસ્થાનના રાજાઓનાં સ્થાનોમાં ભ્રમણ કરીને તેમને જાગ્રત કરવાનો ઘણો જ પ્રયત્ન કર્યો, છતાં મારો પરિશ્રમ વ્યર્થ શામાટે થયો વારુ? માત્ર વિધિની ઇચ્છાથી જ. વળી રજીયાને પણ મેં શું થોડી સમજાવી હતી કે? પણ તેણે શું મારા ઉપદેશને ધ્યાનમાં લીધો કે? નહિ. શા કારણથી નહિ? વિધિની વિડંબનાના કારણથી જ. અતએવ, વત્સ! જ્યાંસુધી કોઈ ઘોર આપત્તિનો સમય નથી આવ્યો, ત્યાંસુધી પરમાત્માના ધ્યાનમાં લીન રહે, અને જેવાં ભયંકર કાળના આગમનનાં ચિન્હો દેખાવા માંડે, અને બચવાની જ્યારે કાંઈ પણ આશા રહે નહિ ત્યારે તત્કાળ તું આ સ્થાનનો ત્યાગ કરજે અને હરિદ્વારની નિવૃત્તભૂમિમાં જઇને નિવાસ કરજે!"

એટલું કહીને બ્રહ્માનન્દ ઊઠીને ઉભો થયો અને ત્યારપછી પણ પાછી હરિહર સાથે તેણે કેટલીક વાતચીત કરી. અંતે ઉષઃકાળનો સમય થયો અને તેથી હરિહરને પુનઃ આલિંગન આપીને તથા વળી પાછો કેટલોક બોધ કરીને તે મંદિરમાંથી બહાર નીકળ્યો અને ચાલવા લાગ્યો. તે દિવસ પછી પાછો તે કોઇના પણ જોવામાં આવ્યો જ નહિ.

બ્રહ્માનન્દના ચાલ્યા જવાથી હરિહર ઘણો જ શોકાતુર થઈ ગયો અને બે દિવસ પર્યન્ત અન્ન તથા જળનું તેણે ગ્રહણ કર્યું નહિ. પરંતુ સ્વપ્નમાં દર્શન આપીને પુનઃ બ્રહ્માનન્દે જ્યારે તેને સમજાવ્યો, ત્યારે જ તેનું ચિત્ત કાંઈક સ્વસ્થ થયું અને તે પરમાત્માના ધ્યાનમાં લીન થયો. યદ્યપિ હરિહર શર્મા બ્રહ્માનન્દના વિયોગથી ઘણો જ શોકાકુલ થઈ ગયો હતો અને અનેક પ્રયત્નો કરવા છતાં પણ તેનું હૃદય શાંત થઈ શકતું નહોતું; પરંતુ એનામાં દિલ્લીમાં એક એવો ભયંકર રાજવિપ્લવ ઉપસ્થિત થયો કે, જેથી હરિહરના હૃદયને એક પ્રકારનો અદ્વિતીય અને અલૌકિક પ્રબોધ મળ્યો—એથી તેનું ધ્યાન બીજી દિશામાં આકૃષ્ટ થયું,

એ તો આપણે ઉપર જાણી જ આવ્યા છીએ કે, યાકૂબે પોતાનાં અને રજીયાનાં પત્રો વંચાવીને સર્વ દરબારીઓને બેગમના વેરી બનાવી દીધા હતા. વળી સોસન અને ગુલ્શનના પિતા ખુદાદાદખાન અને શમશીરખાંએ પણ પોતાની પુત્રીઓનો વધ થયો છે, એવી શંકાથી બહુ જ જોરથી માથું ઉંચક્યું અને સેનાપતિ રુસ્તમખાનને તેમણે એટલો બધો ઉશ્કેરી દીધો કે, તે રજીયાથી એકદમ જ ફરી ગયો અને તેથી તેણે રજીયાને તખ્તપરથી ઉતારી દેવાનું અને તેને બદલે તેના ભાઈ મુઇજ્જુદ્દીન બહેરામને તખ્તપર બેસાડવામાટેનું જાહેરનામું એકદમ બહાર પાડી દીધું.

રાત્રીના તૃતીય પ્રહરની સમાપ્તિ થવા આવી હતી અને રજીયા પોતાના શયન-મન્દિરમાં ઘોર નિદ્રાનો ઉપભોગ લેતી અચેતન સમાન પડી હતી. બહારના ભાગમાં લૌંડીઓ સાવધતાથી પહેરો ભર્યા કરતી હતી અને બહારનાં દ્વારોપર ખાજાસરાઓનો ખડો પહેરો ચાલૂ હતો. એવામાં એકાએક અત્યંત ગભરાયલો અને ઉસ્કેરાયલો વજીર ખુર્શીદખાન્ રજીયાના શયનમંદિરમાં આવી લાગ્યો; કારણ કે, તેને કોઈ પણ સમયે અંતઃપુરમાં આવવામાટેની સદર પરવાનગી હતી. આવતાં જ તેણે એકદમ રજીયાને જગાડી અને જાગીને તે કાંઇક સ્વસ્થ થઈ, એટલે તે ભયભીત મુખમુદ્રા અને કંપિત સ્વરે કહેવા લાગ્યો કેઃ—

"ભાગો, સુલ્તાના! ભાગો. અત્યારે;—આ ક્ષણે બની શકે તેટલી ઊતાવળે અહીંથી ભાગી છૂટો. હું આવા રાત્રિના ભયંકર સમયે માત્ર આપને આવતી આપત્તિની સૂચના આપવાને જ આવેલો છું. રુસ્તમખાં બળવાખોરોનો સરદાર બની ગયો છે અને તેણે આજે ગુપ્ત રીતે આપને પદભ્રષ્ટ કરવા અને આપના ભાઈ મુઈજજુદ્દીન બહરામને સિંહાસનારૂઢ કરવામાટેનું જાહેરનામું બહાર પાડી દીધું છે. એ બાતમી મને હમણાં જ મળી છે, અને વળી એવી પણ અફવા મારા સાંભળવામાં આવેલી છે કે, તમારા જે બે ભાઇઓ અહીં કેદ હતા, તેમને છોડી દેવામાં આવ્યા છે અને તેવી જ રીતે આપની માતા પણ બંધનમુક્ત થઈ ગયાં છે. મને એની પાકી અને ખાત્રી-પૂર્વક ખબર મળી ચૂકી છે, કે સવાર થતાં પહેલાં જ આપને કેદ કરવામાં આવશે, અને જો એમ થયું, તો આપ સાથે કેવો વર્ત્તાવ કરાશે, એની કલ્પના તો આપ સહજમાં જ કરી શકો એમ છે!"

ખુર્શીદખાંની એ સઘળી હકીકત રજીયાએ બહુ જ ધૈર્યથી ધ્યાન આપીને સાંભળી અને જ્યારે તેનું બોલવું પૂરું થયું, ત્યારે અચાનક તે ગભરાઈ ગઈ અને ગભરાટમાં તેણે પૂછ્યું કે, "વજીર સાહબ! ત્યારે હવે મારે મારા બચાવનો શો ઉપાય કરવો?"

"જે આપના ધ્યાનમાં આવે અને આપને યોગ્ય લાગે તે ઉપાય કરો; પરંતુ જો મારા વિચાર પ્રમાણે જ વર્ત્તવાની આપની ઇચ્છા હોય, તો તો વધારે યોગ્ય એ જ થશે કે, આપ સત્વર અહીંથી ન્હાસો અને કોઈ પણ રીતે અત્યારે પોતાના પ્રાણ બચાવો. પછી જ્યારે પરવરદિગાર સારો પ્રસંગ દેખાડશે અને આ સંકટના દિવસો વીતી જશે, ત્યારે પાછાં આપણે એક બીજાને મળી શકીશું અને કદાચિત્ દિલ્લીનું તખ્ત પણ પાછું આપના કબ્જામાં આવી જશે."

એ વાતચીત ચાલતી હતી, એટલામાં મહાલયની લૌંડીઓમાં કાંઇક કોલાહલ થતો સંભળાયો અને તેમાં ક્ષણે ક્ષણે એટલો બધો વધારો થતો ગયો કે, અંતે તેણે વિગ્રહનું સ્વરૂપ ધારણ કર્યું—કેટલાક ખાજાસરાઓએ રજીયાના શયનમન્દિરમાં આવીને વિનતિ કરી કે;—"જહાંપનાહ! ફોજના સિપાહીઓ સહિત રુસ્તમખાંએ મહાલયમાં પ્રવેશ કર્યો છે."

ખાજાસરાઓની એ પ્રાર્થના પૂરી થતાં સુધીમાં તો કોલાહલ ઘણો જ વધી ગયો અને ભયંકર પોકારો કરતા લશ્કરી સિપાહીઓ—અર્થાત્ બળવાખોરો બહુ જ પાસે આવી લાગ્યા. એકાએક આવા ફેરવાઈ ગયેલા મામલાને જોઇને ખુર્શીદખાં ગભ-

રાઇને એકદમ ઊઠી ઊભો થયો અને રજીયાને કહેવા લાગ્યો કે;-"બેગમ! અત્યારે બીજા બધા વિચારોને છોડીને માત્ર પોતાનો જીવ બચાવવામાટેની જ ચિન્તા કરો!"

બિચારી રજીયાના ગભરાટનો પાર જ નહોતો; છતાં પણ તે એક ઘણી જ હિમ્મતવાળી ઓરત હોવાથી "વારુ ત્યારે, ખુર્શીદખાન! ખુદા હાફિજ!" એમ કહીને પાસેના એક ઓરડામાં ચાલી ગઈ અને અદૃશ્ય થઈ ગઈ. એટલામાં બળવાખોરો ત્યાં આવી લાગ્યા અને મુખ્ય વજીર ખુર્શીદખાંને રજીયાના શયનમંદિરમાં ઊભેલો જોતાં જ તત્કાળ તેમણે તેને કાપીને તેના ટુકડે ટુકડા કરી નાખ્યા. સોસન અને ગુલ્શનના પિતા ઉપરાંત રુસ્તમખાં સેનાપતિ પણ એ બળવાખોરોની સાથે જ હતો.

બળવાખોરોએ મહાલયના એકેએક ખૂણામાં સારી રીતે શોધ ચલાવ્યો, પણ તેમને રજીયાનો કયાંય પત્તો મળ્યો નહિ. કારણ કે, એક તો તે વિચિત્ર મહાલયના ભેદોથી તેઓ બહુ જ થોડા જાણીતા હતા અને બીજું એ કે, રજીયા ત્યાં હતી પણ નહિ! તે તો પોતા સાથે સારી રીતે જર જવાહિરાત લઇને ભૂમ્યંતર્ગત માર્ગથી દૂરના એક અરણ્યમાં નીકળી અને ત્યાંથી દેવમંદિરમાં ગઈ. હરિહર શર્માને તેણે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો અને તે વિપ્રવર્યે તેને છૂપાવીને નિર્ભયતાથી પોતાના આવાસમાં રાખી. એક સપ્તાહપર્યન્ત રજીયા એ દેવમંદિરમાં છૂપાઈ રહી અને હરિહર દરબારની બધી વાતો તેને સંભળાવતો રહ્યો. અંતે જ્યારે એ વાત તેના સાંભળવામાં આવી કે, 'બળવાખોરોએ મુઇજ્જુદ્દીન બહરામને દિલ્હીના તખ્તપર બેસાડી દીધો છે અને તેના નામની મનાદી ફરી ચૂકી છે;' એટલે તે લાચાર થઇને રાત્રિના શાંત સમયે ત્યાંથી ભટિંડાના કિલ્લા તરફ જવા ચાલી નીકળી. કારણ કે, ત્યાંના કિલ્લેદાર અલ્તૂનિયામાં તેનો ઘણો જ વિશ્વાસ હતો, અને તે (અલ્તૂનિયા) એક જંગી મોટી ફોજનો અફસર હતો.

ખુદાદાદખાં અને શમ્શીરખાંએ પોતાની પુત્રીઓ (સોસન અને ગુલ્શન) ને શોધવામાટેનો એક પણ પ્રયત્ન બાકી રાખ્યો નહિ, પરંતુ મહાલયમાં તેમનો કયાંય શોધ લાગી શકયો નહિ; એથી તેમનો એવો જ નિશ્ચય થઈ ગયો કે, 'બેગમે અવશ્ય તે બન્નેને મારી નાખેલી હોવી જોઇએ,' પરંતુ ખરી વાત શી હતી, એ તો વાંચકો જાણે જ છે. સોસન અને ગુલ્શન અંધારા કુઆમાં કેદ હતી, અને કાળી કુબ્જા તેમનાપર દેખરેખ રાખતી હતી. હવે તેમનો છૂટકો કેવી રીતે થયો, એ આપણે જોવાનું છે.

* * * * *

રજીયાને ધમકાવીને ચાલ્યો જવા પછી અયૂબને સાથે લઈ યાકૂબ પ્રથમ તો મહાલયના ગુપ્ત દ્વારમાંથી બહાર નીકળી જંગલમાં ગયો હતો, એ તો આપણે ઉપર જાણી ચૂકયા છીએ. ત્યાર પછી યાકૂબ એયૂબથી જૂદો પડીને પાછો દિલ્હીમાં આવ્યો અને પોતાને અત્યંત ગુપ્ત રાખીને પોતાની તથા રજીયાની ચિઠ્ઠીઓ તે દરબારીઓ અને રાજ્યના બીજા મુખ્ય મુખ્ય અધિકારીઓમાં વહેંચવા લાગ્યો. એ ચિઠ્ઠીઓથી સર્વ જણ એકાએક અલ્પ સમયમાં જ રજીયાથી વિરુદ્ધ થઈ ગયા. વાત એટલે સુધી વધી પડી કે, જોત જોતાંમાં બળવો જાગી ઉઠયો, વજીર ખુર્શીદખાનનું મહાલયમાં જ ખૂન કરવામાં આવ્યું અને રજીયાને રાજ્ય છોડીને પ્રાણ બચાવવામાટે ન્હાસી જવું પડયું.

સેનાપતિ રુસ્તમખાંને ત્યાર પછી પોતાના પક્ષમાં કરી લઇને યાકૂબે રજીયાના ભાઈ મુઇજ્જુદ્દીન બહરામને કેદખાનામાંથી છોડાવીને દિલ્હીના તખ્તપર બેસાડી દીધો

અને રજીયાની જુલમગાર માતા કુસીદાને સારા બંદોબસ્તથી નજર કેદ કરી. તેના નાના શાહજાદા નાસિરુદ્દીન મહમૂદ અને રુકનુદ્દીન ફીરોઝશાહના પુત્ર અલાઉદ્દીન મસઊદને પણ તેણે એક પ્રકારે નજર કેદ જેવા જ કરી રાખ્યા.

તખ્તનશીન થતાં જ દરબારીઓની સલાહથી મુઇઝ્ઝુદ્દીન બહરામે યાકૂબખાનને પોતાનો મુખ્ય વજીર બનાવ્યો અને વજીરની પદવી મળતાં જ યાકૂબ રાજ્યની વ્યવસ્થામાં અંતઃકરણપૂર્વક ધ્યાન આપવા લાગ્યો. પરંતુ પોતાના પ્રિય એયૂબ તેમ જ સોસન તથા ગુલ્શનનો પત્તો ન મળવાથી મનમાં તે ઘણો જ શોકાતુર રહ્યા કરતો હતો.

યાકૂબે મુઇઝ્ઝુદ્દીન બહરામને દિલ્લીની ગાદીપર બેસાડીને એક જાહેરનામું બહાર પાડયું. તેનો મતલબ (આશય) આ પ્રમાણે હતો;–"જે મનુષ્ય રજીયાને કોઈ પણ પ્રકારનો આશ્રય આપશે, તેને તે વાત જાણવામાં આવતાં જ જીવથી મારી નાખવામાં આવશે, અને તેનાં માલ મિલ્કત જપ્ત કરવામાં આવશે. તેમ જ જે મનુષ્ય રજીયાનો પત્તો અમને મેળવી આપશે, અથવા તો તેને પકડીને શાહી દરબારમાં હાજર કરશે, તેને દિલ્લીના શાહ તરફથી દશ હજાર દીનાર ઇનામ તરીકે આપવામાં આવશે."

એ જાહેરનામાની હજારો નકલો દિલ્લીના દરેક નાના મોટા રસ્તાઓ અને ગલીઓની દીવાલોપર ચોંટાડી દેવામાં આવી અને એ જ આશયને લગતો ઢંઢેરો પણ ફેરવી દેવામાં આવ્યો. હરિહર શર્મ્માએ એ જાહેરનામાની એક નકલ લાવીને રજીયા બેગમને દેખાડી અને ઢંઢેરો તો મંદિરમાં બેઠે બેઠે રજીયાએ પોતાના કાનોથી જ સાંભળ્યો હતો. એથી તેના મનમાં એવા તર્ક આવવા માંડ્યા કે, "અત્યારે મારો જાની દુશ્મન દિલ્લીના વજીરની પદવીપર આવ્યો છે, માટે જો એને મારો શોધ લાગ્યો તો અવશ્ય એ મારા પ્રાણનો નાશ કરવાનો જ." મનમાં અત્યંત કોપ થવા છતાં, અત્યારે સર્વથા તે નિરુપાય થઈ પડી હતી–તેનાથી કશું પણ કરી શકાય તેમ હતું જ નહિ, એટલે તે ખામોશ થઇને બેસી રહી.

જો કે હરિહર શર્મ્માએ તેને ઘણી જ સંભાળથી પોતાના મંદિરના એક ગુપ્ત આવાસમાં છૂપાવી રાખી હતી અને તેના આદરાતિથ્યમાં પણ કોઈ પ્રકારની ન્યૂનતા થવા દીધી નહોતી, તેમ જ રજીયાનો પણ હરિહરમાં કાંઇક સારો વિશ્વાસ હતો, છતાં પણ તેના મનમાં એવી શંકા આવી કે;–"કદાચિત્ કોઈ બીજા માણસને મારા અહીં રહેવાની ખબર પડી જાય અથવા તો હરિહર શર્મ્માના મનમાં દશ હજાર દીનારનો લોભ ઉત્પન્ન થાય, તો પછી મારા જીવનની નિર્ભયતા અશકય જ છે." એવો વિચાર કરી એક દિવસ રાત્રિના સમયે તે પુરુષવેશમાં સજ્જ થઈ હરિહર પાસેથી એક અશ્વ ભાડે લઇને પોતાનાં જરજવાહિરાત સંભાળથી કમરપર બાંધી, કોઈ બીજા જ સ્થાનનું નામ બતાવી ભટિંડા તરફ ચાલી નીકળી. ચાલતી વેળાએ જે હથિયાર તેની પાસે હતાં. તે પણ હરિહર શર્મ્મા પાસેથી જ લીધેલાં હતાં. અસ્તુ.

બીજી તરફ દિલ્લીના તાબામાં જે જે બીજા કિલ્લાઓ હતા, તે સર્વ કિલ્લાઓના કિલ્લેદારોને પણ યાકૂબે રજીયાને કેદ કરવામાટેના હુકમો મોકલી આપ્યા હતા અને ભટિંડાના કિલ્લેદાર અલ્તુનિયાને એ હુકમ ઉપરાંત રુકનુદ્દીન ફીરોજને બંદોબસ્તથી કેદમાં રાખવાની પણ સખ્ત તાકીદ કરવામાં આવી હતી.

અલ્તુનિયાને યાકૂબનો રુક્કો મળ્યા પછી લગભગ એક અઠવાડિયે રઝીયા ભટિંડામાં જઈ પહોંચી અને એક સરા-મુસાફિરખાના-માં ઉતરીને "હવે અલ્તુનિયાને મળવામાટેનો શો ઉપાય કરવો?" એ વિશેની ચિંતા કરવા લાગી.

—✡✡✡✡—

## પ્રકરણ ૨૮ મું

### જોહરી અબ્બાસ

"તુમ્હારે આશક, તુમ્હીંસે ઉલ્ફત,
તુમ્હીંકો જાનેં, તુમ્હીંકો સમઝેં;
સિવા તુમ્હારે નહીં હય મતલબ,
જહાનો અહલેજહાંસે હમકો."

સફ્દર

નમાજથી મુક્ત થઇને તુર્કી સરદાર અલ્તૂનિયા પોતાનાં એક દીવાનખાનામાં બેઠો બેઠો પોતાના જવાહિરાતનું અવલોકન કરવામાં લીન થયેલો હતો અને તેનો એક ગુલામ તેને એક એક કરીને જવાહિરાત તથા તેનાં જડાઉ ઘરેણાં બતાવતો જતો હતો. એટલામાં કિલ્લાના મુખ્ય દ્વારપરના પહેરેગીરે કોઈ જોહરીના આવવાની ખબર આપી, અને પ્રસંગ ઘણો જ અનુકૂલ હોવાથી અલ્તૂનિયાએ તત્કાળ તેને અંદર બોલાવી લાવવાનો હુકમ કર્યો. થોડીજવારમાં તે પહેરેગીર એક ખુબસૂરત અને ભપકાદાર પોશાકમાં સજ્જ થયેલા નવયુવકને ત્યાં લઈ આવ્યો. તે યુવક જોહરીએ આવતાં જ જમીન સુધી નમી સલામ કરીને લગભગ દશ લાખ રૂપિયાની કીમતનો હીરાનો એક કંઠો અલ્તુનિયાને નજર કર્યો. એ કંઠાના ઝગઝગાટ અને પાણીને જોતાં જ તેના હોશ ઉડી ગયા અને તેણે કંઠાને હાથમાં લઈ પ્રકાશમાં સારી રીતે તપાસીને પછી કહ્યું કે;-"અય મિયાં જોહરી! બેસો-ભાઈ! મારી પાસે જ બેસો, અને પ્રથમ એ તો કહી સંભળાવો કે, આપ ક્યાંથી આવો છો અને આપનું મુબારક નામ શું છે?"

યુવક જોહરી તેની પાસે જઇને તેના આસનની નીચે બેસી ગયો અને પછી કહેવા લાગ્યો કે;-"હુજૂર! હું મૂળ મુલ્તાનનો નિવાસી છું અને મારા વાલિદ (પિતા) નું મરણ થવાથી વંશપરંપરાના ચાલતા આવેલા રોજગારની ખીલવણીમાટે હું આમ એકલો બહાર નીકળી પડ્યો છું. મારું નામ અબ્બાસ છે અને અત્યારે હુજૂરની ખિદમતમાં એટલા માટે હાજર થયો છું કે, જો હુજૂર મને દેહલીના કોઈ દરબારીપર ભલામણ પત્ર લખી આપશે, તો આ ગુલામને ઘણો જ ફાયદો થશે અને તેથી હુજૂરનો આ બન્દો સદાને માટે આભારી રહેશે!"

બહુ જ સ્પષ્ટ અને સત્યતાથી પૂર્ણ દેખાતી જોહરીની એ વાત સાંભળીને અલ્તૂનિયા ઘણો જ ખુશ થયો અને તે ખુશીના રંગમાં જ કહેવા લાગ્યો કે;-"અય દોસ્ત અબ્બાસ! તમે આ ભટિંડામાં ક્યારથી આવેલા છો?"

"હજૂર! મને અહીં આવ્યાને લગભગ બે અઠવાડીયાં થયાં, છતાં મારા દુર્ભાગ્ય યોગે આપને મળવાનો પ્રસંગ આજ સુધી મને મળી શક્યો નહિ." જોહરી અબ્બાસે નમ્રતાથી ઉત્તર આપ્યું.

"ત્યારે તમે ઉતારો ક્યાં કરેલો છે?" અલ્તુનિયાએ પૂછ્યું.

"જનાબ! એક સરામાં." ઝોહરીએ જવાબ આપ્યો.

"બહુ સારું પણ હવે તમને મુસાફિરખાનામાં રહીને વધારે દુઃખ નહિ વેઠવું પડે. એટલે કે, જ્યાં સુધી તમારી અહીં રહેવાની ઇચ્છા હોય, ત્યાં સુધી ખુશીથી મારે ત્યાં જ રહો. અને જ્યારે તમારો દિલ્લી જવાનો નિશ્ચય થશે, ત્યારે ત્યાંના મુખ્ય વજીર યાકૂબખાંના નામનું હું તમને એક ભલામણપત્ર લખી આપીશ. એથી તે અત્યંત આદરપૂર્વક તમને પોતાને ત્યાં રાખશે અને બાદશાહ સલામત સાથે યોગ્ય પ્રસંગે તમારી મુલાકાત પણ કરાવી આપશે." અલ્તુનિયાએ પોતાની યોગ્યતાનું દર્શન કરાવતાં જણાવ્યું.

"તો બન્દો હુજૂરનો અત્યંત આભારી થશે!" ઝોહરી અબ્બાસે ઉપકાર માન્યો.

"પરંતુ, મિયા અબ્બાસ! હજી તમારી ઉમ્ર ઘણી જ ન્હાની છે અને તેથી આવી હાલતમાં આટલો બધો કીમતી માલ લઇને તમે એકલા જ સફર કરવાને નીકળી પડ્યા છો, એ મારા ધારવા પ્રમાણે તો સલામતી ભરેલું નથી જ." અલ્તુનિયાએ વાતનો વળી એક નવો બૂટો જગાવ્યો.

"હુજૂરનો ઉપદેશ ખરો છે, પરંતુ જનાબેઆલી! જેનો મદદગાર પરવરદિગાર હોય છે, તેનો એક વાળ પણ કોઇનાથી વાંકો કરી નથી શકાતો. હું મારી જિન્દગાનીમાં પહેલીવાર જ આ લાખોનો માલ લઇને એકલો એકટ પ્રવાસમાં નીકળી પડ્યો છું અને મારો બધો ભરોંસો માત્ર ખુદામાં જ છે. તે મારી ચાહે તેવી દશા કરી શકે છે!" અબ્બાસે અમૂલ્ય ઉત્તર આપ્યું.

"ખેર-હું, તમે નિર્ભયતાથી દિલ્લીમાં પહોંચી જાઓ, એનો જોઇતો બંદોબસ્ત કરી આપીશ." અલ્તુનિયાએ કહ્યું.

"હુજૂરની બહુ જ ભારી મેહરબાની થશે." અબ્બાસે કૃતજ્ઞતા દર્શાવી.

"ભાઈ અબ્બાસ! આ કંઠો કેટલાકની કીમતનો હશે વારુ?" કંઠો વારંવાર જોઈ પુલકિત થતા હૃદયથી અલ્તુનિયાએ પૂછ્યું.

"હુજૂર! એની કીમત કશી પણ નથી. એ તો આપનાં ચરણોમાં નજરાણા તરીકે અર્પણ કરાયલો કંઠો છે." અબ્બાસે કહ્યું.

એ જવાબ સાંભળીને અલ્તુનિયા તો દંગ જ થઈ ગયો અને માથાથી તે ઠેઠ પગ સુધી તે ઝોહરીને તાકી તાકીને કહેવા લાગ્યો કે;-"આટલો બધો મોટા મૂલ્યનો કંઠો તમે મને વગર કીમતે આપી દો છો, એ તો આશ્ચર્ય જ કહેવાય! ખેર પણ એ તો બતાવો કે, એની વ્યાજબી કીમત કેટલીક થતી હશે?"

"સાહબ! એ કંઠાની વ્યાજબી કીમત તો દશ લાખ રૂપિયા જેટલી થવા જાય છે, પરંતુ કંઠો વિનામૂલ્યે આપને નજર કરવાંમાં મારો એ હેતુ સમાયલો છે કે, જો આપ મને શાહીદરબાર સુધી પહોંચાડી દેશો, તો ત્યાં હું સારી કમાણી કરી શકીશ. હું હવે પછી શહનશાહના દરબારમાં જે નફો મેળવવાની આશા રાખું છું તેની આગળ આ કંઠાની કીમત કાંઈ પણ બિસાતમાં નથી." અબ્બાસે કહ્યું.

"ખેર, જ્યારે તમે આટલી બધી જિદ જ લઈ બેઠા છો, ત્યારે લાચાર થઈને મારે આ કંઠાનો નજરાણા તરીકે સ્વીકાર કરવો જ પડે છે. છતાં હું બીજાં પણ થોડાંક જવાહિરાત આપ પાસેથી ખરીદવાની ઇચ્છા ધરાવું છું; કારણ કે, તારાકંદના સરદાર, કે જેઓ આજકાલ બલોનમાં નિવાસ કરે છે, તેમનાં પુત્રી સાથે બહુ જ સત્વર મારી શાદી થવાની છે, એટલે આજકાલ ઘણાં કીમતી જવાહિરાત અને ઘરેણાંની મને અગત્ય છે." અલ્તૂનિયાએ કહ્યું.

"શું આપની શાદી થવાવાળી છે? ત્યારે તો અફસોસ કે, મારું અહીં આવવું સર્વથા વ્યર્થ અને નિષ્ફળ જ થયું!" અબ્બાસે શોકપૂર્વક ઉદ્ગાર કાઢ્યો.

અલ્તૂનિયા તેનો આવો અયોગ્ય ઉદ્ગાર સાંભળીને બહુ જ વિચારમાં પડી ગયો અને વળી પણ તેને પગથી માથા સુધી તપાસી જોઇને કાંઇક કરડાકીથી કહેવા લાગ્યો કે;–"કેમ ભાઇ! મારી શાદીના સમાચાર સાંભળવાથી તમારા મનમાં આટલો બધો આઘાત કેમ થયો વારુ? એનું કારણ મને સત્વર જણાવો."

અબ્બાસ, અલ્તૂનિયાના કોપને સારી રીતે જાણી ગયો અને તેથી પોતાના જાળના પ્રસારમાટેનો એ જ પ્રસંગ યોગ્ય છે, એમ ધારીને તે જવાબમાં કહેવા લાગ્યો કે;–"હજરત! મારા અયોગ્ય ઉદ્ગારથી અવશ્ય આપના હૃદયપટપર ભયંકર આઘાત થયો હશે, પરંતુ મને આશા છે કે, એ અપરાધની મને અવશ્ય ક્ષમા આપશો જ. શું કરું? જો મેં એક પરીસૂરત ઓરતને વચન ન આપ્યું હોત, તો કોઇ કાળે પણ આપને મળવામાટે હું આવત નહિ. અહીં આવવાને બદલે હું સીધો દિલ્હી જ ચાલ્યો જાત."

"ભાઇ! વાતોમાં આમ પેચ ન નાખો, અને જે કહેવાની ઇચ્છા હોય, તે સાફ અને ખુલ્લા દિલથી કહી નાખો." તેના બોલવાના રહસ્યને ન સમજીને અલ્તૂનિયાએ ઉતાવળથી પોતાનો મનોભાવ જણાવી દીધો.

"તો સાહબ! આપ સાથે ખાનગીમાં કેટલીક ગુપ્ત વાતચીત કરવાની મારી ઇચ્છા છે." જોહરી અબ્બાસે જણાવ્યું.

અલ્તૂનિયાએ પોતાના ગુલામ તરફ એવી નજરથી જોયું કે, તત્કાળ પોતાના માલિકના મનોભાવને જાણીને તે ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવા પછી અલ્તૂનિયાએ કહ્યું કે;–"હવે જે કહેવું હોય તે નિર્ભયતાથી કહી સંભળાવો."

"સાહબ! સાચી વાત તો એ છે કે, હું દિલ્લી જવામાટે જ ખાસ મારા મકાનને છોડીને બહાર નીકળ્યો હતો. અને જ્યારે હું અહીં મુસાફિરખાનામાં ઊતર્યો હતો, તે વેળાએ આપ સાથે મુલાકાત કરવાનો મારા મનમાં વિચાર માત્ર પણ હતો નહિ. મુસાફિરખાનાની જે કોટડીમાં હું ઊતરેલો છું, તેની બાજૂની કોટડીમાં જ મર્દાની પોશાકમાં રહીને પોતાની અસમતનો બચાવ કરનારી એક અત્યંત સ્વરૂપવતી સુન્દરી આવીને ઊતરેલી છે. અચાનક તેની સાથે મારી મુલાકાત થઈ ગઇ, અને ખાસ તેના આગ્રહથી જ હું અત્યારે આપની ખિદમતમાં હાજર થયેલો છું. જે કંઠો મેં આપને નજર કરેલો છે, તે ખરી રીતે તો તે નાજનીએ જ આપને ભેટ તરીકે મોકલેલો છે. તે એક બહુ જ માલદાર ઓરત છે અને હજાર જાનથી આપપર આશક છે

તે માત્ર એટલું જ ચાહે છે કે, જો આપ તેને પોતાની ખિદમતમાં કબૂલ કરો, તો ઠીક; અને જો નાકબૂલ કરો, તો તેની પાસે અત્યારે જે જર અને માલ છે, તે આપનાં ચરણોમાં અર્પણ કરીને તે આત્મહત્યા કરી નાખે! કારણ કે, આપનો સંયોગ થયા વિના તેને જીવન અકારું થઈ પડયું છે! જ્યાં સુધી તેની સાથે નિકાહ કરવામાટેના કસમ આપ ન ખાઓ, ત્યાં સુધી તે આપની રૂબરૂમાં આવવા પણ રાજી નથી." અબ્બાસે પોતાની દિલગીરીનું કારણ બતાવતાં કહ્યું.

એ આશ્ચર્યકારક વૃત્તાંતનું શ્રવણ કરીને તો વળી અલ્તુનિયા વધારે જ ચકરાવામાં પડી ગયો અને તેથી આશ્ચર્યપૂર્વક જ કહેવા લાગ્યો કે, "અય અજીબ જોહરી અબ્બાસ! તે, મારી માશૂકા કોણ છે, કયાંની રહેનારી છે, તેનું મીઠું નામ શું છે અને રૂપરંગમાં તે કેવી છે?"

"સાહબ! આપના આટલા બધા સવાલોમાંથી માત્ર એક સવાલનો જ જવાબ હું આપી શકીશ. એટલે કે, આપની માશૂકા રૂપ રંગમાં કેવી છે, એ પ્રશ્નનું નિશ્ચયકારક ઉત્તર હું સંભળાવી શકીશ અથવા નજરે બતાવી શકીશ." એમ કહીને તે જોહરીએ એ પેટી ઉઘાડીને તેમાંથી એક જડાઉ ચોકઠામાં જડેલી એક તસ્વીર કાઢી અને તે તસ્વીર અલ્તુનિયાની આંખો સ્હામે રાખીને કહ્યું કે;-"લ્યો, સાહબ! જોઇ લ્યો; આ તસ્વીર આપની માશૂકની છે."

એ તસ્વીરને જોતાં જ અલ્તુનિયાના મુખમાંથી એકાએક એક ચીસ નીકળી પડી અને તે પોતાની મેળે જ બોલી ઉઠયો કે;-"હેં! આ તો દિલ્લીની સુલ્તાના રજીયા બેગમની છબી છે!"

રજીયાનું નામ સાંભળતાં જ જોહરી પણ આશ્ચર્યથી બોલી ઉઠયો કે, "જો આપ આ સાચું જ કહેતા હો, તો તો એ ઔરતને હું કોઈ કાળે પણ આપને હવાલે કરી શકું તેમ નથી જ!"

"એનું કાંઈ કારણ?" અલ્તુનિયાએ અચકાઇને પૂછયું.

"કારણ એ જ કે, રજીયા બેગમને પકડીને કેદ કરવામાટેનાં જે જાહેરનામાં બહાર પાડવામાં આવ્યાં છે, તે વાત હું પણ સારી રીતે જાણું છું. એટલે હવે એ ઔરતને ગિરફતાર કરીને હું પોતે જ દિલ્લી લઈ જઈશ, અને તેના બદલામાં દશ હજાર દીનાર તો શું, બલ્કે કરોડો દીનારોનો માલ મેળવી શકીશ!" જોહરી અબ્બાસે પોતાના લોભી સ્વભાવને વ્યક્ત કરતાં કહ્યું.

"ચુપ રહે, બદમાશ! અને જલ્દી બતાવ કે, રજીયા કયા મુસાફિરખાનામાં આવીને ઉતરેલી છે? જો એની બુરાઇની તેં કાંઈ પણ કોશિશ કરી, તો એ ખાત્રીથી સમજજે કે, તારું માથું ધડપર નથી!" અલ્તુનિયાએ કોપના આવેશથી ધમકી આપતાં કહ્યું.

"જી હા માથું નહિ કાપો, તો વળી માશૂકાની ખબર લાવવામાટેનું બીજું તે શું ઇનામ આપશો? પણ ખૈર-અત્યારે તો આનંદથી આપ મારું માથું કાપી લ્યો અને પછી મરણ પર્યન્ત પોતાની માશૂકામાટે માથાપર હાથ રાખીને રડતારહો! કારણ કે, અહીં આવતી વેળાએ હું એવો બંદોબસ્ત કરતો આવ્યો છું કે, જ્યાં સુધી

મારી ઇચ્છા ન હોય, ત્યાં સુધી આપની માશૂકા કોઈ કાળે પણ આપને મળી શકવી અશક્ય છે!" અબ્બાસે ભયકારક વાક્યો ઉચ્ચાર્યાં.

"તમે તો ભાઈ! ખરેખર કોઈ આશ્ચર્યકારક માનવી છો! દોસ્ત અબ્બાસ! તમારી ઈચ્છા હોય તેટલી દૌલત મારી પાસેથી લઈ લ્યો, પણ આજથી હવે રજીયાના ભેદને ત્રીજા કોઈ પણ માણસ સમક્ષ ખુલ્લો કરશો નહિ. કારણ કે, મને દિલોજાનથી ચાહનારી એવી એક પરીસૂરત નારીને હું અવશ્ય મારી બીબી બનાવીશ અને છેલ્લા દમ સુધી તેને મારી આંખો આગળથી દૂર નહિ કરું!" અલ્તુનિયાએ સ્વાર્થ સાધવા-માટે પાછો પોતાનો રંગ બદલ્યો અને કહ્યું.

"જી હા—આપની એ મીઠી વાતોના જાળમાં હવે હું ફસાઈ જવાનો નથી. આપ, જેમ બને તેમ રજીયાને મારા કબ્જામાંથી કાઢીને પોતાના કબ્જામાં કરી લેવાની ઇચ્છા રાખો છો અને અત્યારે તેના લીધે જે ફાયદો મને મળવાનો છે, તે ફાયદાના ધણી આપ પોતે જ થઈ બેસવાની આશા ધરાવો છો; પરંતુ આપની એ આશા ફળીભૂત થવી અશક્ય છે." અબ્બાસે હઠને દૃઢ રાખીને વળી પણ કરડાકીથી જ જવાબ આપ્યો.

"લાહોલવલા કૂવત! આ તમે શું વાહીયાત બકો છો! હું તમારી પેઠે ખાસ પૈસાને જ પરવરદિગાર નથી માનતો—એટલે મારાપર ફિદા થયેલી એક ખુબસૂરત નવજવાન ઔરતને માત્ર દશ હજાર દીનારની લાલચથી હું બાદશાહને હવાલે કરું, એ તમારી ધારણા સદંતર ભૂલભરેલી જ છે. વિરુદ્ધ પક્ષે મારી તો એવી જ ઇચ્છા છે કે, તમે ગમે તેટલી દૌલત મારી પાસેથી લ્યો અને રજીયાને આજથી મારે હવાલે કરીને એ ભેદ બીજા કોઇને ન જણાવવામાટેની પ્રતિજ્ઞા કરો!" અલ્તૂનિયાએ પોતાનો સત્ય મનોભાવ વ્યક્ત કર્યો.

"તો શું ખરેખર આપ રજીયા બેગમને તેના દુશ્મનોના હાથમાં નહિ જ સોંપો?" અબ્બાસે સાશંક મુદ્રાથી પ્રશ્ન કર્યો.

"જો હું ખરેખર મારા બાપના નુત્ફાથી જ પેદા થયેલો હોઇશ, તો કોઈ કાળે પણ રજીયાની બુરાઈ કરીશ નહિ. જો એને બચાવતાં મારા પ્રાણ પણ જતા રહે, તો તેની પણ મને દરકાર નથી." અલ્તુનિયાએ હિંમતથી એ શબ્દો ઉચ્ચાર્યા તેના એ બોલવામાં સત્યતાનો પૂરેપૂરો પ્રભાવ ઝળકતો દૃષ્ટિગોચર થતો હતો.

અલ્તૂનિયાના એ બોલવામાં વિશ્વાસ બંધાઈ જવાથી નવયુવક જોહરી અબ્બાસે તત્કાળ પોતાનો પોષાક ઊતારી નાખ્યો—નવયુવકને બદલે અલ્તુનિયાને પોતા સમક્ષ એક નવયુવતી ઊભેલી દેખાઈ! એ જોહરી અબ્બાસ તે અન્ય કોઈ નહિ, પણ આપણી નવલકથાની નાયિકા રજીયા બેગમ પોતે જ હતી. આશ્ચર્ય અને આનંદનો અતિરેક થઈ જવાથી અલ્તુનિયાથી એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શકાયો નહિ. તે એક ધ્યાનથી રજીયાના રમણીય સૌન્દર્યનું સમીક્ષણ કરતો બેસી રહ્યો!!

અહીં જણાવવું જોઇએ કે, જ્યારે રજીયા ભટિંડાના કિલ્લામાં આવીને મુસાફિર-ખાનામાં ઉતરી, ત્યારે 'યાકૂબે પત્ર લખીને અલ્તુનિયાને પણ મારા પકડવામાટેનો હુકમ આપી દીધો છે' એ વાતની તેને જો કે લેશ માત્ર પણ ખબર હતી નહિ; છતાં

તેના મનમાં એવી કાંઇક શંકા તો અવશ્ય થયા કરતી હતી. એટલામાટે જ એકદમ અલ્તુનિયાની મુલાકાત કરવાની તે હિંમત કરી શકી નહિ અને તેને મળવામાટેનો બીજો કોઈ ઉપાય શોધવા લાગી. પરંતુ જ્યારે વિચારમાં ને વિચારમાં મુસાફિરખાનામાં પડ્યાં પડ્યાં લગભગ બે અઠવાડિયાં જેટલો કાળ વ્યર્થ વીતી ગયો, ત્યારે તે બહુ જ ગભરાઈ ગઈ અને અંતે એક દિવસ પોતાના ભાગ્યપર ભરોંસો રાખીને પુરુષનો વેશ ધારણ કરીને તે સંધ્યા સમયે ભટિંડાના કિલ્લાના મુખ્ય દ્વારપર ગઈ. ત્યાં દ્વારપાળને પાંચ અશરફીઓ રોકડી આપી અને બીજી દશ અશરફીઓ પાછળથી આપવાનો વાયદો કરીને પોતાને મુલ્તાનના એક જોહરી તરીકે ઓળખાવી કિલ્લેદાર અલ્તૂનિયાને પોતાના આવવાની ખબર કહેવડાવી. ત્યાર પછી તેની સાથે રજીયાનો કેવી રીતે મેળાપ થયો અને અંતે રજીયાએ પોતાના સત્ય સ્વરૂપને કેવી રીતે વ્યક્ત કર્યું, એ બીના આપણે જાણી આવેલા હોવાથી આગળ જતાં શું બન્યું તે હવે આપણે જોવું જોઇએ.

---

## પ્રકરણ ૨૯ મું

## વિગ્રહમાટે આગ્રહ

"સિતમ ઝેલે સિતમઇજાદા હોકર;
બને હયેં સયદ હમ સૈયાદ હોકર;
ઝુકાઇ ગર્દને જલ્લાદ હોકર;
કટે ખુદ ખંજરે ફૌલાદ હોકર." બેતાબ

રજીયા, અલ્તુનિયાને ગળે વળગીને કહેવા લાગી કે, "પ્યારા! આ તારી આશક રજીયા તારા સમક્ષ હાજર છે, માટે હવે જેમ તારા મનમાં આવે તેમ કરવાને તું સ્વતંત્ર છે. જોઇએ તો એને પોતાના ગળાનો હાર બનાવ, અને ગમે તો એને રસ્સી ધારીને દર્બારેશાહીમાં મોકલી દે!"

અલ્તૂનિયાએ અત્યંત અનુરાગથી તેને છાતી સાથે ચાંપીને તેના ગુલાબી ગાલને ચૂમ્યા અને કહ્યું કે;-"દિલરુબા રજીયા! તારા જેવી એક જન્નતની હૂરને કયો બદનસીબ મર્દ જલ્લાદની તલ્વારને હવાલે કરી શકે એમ છે! તું બેખૌફ થઇને અહીં નિવાસ કર અને મને પોતાની નૌકરીમાં કબૂલ કર!!"

"પણ તમારી શાદી થવાની છે, તેનું કેમ!" રજીયાએ શોકાતુર હૃદય અને ઉદાસીન મુખમુદ્રાથી પ્રશ્ન કર્યો.

"બસ મેહરબાની કરીને હવે એવાં મેણાં ન મારો. હવે કયો કમબખ્ત શાદીનું નામ પણ લે છે!" અલ્તૂનિયાએ નમ્રતાથી કહ્યું.

"પણ આમ એકાએક શાદી કરવામાટેનો વિચાર માંડી વાળવાથી કાંઈ દંગો ફસાદ ન થઈ પડે, એનો કાંઈ વિચાર કર્યો છે?" રજીયાએ પૂછ્યું.

"અજી-કેવો દંગો અને શાનો ફસાદ! પણ ખેર-હું બચ્ચાજીને વર્ષો સુધી દમ દિલાસામાં ટવળાવ્યા કરીશ અને ત્યારપછી કોઈ બહાનું બતાવીને ચોખ્ખી ના પાડી દઇશ." અલ્તૂનિયાએ સ્વભાવનું દર્શન કરાવ્યું.

પાઠક! જોયું કે? હવે અલ્તુનિયા અને યાકૂબના હૃદયની સરખામણી કરીને તેની ઉત્તમતા કે અધમતાનો વિચાર તમારે પોતે જ કરી લેવાનો છે. એ બેમાંથી દેવ કહેવાને કોણ યોગ્ય છે અને કોને રાક્ષસ નામ યોગ્ય થઈ પડે છે, એનો નિશ્ચય તમારે જ કરવાનો છે. અસ્તુ; તે રાતે રજીયાએ એક જુદા ઓરડામાં શયન કર્યું. પ્રભાતમાં વહેલો ઊઠીને અલ્તુનિયા તેની પાસે આવ્યો અને રજીયાએ અતિશય આદરથી તેને પોતાના પડખામાં બેસાડ્યો. અલ્તુનિયા કહેવા લાગ્યો કે;–

"પ્યારી રજીયા! તમારાથી જુદા પડીને આજની રાત મેં કેવી બેચેનીથી કાપી છે, તે ખુદા જાણે છે!"

"પ્યારા! માત્ર આપે જ બેચેનીથી રાત કાપી છે, એમ નથી; કિન્તુ રાતનો કંટાળા ભરેલો વખત મેં પણ એવી રીતે જ જેમ તેમ કરીને વીતાવ્યો છે. છતાં એમ કરવા વિના આપણો બીજો કોઈ ઇલાજ નથી–હજી થોડા દિવસ આપણે ધૈર્ય ધરવું જોઇએ!" રજીયાએ મંદ હાસ્ય સહિત મનોહર ઉત્તર આપ્યું.

"એ તો ખુદાનો ગજબ જ કહેવાય! અય દિલદાર! હવે સબ્રની જરૂરત જ શી છે? હું તો હવે એને જ યોગ્ય સમજું છું કે, કાજીને બોલાવીને આજ જ આપણે નિકાહની ક્રિયા પૂરી કરી નાખીએ." અલ્તુનિયાએ પોતાની અધીરતા દર્શાવતાં કહ્યું.

"નહિ; હું એટલી બધી ઉતાવળને પસન્દ નથી કરતી!" રજીયાએ ગંભીરતાથી પોતાનો વિચાર દર્શાવ્યો.

"શામાટે?" કિલ્લેદારે વચમાં જ સવાલ કર્યો.

"સાંભળો;" રજીયાએ જવાબમાં જણાવ્યું. "જ્યારે હું પોતાની મેળે જ આપની પાસે ચાલી આવી છું અને પોતાના મોઢે જ મારા તમારાપરના પ્યારની વાત મેં જણાવી દીધી છે, ત્યારે એ તો આપ સહજમાં સમજી શકો એમ છે કે, હવે આપના વિના રજીયા બીજા કોઈ મર્દની બીબી બની શકે તેમ તો નથી જ. મારા કહેવાનો ભાવાર્થ એટલો જ છે કે, જે દિવસે આપ મને પાછી દિલ્હીના તખ્તપર બેસાડશો, તે દિવસે જ છુપી રીતે હું આપની સાથે નિકાહ કરીશ; અન્યથા એમ થવું સર્વથા અશક્ય છે."

રજીયાની એ વાત સાંભળીને અલ્તુનિયા ચક્રમાં પડી ગયો. તે આંખો ફાડીને જેવો રજીયાને જોવા લાગ્યો તેવો જ તેને છાતી સરસો ચાંપીને રજીયાએ તેના ગાલોને ચૂમ્યા અને મહબ્બતથી કહ્યું કે;–"દિલબર! શું એમ થવું અશક્ય છે! તમે આટલી મોટી ફોજના અફસર છો અને જ્યારે આટલી મોટી ફોજ તમારા હુકમને તાબે છે; ત્યારે દિલ્લીપર ચઢાઈ કરીને ફતેહ મેળવવી એ તે શી મોટી વાત છે! સાંભળો–બે કરોડ રૂપિયાની કીંમતના જવાહિરાત હું મારી સાથે લેતી આવી છું અને તે માલ હું જે મુસાફિરખાનામાં ઉતરી હતી ત્યાંના એક ગુપ્ત સ્થાનમાં સંભાળથી દાટી રાખ્યો છે. એટલી દોલતની મદદથી આપણે એક મહાભારત સેના તૈયાર કરી શકીએ એમ છે અને એમ થતાં દિલ્હીને સહજ આપણે પોતાના હાથમાં લઈ શકીશું. એ તો આપ પણ કહી શકો તેમ છે. એ તો આપ જાણતા જ હશો કે, મારો તમારા ગૃહમાંનો નિવાસ હમેશને માટે તો છુપો રહી શકવાનો નથી જ–અર્થાત્ એક દિવસે એ બધો ભેદ જરૂર

જાહેર તો થઈ જવાનો જ અને જેવી એ વાત યાકૂબના જાણવામાં આવશે, તેવો જ તે આપણને બહુ જ ખરાબ રીતે સતાવવા માંડશે. તે વખતે આપ શું કરી શકશો? બે વાતોમાંથી એક—એટલે કે, કાંતો મારી સાથે આપ પોતાના પ્રાણનો ભોગ આપશો કે કાં તો આપણા બન્નેના જીવો બચાવવામાટે તેનો મુકાબલો કરશો. સારાંશ કે, જે બનાવ અવશ્ય એક દિવસ બનવાનો જ છે, તે માટે આપ આજથી જ તૈયાર થઈ જાઓ તો શું ખોટું છે? યાકૂબ સાથેના પોતાના અને મારા નસીબનો ફેસલો હમણાં જ શામાટે નથી કરી નાખતા? જો આપ મારી સલાહ પ્રમાણે કામ કર્યા જશો, તો મને પૂરેપૂરી આશા છે કે, આપ સહજમાં જ વિજય મેળવી શકશો અને એમ થતાં આખી ઉમ્ર સુધી મારા યૌવનના ઉપવનમાં યથેચ્છ વિહાર કરી શકશો!"

રજીયાની એ ગોળ ગોળ વાતો સાંભળીને અલ્તુનિયા ઘણીવાર સુધી માથું નીચું કરીને વિચારમાં લીન થઈ ગયો અને ત્યાર પછી તે મુખ ઉંચું કરી રજીયાને જોઇને કહેવા લાગ્યો કે;—"પ્યારી! તમે અત્યારે જે કાંઈ પણ બોલ્યાં, તેનો એક એક અક્ષર સત્ય અને અનુભવસિદ્ધ છે અને તેથી તમારી સલાહને હું ઇજ્જતની સાથે કબૂલ કરું છું. તમે જે બે કરોડ રૂપિયાના જવાહિરાત પોતા સાથે લાવેલાં છો અને તેનો લડાઇના કામમાં ઉપયોગ કરવાનો વિચાર ધરાવો છો, તે ઠીક; પણ એની અત્યારે કશી પણ અગત્ય નથી. તમે મારા બળ વિશે જે કલ્પના કરી છે, તે સર્વથા ખરી છે. એટલે કે, મારી ફોજ એટલી બધી જોરાવર અને મોટી છે કે, દિલ્લીના તખ્તને જો હું ચાહું તો અત્યારે જ મારા કબજામાં લાવી શકું એમ છે. બસ હવે જે કરવાનું છે, તે એટલું જ કે, અત્યારે જ આપણે જંગની તૈયારી કરવા માંડીએ અને બનતી ઉતાવળે દિલ્લીપર હલ્લો કરીએ!"

"એમાં જ આપણી સલામતી અને ભલાઈ છે—આપણી જિન્દગાની, બધા આરામ અને મજાનો આધાર એપર જ રહેલો છે." રજીયાએ અલ્તુનિયાને ગળે લગાવીને કહ્યું.

"ખરું છે; પણ દિલજાન! જો તમને માઠું ન લાગે, તો એક સવાલ પૂછવાની મારી ઈચ્છા છે?" અલ્તુનિયાએ કહ્યું.

"વલ્લાહ—આપ તો નખરામાં નાજનીનોથી પણ વધી ગયા છો ને શું! અય વાહ—માઠું તે શું લાગવાનું હતું!" રજીયાએ નખરાથી જવાબ દીધો.

"પણ નહિ—જો ખરેખર તમે માઠું ન લગાડો, તો જ હું પૂછવાની ગુસ્તાખી કરું!" અલ્તુનિયાએ પુનઃ પ્રાર્થના કરી.

"પાછી તેની તે જ વાત કે? જે આપના મનમાં આવે તે પૂછો અને મેહરબાની કરીને આજથી માઠા ને નમાઠાની ભાવના મનમાંથી સદાને માટે કાઢી નાખો." રજીયાએ અંદાજથી મોહક ઉત્તર આપ્યું.

"પેલા બદમાશ યાકૂબ સાથેના તમારા આડા વ્યવહાર વિશેની જે અફવા સાંભળવામાં આવે છે, તેનું કારણ શું છે?" અલ્તુનિયાએ પૂછ્યું.

"બસ, એ વાત પૂછવામાટે જ આપ આટલા નખરા કરતા'તા કે? એ તો એક ઘણી જ સાધારણ વાત છે! સાંભળો; એ શયતાન મૂજીપર મેહરબાની કરવાથી જ આજે હું આમ રખડતી થઈ ગઈ છું. મૂળ વાત એમ છે કે મારી તાજપોશીના જલસા

વખતે શેર અને પાડાના દંગલમાં તેણે એવી બહાદુરી બતાવી કે, મેં તેને એક ઉછ-ળતો મર્દ ધારીને અને તેના મૂળ ખાનદાનનો વિચાર કરીને ગુલામીમાંથી મુક્ત કરી અમીરઉલ્ઉમરાનો ખિતાબ આપ્યો અને તેની મારા શરીફ દરબારીઓમાં ગણના કરી. બસ મારી એ મેહર નજર જોઇને તે મારામાં બુરી દિયાનત રાખવા લાગ્યો, અને એક દિવસે તેણે મારી જોહરા નામની લૌંડી સાથે તેવો એક પેગામ મોકલ્યો. એ પેગામ સાંભળતાં જ મારી દાસી જોહરાને તો મેં તત્કાળ મરાવી નાખી અને જલ્લાદને તે બદ-માશ યાકૂબને કત્લ કરી નાખવામાટેનો હુકમ પણ આપી દીધો. એ વાતની ખબર સાંભ-ળતાં જ તે કમ્બખ્ત એકાએક ગુમ થઈ ગયો અને મારા હસ્તાક્ષરનાં બનાવટી પત્રો લખીને તેણે મારા અમીર અને દરબારીઓને વંચાવ્યાં. તેમાં જાણે મેં જ તેને પ્રેમમાટેની પ્રાર્થના કરી હોયની, એવો ભાવ તેણે બતાવ્યો હતો. મારા અમીર અને દરબારી એથી એટલા બધા ભડકી ગયા, કે અંતે તેમણે બળવો જગાવ્યો અને મારે આવીને આપનો આશ્રય લેવો પડ્યો. હવે વધારે આપ શું સાંભળવા માગો છો?" રઝીયાએ સ્ત્રીચરિત્રનો પૂરેપૂરો પ્રભાવ બતાવતાં બનાવટી જવાબ આપ્યો.

"બેશક-વાત એમ જ હોવી જોઇએ. મારી પણ એવી જ ધારણા હતી. કારણ કે, તમે તે કમ્બખ્તપર આશક થાઓ અને તે બદજાત તમને ધિક્કારે, એ સર્વથા અશક્ય અને અસંભવનીય જ દેખાય છે. પણ ખેર; તે બદમાશનો અંતકાળ હવે પાસે આવી પહોંચ્યો છે. મને આશા છે કે, મારી આ તીખી ધારવાળી તલ્વાર તે ગુના-હગારના સરનો બહુ જ જલ્દી ફેસલો કરીના ખશે." અલ્તુનિયાએ જોશથી કહ્યું.

"અને પ્યારા અલ્તુનિયા! તે દિવસે જ તે હરામજાદા યાકૂબના કાપેલા માથા-પર મારો ડાબો પગ રાખીને હું તમારી સાથે નિકાહ કરીશ!" રઝીયા હાવભાવથી બોલી.

"પ્યારી! હું પણ તે દિવસ પહેલાં તમારી સાથે શાદી કરવામાટેનો સવાલ નહિ કરું." અલ્તુનિયાએ પોતાનો ભાવ દર્શાવ્યો.

"પણ પ્યારા અલ્તુનિયા! તમે મારાથી જૂદા રહો, એ કોઈ કાળે પણ બન-વાનું નથી. શાદી ભલે ગમે ત્યારે થાય, પણ હવે તમને હું મારી આંખોથી દૂર તો નહિ જ થવા દઉં!" રઝીયાએ પ્રેમ બતાવવાનો અવધિ કર્યો.

"રઝીયા! તમે મારાપર આટલો બધો પ્યાર ક્યારથી કરવા લાગ્યાં છો?" અલ્તુ-નિયાએ આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"શું, આપ મારા વચનમાં વિશ્વાસ રાખશો?" રઝીયાએ કહ્યું.

"જો હું ખુદામાં વિશ્વાસ રાખતો હોઇશ, તો અવશ્ય આપના વચનમાં પણ વિશ્વાસ રાખીશ." અલ્તુનિયાએ ઉત્તર આપ્યું.

"ત્યારે સાંભળો-જ્યારે આપને મારા પિતા સમક્ષ પહેલ વહેલા રજૂ કરવામાં આવ્યા હતા અને આપની હોશિયારીથી ખુશ થઇને પિતાજીએ આપને આ કિલ્લાની અને અહીંની ફોજની અફસરી આપી હતી, ત્યારથી જ હું આપને પ્યારની નજરથી જોવા લાગી હતી. જો આપનામાં મારું મન ન પરોવાયું હોત તો હું જરૂર તે બહાદુર અને ખુબસૂરત જવાન યાકૂબની પ્રાર્થનાનો સ્વીકાર કરી લેત અને પોતાની આવી

ખાનાખરાબી કોઈ કાળે પણ થવા દેત નહિ. આજ સુધીમાં એક પછી એક એવા ઝગડાઓ આવતા ગયા કે, હું આપને મારી પાસે બોલાવી જ ન શકી; અને કોઈ બીજી યુક્તિથી મારો મનોભાવ પણ આપને જણાવી ન શકી." રજીયાએ ફરેબની જાળનો વિસ્તાર કરતાં એ કપટભાષણ કર્યું, અને વધારામાં જણાવ્યું કે;–"પ્યારા! જ્યારે એકવાર આપ મારા સમક્ષ હાજર થયા હતા, ત્યારે મેં આપને કેવી મહબ્બતની નજરથી જોયા હતા, એ આપના ધ્યાનમાં છે ખરું કે ?"

"ના; કારણ કે, હું તે વખતે માથું નમાવીને ઉભો હતો." અલ્તુનિયાએ કહ્યું.

"હું વિશ્વાસપૂર્વક કહું છું કે, મેં તે વખતે ખરેખર બહુ જ મહબ્બતની નજરથી આપને જોયા હતા, કારણ કે, હું આપને ચાહતી હતી; અને એ જ કારણથી મારા મોટા ભાઇને કેદ કરવામાટે મેં આપના હાથમાં સોંપ્યો હતો. તે સમયે મનમાં મેં એવો નિશ્ચય કર્યો હતો કે, થોડા દિવસ વીત્યા પછી અને સલ્તનતમાં કાંઇક શાંતિ થવા પછી કોઈ ગુનાહ લગાડીને વજીર ખુર્શીદખાંને દૂર કરી દેવો અને તેની પદવી આપને આપીને મારા મનની મુરાદ પાર પાડવી. પણ અફસોસ–એ આશા મનમાં જ રહી ગઇ અને અચાનક બીજી આફત આવી પડી." રજીયાએ પોતાની રામકહાણી કહી સંભળાવી.

"એની હવે ચિન્તા ન કરો. પ્યારી! ખુદાના ફજલથી બહુ જ જલદી હું તમને પાછાં દિલ્લીના તખ્તપર બેસાડીશ અને—"

"અને તે જ ક્ષણે રજીયા આપની લૌંડી થઇને આપના ગળાની માળા બનશે." વચમાં જ એમ કહીને રજીયાએ અલ્તુનિયાને દૃઢ આલિંગન આપ્યું. થોડીવાર સુધી તે બન્ને સ્તબ્ધ થઈ ગયાં. પુનઃ રજીયા કહેવા લાગી કે;–"હું જરા મારા મોટા ભાઈ (રુકનુદ્દીન ફીરોજ)ને મળવા ઇચ્છું છું."

"બહુ સારું. ત્યારે હું તેમને અહીં બોલાવી મગાવું કે તે જ્યાં નજરકેદ છે, ત્યાં તમે પધારવાની તસ્દી લેશો ?" અલ્તુનિયાએ પૂછયું.

"હું પોતે જ ત્યાં ચાલીશ." રજીયાએ કહ્યું.

"વારુ ત્યારે ચાલો આજે લગભગ પંદર દિવસ થયા યાકૂબે તમારા ગુમ થવાના સમાચાર લખીને મને એક એવું હુકમનામું મોકલ્યું છે કે, 'રુકનુદ્દીન ફીરોજને બંદોબસ્તથી નજરકેદ રાખજો અને જો રજીયા જોવામાં આવે, તો તેને સત્વર પકડીને અહીં મોકલી આપવી.' એ હુકમનામું મળ્યા પછી તમારા ભાઇને મેં એક ઘણી જ છુપી જગ્યામાં કેદ રાખેલા છે." અલ્તુનિયાએ વિવેચન કર્યું, અને રજીયાને કેટલાક ઓરડામાં ફેરવીને તે એક ચોખૂણા ઓરડામાં લઈ ગયો. ત્યાં તેણે એક મીણબત્તી સળગાવી અને ઓરડાના મધ્ય ભાગમાંના ફર્શમાંના એક છિદ્રમાં ચાવી લગાવીને ફેરવતાં જ ત્યાંનો એક ભારી પત્થર જમીનમાં લટકી પડ્યો, અને તે બન્ને નિઃસરણીના માર્ગથી નીચે ઉતરીને એક ન્હાના બગીચામાં જઇ પહોંચ્યાં. ત્યાં પહોંચતાં જ અલ્તુનિયાએ એક ભયંકર ચીત્કાર કર્યો; કારણ કે, બાગની વચ્ચોવચ્ચ જે ઝાડપાનથી આચ્છાદિત કોટડીમાં રુકનુદ્દીનને કેદ રાખવામાં આવ્યો હતો, તે કોટડી ખાલી પડી હતી અને તેમાં રુકનુદ્દીનને બદલે એક લખેલો કાગળ પડ્યો હતો. તેને ઉપાડીને અનુક્રમે અલ્તુનિયા

અને રઝીયાએ લક્ષપૂર્વક વાંચ્યો અને વાંચતાં જ તે ઉભયના આશ્ચર્યની સીમા ન રહી. તે કાગળમાં નીચે પ્રમાણેની વિગત લખેલી હતી;–

"અલ્તુનિયા! તું રઝીયાથી હોશિયાર રહેજે; કારણ કે, એ ઝેરી નાગણ તને ડસવાનાં ફાંફાં મારે છે; અને જ્યારે તું રઝીયાના કાબૂમાં આવી જ ગયો છે, ત્યારે યાકૂબખાંનો આ વફાદાર ગુલામ, શાહી કેદીને તારા તાબામાંથી કાઢી લઈ જવાને જ વધારે યોગ્ય સમજે છે!"

અલ્તુનિયાએ એ પત્રના લેખકનો અત્યંત શોધ કર્યો; પરંતુ રૂકનુદ્દીન કિંવા તેને નસાડી લઈ જનારનો ક્યાંય પત્તો મળી શક્યો નહિ–તે નિરાશ થઈ માથે હાથ દઇને ચુપચાપ બેસી રહ્યો.

થોડા દિવસ પછી અલ્તુનિયાએ પોતાની ફાજને તૈયાર કરી અને રઝીયાને સાથે લઇને તે દિલ્હીપર ચઢાઈ કરવાને ભટિંડાનો કિલ્લો છોડીને દોર દમામથી બહાર નીકળ્યો. પ્રિય વાચકો! હવે આપણે જોવાનું છે કે, સમરભૂમિમાં પરાજય કોનો થાય છે, અને વિજયશ્રી કોના ગળામાં વરમાળા આરોપે છે!



## પ્રકરણ ૩૦ મું

### સુખસંયોગ

"હય ઇશ્કકી લજ્જ્ત તભી, દોનો હોં એકરાર;
દોનો તરફ હો, આગ બરાબર લગી હુઈ!" ઝફર

યાકૂબ અને સોસન વચ્ચે જે બાગમાં પ્રેમસંભાષણ થયું હતું, તે બાગને તો વાંચકો ભૂલી નહિ જ ગયા હોય. તે ઉદ્યાનના તે જ લતામંડપમાં મધ્યાહ્ન સમયે હથેળીમાં ગાલ રાખીને સંગેમર્મરના ચબૂતરાપર બેઠેલો યાકૂબ માત્ર સોસન સંબંધીના વિચારસમુદ્રમાં ડૂબી ગયો હતો. જો કે હવે તો યાકૂબ દિલ્લીના બાદશાહનો મુખ્ય વજીર થયેલો હતો, તેના વચનને બાદશાહના વચન કરતાં વિશેષ માન આપવામાં આવતું હતું, તેના નામ માત્રના શ્રવણથી જ લોકો કંપાયમાન થઈ જતા હતા અને તેના અયશઆરામનો પારાવાર જ નહોતો; તો પણ અત્યારે આનંદના સ્થાને તેના હૃદયમાં નિરાશા જ છવાયલી જોવામાં આવતી હતી. જો કે તે પોતાના વજીરીના કામમાં જરા પણ ઢીલ કરતો નહોતો અને રાજ્યની વ્યવસ્થા દક્ષતાપૂર્વક કરતો રહેતો હતો, તો પણ જ્યારે તે પોતાના કાર્યોથી મુક્ત થતો હતો, ત્યારે ઘણો જ ગભરાઈ જતો હતો અને એ લતામંડપમાં બેસી હૃદયમાં પોતાની પ્રિયતમા સોસનનું ધ્યાન ધર્યા કરતો હતો. તેણે દિલ્હીમાં ઘણો જ શોધ ચલાવ્યો, પણ જ્યારે સોસન, ગુલ્શાન અને ઐયૂબનો તેને કશો પણ પત્તો મળી શક્યો નહિ, ત્યારે તે સર્વને મૃત ધારીને યાકૂબ અતિ નિરાશ થઈ ગયો અને પોતાનું જીવન તેને વ્યર્થ તથા ભારરૂપ દેખાવા લાગ્યું. આજે પણ તે જ લતામંડપમાં બેસીને યાકૂબ પોતાની પ્રિયતમાનું ધ્યાન ધરતો હતો એટલામાં એક અજાણ્યો પુરુષ તે લતામંડપમાં ઘુસી આવ્યો અને સલામ કરીને યાકૂબની સ્હામો ઊભો રહી ગયો. તે અજ્ઞાત પુરુષની મુખમુદ્રાને જોતાં જ યાકૂબ આશ્ચર્યથી દિઙ્મૂઢ જેવો બની ગયો અને તેને માથાથી પગ પર્યન્ત તાકીતાકીને જોયા પછી પૂછવા લાગ્યો કે;–"તમે કોણ છો?"

"ઇન્સાન!" ઉત્તર મળ્યું.

"એ તો હું પણ જાણું છું કે, તમે હયવાન તો નથી જ; પરંતુ અહીં શા કારણથી આવ્યા છો?" યાકૂબે વળી બીજીવાર પૂછ્યું.

"માત્ર આપ સાથે બેચાર વાતો કરવા માટે જ." તેણે જવાબ આપ્યો.

"હું તો તમને ઓળખતો જ નથી. મારી સાથે તે તમારે વળી શી વાતો કરવાની છે?" યાકૂબે આશ્ચર્યથી જ પ્રશ્ન કર્યો.

"આપ મને નથી ઓળખતા, એમાં કાંઈ નવાઈ જેવું નથી; આજ પહેલાં કોઈવાર પણ હું આપની રૂબરૂમાં આવ્યો નથી; અને અત્યારે પણ આપને હું જે તકલીફ આપવા આવ્યો છું, તે મારી પોતાની મરજીથી નહિ, કિંતુ સોસનના કહેવાથી જ." અજ્ઞાત પુરુષે ભડકાવનારું ભાષણ કર્યું.

સોસનનું નામ સાંભળતાં જ યાકૂબ એકદમ પોતાની જગ્યાએથી ઉઠીને ઉભો થઈ ગયો અને તે અજ્ઞાત પુરુષને બાઝી પડવાનો પ્રયત્ન કરવા લાગ્યો; પણ તેના મનોભાવને જાણીને તે પુરુષ પાછળ હટી ગયો અને કહેવા લાગ્યો કે;–"જનાબ! હું કાંઈ આપને ખુશખબરી સંભળાવવા નથી આવ્યો, કિન્તુ એક એવી ખબર આપવા આવ્યો છું કે, જેને સાંભળતાં જ આપના જિગરના ટુકડે ટુકડા થઈ જશે!"

"મારી દિલરુબા સોસન ક્યાં છે?" યાકૂબે આતુરતાથી પૂછ્યું.

"બિહિશ્તમાં!" અજ્ઞાત પુરુષે ગંભીરતાથી ઉત્તર આપ્યું.

એ ઉત્તર સાંભળતાં જ યાકૂબ ભ્રમિષ્ટ થઇને પૃથ્વીપર પટકાઈ પડ્યો અને ઘણી વેળા સુધી તેને ભાન આવ્યું નહિ. તે અજ્ઞાત પુરુષે તેના મુખપર જલસિંચન કર્યું અને વાયુ ઢોળવા લાગ્યો, એટલે શુદ્ધિમાં આવતાં જ તેણે તે અજ્ઞાત પુરુષને ઉદ્દેશીને સવાલ કર્યો કે;–"સોસનના મરણ વિશેનો તમારી પાસે કાંઈ પણ સુબૂત છે ખરો કે?"

"માત્ર સોસનની એક ચિઠ્ઠી!" એટલું કહીને તે પુરુષે યાકૂબના હાથમાં એક પત્ર આપ્યું. સોસનના હસ્તાક્ષરોને યાકૂબે તરત ઓળખી લીધા. એ પત્રમાં કેવળ એટલું જ લખેલું હતું કે; "પ્યારા યાકૂબ! રજીયાના જુલ્મો અંતે મને મારી જ નાખી! ખેર, હવે મારી એ જ પ્રાર્થના છે કે, આપ મને ભૂલી જશો અને અવશ્ય બીજી કોઈ ઔરત સાથે શાદીની ગાંઠથી બંધાશો. જો આપ મારા વચનનું અપમાન કરશો, તો સ્વર્ગમાં પણ મને શાંતિ નહિ મળે; જો તમે મને વિસરી જઇને બીજી ઔરત સાથે શાદી કરશો, તો મારા આત્માને અત્યંત આનંદ મળશે અને આપણે કોઈ દિવસે સ્વર્ગમાં સ્નેહથી એક બીજાને ભેટી શકીશું. ગુલ્શન અને ઐયૂબની શી દશા થઈ છે, તે મારા જાણવામાં નથી તેમ જ તેઓ અત્યારે ક્યાં છે, એ પણ હું જાણતી નથી.

આપની માશૂકા–સોસન"

યાકૂબે એ પત્રનું બે ત્રણવાર લાગલાગટ વાંચન કરીને અંતે એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને ત્યાર પછી પોતાની કમરમાંથી કટાર કાઢી તેને બળપૂર્વક હાથમાં પકડીને તે અજ્ઞાત પુરુષને સંબોધીને બોલ્યો કે;–"ભાઈ! હવે આપના વચનમાં શંકા જેવું

કશું પણ રહ્યું નથી—અર્થાત્ મારી દિલરૂબા દુલારી સોસન હવે આ દુનિયામાં નથી, એનો મારા મનમાં નિશ્ચય થઈ ગયો છે. ખેર; જેવી ખુદાની મરજી!"

એમ કહીને તે કટારને પોતાની છાતીમાં સ્થાન આપવા જતો હતો, એટલામાં હોશિયારીથી ઉભેલા તે અજ્ઞાત પુરુષે પૂરતા બળથી તેનો હાથ પકડી લીધો અને કહ્યું કે;–"અય હજરત! આપ ગાંડા તો નથી થઈ ગયાને? એક સાધારણ સ્ત્રીમાટે આપ વ્યર્થ પોતાનો જીવ આપવા તૈયાર થાઓ છો, એ તે શું કહેવાય?"

"ખબરદાર! હરામજાદા! મારી પવિત્રાત્મા માશૂકાને તું એક સાધારણ સ્ત્રી કહે છે કે?" યાકૂબે એક ઝટકામાં તેના હાથમાંથી પોતાના હાથને છોડવીને કોપના અતિશય આવેશથી કહ્યું.

"બેશક-હું કહું છું અને હવે પછી પણ હજારવાર કહીશ." અફસોસ, યાકૂબ! તારા ગુસ્સાએ મારા ગુસ્સાને પણ ભડકાવી દીધો છે, નહિ તો હું તારી પાકદામન માશૂકાનો ખરો ભેદ તને કોઈ કાળે પણ કહી સંભળાવત નહિ. પણ નહિ; જ્યારે તેં મને ગાળ આપવાનું સાહસ કર્યું છે, તો હવે હું તને બતાવી આપીશ કે, તારી માશૂકા કેટલી અને કેવી પાકદામન છે તે! સાંભળ, યાકૂબ! આ પત્ર બનાવટથી ભરેલું છે. કારણ કે, ખરી રીતે તો રજીયાના કહેવાથી સોસન એક દરબારી અમીર સાથે શાદીના સંબંધથી જોડાઈ ચૂકી છે. તે તો અત્યારે પોતાના ધણી સાથે અમન ચમન કરે છે અને તને ભ્રમાવવામાટે જ મારી માર્ફતે આ પત્ર તેણે તારાપર મોકલ્યું છે. અફસોસ, જો તેં મને ગાળ ન આપી હોત, તો હું જીવ જતાં પણ તને આ વાત કહીને દુ:ખી ન કરત." અજ્ઞાત પુરુષે બહુ જ તાનાજોરીથી એ વાકયો ઉચ્ચાર્યાં.

યાકૂબ ધ્યાનથી તે અજ્ઞાત પુરુષની સઘળી વાતો સાંભળતો રહ્યો અને જ્યારે તે બોલીને ચુપ રહ્યો, ત્યારે બળથી તેણે તે અજ્ઞાત પુરુષનો હાથ પકડી લીધો અને ભયંકર ગર્જના કરીને કહ્યું કે;–"તું જૂઠો છે તું બેઇમાન છે! મારી દિલદાર સોસન જીવતાં જીવત તો કોઈકાળે પણ એવું કુકૃત્ય કરે જ નહિ! અને કદાચિત્ તેણે એમ કર્યું પણ હોય, તોપણ એમાં તેનો શો અપરાધ છે! તેણે રજીયાના અત્યાચારને વશ થઇને જ એમ કર્યું હશે! તારા કહેવા પ્રમાણે જો સોસન પોતાના શૌહર સાથે અમન ચમન કરતી હોય તો એથી વિશેષ આનન્દદાયક વાર્તા મારા માટે બીજી કઈ હોઈ શકે? કારણ કે, સોસનનો આનન્દ તેજ મારો આનન્દ છે. ખેર; તું હવે મારી સ્હામેથી ચાલ્યો જા.' એમ કહીને તેણે તે અજ્ઞાત પુરુષને ધક્કો માર્યો. તે પડતો પડતો બચી ગયો અને કહેવા લાગ્યો કે;—

"તો હવે આપ શું કરશો?"

"બસ, તું હવે કાંઈ પણ બોલ્યા ચાલ્યા વિના ચુપચાપ અહીંથી ચાલ્યો જ જા." યાકૂબે બહુ જ બગડીને કહ્યું.

"નહિ, સાહબ! આપ મારાપર આટલા બધા ચીડાઈ ન જાઓ. વિચાર કરો કે, આપ અત્યારે દિલ્હીના શહનશાહના મુખ્ય વજીર છો, માટે જો આપ ઇચ્છતા હો, તો હું, એક નહિ, પણ હજાર સોસનો બલ્કે આપની સોસન કરતાં પણ રૂપગુણમાં

વધારે ચઢતી યુવતી લાવીને આપ સમક્ષ રજૂ કરી શકું એમ છે.” અજ્ઞાત પુરુષે એક નવી જ વાત ઉપજાવી કાઢતાં કહ્યું.

“ભાઈ! તમે મને માફ કરો અને અહીંથી ચાલ્યા જ જાઓ. હું આ સોસનના પોતાના હાથે લખેલા પત્રને સર્વથા સત્ય માનું છું, અને તમારી બધી વાતને અસત્ય અને બનાવટી જ જાણું છું! બસ, તમે જાઓ; કારણ કે, હવે હું મારી પ્યારી સોસન વિના એક ક્ષણ માત્ર પણ જીવવા નથી ઇચ્છતો!” યાકૂબે કંટાળો ખાઈ હાથ જોડીને કહ્યું.

“ત્યારે શું ખરેખર જ આપ સોસનને એટલા બધા પ્યારથી ચાહો છો?” અજ્ઞાત પુરુષે ઉત્સુકતાના ભાવથી પૂછ્યું.

“પ્યારી સોસન! તું ક્યાં છે?” તેના સવાલને ન સાંભળતાં ઉન્માદમાં જ રોતાં રોતાં યાકૂબ બબડ્યો.

તે અજ્ઞાત પુરુષે પોતાના માથાપરથી મંદિલ ઉતારી નાખ્યું, શરીરપરથી ઢીલા ઝભ્ભાને પણ ઉતારીને દૂર ફેંકી દીધો અને ત્યારપછી કહ્યું કે;–“પ્યારા યાકૂબ! તમારી સોસન તમારા સ્હામી જ ઊભેલી છે!”

અહીં જણાવવું જોઇએ કે, એ અજ્ઞાત પુરુષ તે પુરુષવેશમાં સોસન પોતે જ હતી. તે યાકૂબ તરફ વધી અને યાકૂબે દોડીને તેને આલિંગન આપ્યું તથા તેના ગાલોને ચૂમીને કહ્યું કે;–“સંગદિલ સોસન! આટલીવાર સૂધી તેં મને વિના કારણ રોવડાવ્યો શામાટે?”

“તમારા પ્રેમની પરીક્ષા લેવામાટે.” સોસને ઉત્તર આપ્યું.

“બહુ સારું; પણ તે તમારો શૌહર ક્યાં છે કે, જેની સાથે ચમન ઉડાવવાની ખુશખબરી તમે પોતે જ હમણાં મને સંભળાવી ચૂક્યાં છો?” યાકૂબે વિનોદના ઉદ્દેશથી પ્રશ્ન કર્યો.

“જાઓ, જાઓ–એવી વાતો તે છેડાતી હશે!” સોસને શર્માઈ જઇને ધીમેથી એ વાક્ય ઉચ્ચાર્યું.

“એ વાતમાટે તો હું તમને હમેશ છેડતો રહેવાનો!” યાકૂબે તેને ચુંબનસુખ આપીને કહ્યું.

“દિલદાર! મારા ગુનાહની માફી આપો. મેં તમારાથી એ વિનોદ માત્ર એટલા હેતુથી જ કર્યો હતો કે, વજીરની મોટામાં મોટી પદવીએ ચઢવા છતાં પણ તમે મને પૂર્વ પ્રમાણે જ ચાહો છો કે નહિ!” સોસને પોતાના તે શબ્દના ઉચ્ચારનું કારણ કહી સંભળાવ્યું.

“આ તો જખમપર તમે મીઠું છાંટ્યું! જેણે બેગમને છોડીને તમને જ પોતાના પ્રેમભાગિની બનાવ્યાં, તે વજીરની પદવી પામીને તમને ભૂલી જાય, એ કલ્પના જ તમારા મનમાં કેમ આવી શકી? પણ હા; ગુલ્શન અને ઐયૂબ અત્યારે ક્યાં છે?” યાકૂબે શાંતિથી પૂછ્યું.

“તે તમારાં પ્યારાં અહીં જ છે!” લતામંડપમાંથી ઉત્તર મળ્યું અને તે ક્ષણે જ ગુલ્શન તથા ઐયૂબે આવીને યાકૂબને નમીને સલામ કરી. ઐયૂબ તો તેનાં ચરણોમાં પડી ગયો. યાકૂબે ગુલ્શનની સલામનો જવાબ આપીને ઐયૂબને ગળે લગાડ્યો અને

સોસનને કહ્યું કે, "પ્યારા! આ ઐયૂબ બીજો કોઈ નહિ પણ મારો સગ્ગો-માજાયો-ભાઈ જ છે!"

એ વાત સાંભળીને સર્વ આશ્ચર્યમાં પડી ગયાં; અને ઐયૂબે ગભરાઇને કહ્યું કે, "શું આ સાચી વાત છે?"

"સોસન! મારો વૃત્તાંત સાંભળો. મારા પિતા ફારસ (પર્શિયા) ના એક નામાંકિત અમીર હતા. તે કોઈ કામને લીધે મારાં માતાજીને સાથે લઇને એક વખતે પ્રવાસમાં નીકળ્યા હતા. એટલામાં માર્ગમાં કાફિર ચંગેજખાંએ તેમને લૂટીને મારી નાખ્યા અને શોહર (પતિ) નો વિયોગ અસહ્ય થવાથી અંતે મારાં માતુશ્રીએ આત્મહત્યા કરીને પોતાનો અન્ત આણ્યો! તે સમયે મારૂં વય માત્ર નવ વર્ષનું જ હતું. હું મારા ત્રણ વર્ષની વયના આ ભાઇને લઇને ત્યાંથી નાઠો, પણ દુર્ભાગ્યવશ માર્ગમાં એક બુર્દેફરોશ (ગુલામ વિક્રેતા) ના હાથમાં જઈ પડ્યો અને તેણે બીજા કેટલાક ગુલામોસાથે અમારાં શરીરો પણ બાદશાહ શમ્સુદ્દીન અલ્તિમશને નજર કર્યાં. તે નેક અને ભલા બાદશાહે મને બહુ જ સારી રીતે ભણાવ્યો ગણાવ્યો અને મેં ઐયૂબને વિદ્યાભ્યાસ કરાવ્યો. અમે કાંઇક સમજમાં આવતાં મને ચાબૂકસવારની પદવી આપવામાં આવી અને ઐયૂબને મારા હાથ નીચે રાખ્યો. જો કે મારી મુસીબતોની બધી હકીકત મેં તે વખતે ઐયૂબને કહી સંભળાવી હતી; પરન્તુ એ મારો સગો ભાઈ થાય છે, એટલી જ બીના માત્ર એને જણાવી ન હોતી." યાકૂબે પોતાનો જીવનવૃત્તાંત સંભળાવતાં કહ્યું.

યાકૂબની એ કર્મકથાનું શ્રવણ કરીને સર્વ જન આનંદ પામ્યાં અને ત્યાર પછી સોસને કહ્યું કે;-"મને અને ગુલ્શનને રજીયાએ એક ભયંકર ભૂમિભવનમાં કેદ કરી હતી અને ત્યાંથી મૂગી, બહેરી તથા કાળી કુબ્જાનું રૂપ ધારણ કરીને આપના ભાઈ ઐયૂબખાંએ જ અમારા પ્રાણનું રક્ષણ કરીને અમને અહીં લાવી પહોંચાડી છે." એમ કહીને તેણે પોતાનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો અને અંતમાં કહ્યું કે, "જ્યારે ઐયૂબખાંએ અમને એમ જણાવ્યું કે, યાકૂબખાં અહીંના મુખ્ય વજીર થયેલા છે અને રજીયા ન્હાસી ગઈ છે, ત્યારે જ અમે કારાગૃહમાંથી નીકળીને આજે આપને આવી મળ્યાં!"

થોડા જ દિવસમાં યાકૂબ અને સોસન તથા ઐયૂબ અને ગુલ્શન લગ્નના પવિત્ર સંબંધથી એક બીજા સાથે બંધાયાં. આશક માશૂક બન્ને ઘણા જ આનંદમાં પોતાનો સમય વીતાડવા લાગ્યાં અને દિવસે દિવસે તેમના પરસ્પર પ્રેમમાં અત્યંત વધારો થતો ગયો. અહીં એક બીજી વાત પણ જણાવી દેવી જોઇએ કે, રજીયાના ઝબ્બામાંથી એક ચિઠ્ઠી નીકળી'તી, તે પણ યાકૂબની જ લખેલી હતી; છતાં રજીયા તેના હસ્તાક્ષરને ન ઓળખી શકી, એનું કારણ એ હતું કે, યાકૂબે પોતાના હસ્તાક્ષર ઘણા જ બગાડીને લખ્યા હતા. અસ્તુ.

* * * * * *

સદા સર્વદા સમય સમાનશીલતાથી તો નથી જ વીતતો. અર્થાત્ યાકૂબના વિલાસ ઉપભોગમાં ભંગ પડવાનો અવસર અલ્પ કાળમાં જ આવી લાગ્યો. કારણ કે, અલ્તૂનિયા અને રજીયા બેગમ સૈન્ય સહિત દિલ્લીપર હલ્લો કરવાને આવી લાગ્યાં હતાં. ચાણક્યબુદ્ધિ યાકૂબને જાસૂસોદ્વારા એના સમાચાર પ્રથમથી જ મળી ચૂકેલા

હોવાતી રુસ્તમખાંને મળીને તેણે પણ લડાઇની જોઇતી સઘળી તેયારીઓ પ્રથમથી જ કરી રાખી હતી. એટલે અલ્તુનિયા અને તેના સૈનિકો અત્યંત શૂરવીર તથા બળશાળી હોવા છતાં પણ યાકૂબખાં અને રુસ્તમખાંની યુદ્ધકુશળતા સમક્ષ તેમનું કાંઈ પણ ચાલી શકયું નહિ. તેમનો પૂરે પૂરો પરાભવ થયો. યુદ્ધમાં અલ્તુનિયા કામ આવી ગયો, અને તેથી અંતે રજીયાને પણ રણક્ષેત્રનો ત્યાગ કરીને પલાયનનો આશ્રય લેવો પડ્યો !

રજીયા બેગમ ન્હાસીને પાછી ભટિંડાના કિલ્લામાં આવી લાગી અને કેટલાક દિવસ તો તે શાંત થઇને ચુપચાપ બેસી રહી. ત્યાર પછી પોતાનાં જવાહિરાતને વેચીને અને કિલ્લાના ખજાના તથા અલ્તુનિયાના જરજવાહિરાત ઇત્યાદિની સહાયતાથી પાછું તેણે એક પ્રચંડ સૈન્ય જમાવ્યું. એક વર્ષ ગયું ન ગયું, એટલામાં તો બીજીવાર તે દિલ્લીપર ચઢી આવી. દિલ્લીના રણક્ષેત્રમાં ભયંકર યુદ્ધનો આરંભ થયો. રજીયા પોતે યુદ્ધ ભૂમિમાં આવીને ઊભી રહેતી હતી અને પોતાના સૈનિકોના ઉત્સાહને ક્ષણે ક્ષણે વધાર્યા કરતી હતી. એક, બે, ત્રણ અને ચાર દિવસ વીત્યા, એટલામાં તો મુઇજ્જુદ્દીન બહરામની સેનાનો એટલો બધો સંહાર થઈ ગયો કે, લગભગ તેના સૈન્યમાંથી લડવાની શકિત જતી જ રહી. યાકૂબ અને રુસ્તમખાં પણ સર્વથા નિરાશ બની ગયા. અંતે નિરુપાય થઇને તેમણે કિલ્લાપર સામયિક શાંતિમાટેની શ્વેતપતાકા ચઢાવી. રજીયાએ સંધ્યાકાળે એ પતાકા જોઇને લડાઈ બંધ રાખી દિલ્લીથી શો સંદેશો આવે છે, તે સાંભળવામાટે આતુર થઈને તે છાવણીમાંના પોતાના તંબૂમાં ચાલી ગઈ. કારણ કે, દિલ્લીનો રાજદૂત બીજે દિવસે પ્રભાતમાં આવવાનો હતો.

---

## પ્રકરણ ૩૧ મું

### રજીયાનું ખૂન !

"હુવે સબ નક્શ પાનીપર યે મેરે દિલકે મન્સૂબે;
લડાઈકે ભૅંવરમેં સબ જહાજે આરઝૂ ડૂબે!"

**બેતાબ.**

અંધકારરૂપ કૃષ્ણ વસ્ત્રને પરિધાન કરવાવાળી નિશાદેવીનું સમસ્ત સૃષ્ટિમાં સામ્રાજ્ય વ્યાપી ગયેલું જોવામાં આવે છે. રાત્રિનો લગભગ બે પ્રહર જેટલો સમય વ્યતીત થઈ ચૂકયો છે, એટલે કે, નિશીથ ( મધ્ય રાત્રિ ) નો ભયંકર કાળ પ્રવર્ત્તાયમાન છે. યુદ્ધનો અવરોધ થયેલો હોવાથી રજીયાની છાવણીમાં સર્વ સૈનિકો શાંત નિદ્રાનો ઉપભોગ લેવામાં નિશ્ચિન્તતાથી લીન થયેલા છે. સર્વત્ર નિ:સ્તબ્ધતાનો જ પ્રસાર થયેલો છે. માત્ર વચવચમાંથી પહેરેગીરોનો સાવધાનતાસૂચક ધ્વનિ અને ઘડિયાળના ટકોરા વિના બીજો કોઈ પણ પ્રકારનો શબ્દ કર્ણગોચર થતો નથી. રજીયા બેગમ પોતાના સુવર્ણકલશથી વિભૂષિત મખમલના વિશાળ તંબૂમાં મશરૂની મૃદુ શય્યામાં નિદ્રા દેવીને વશ થઇને પડેલી હતી. પાસે જ સુવર્ણદીપિકામાં અત્તરની બત્તીઓ બળતી હતી અને તેનો મંદ પ્રકાશ તંબૂમાં સર્વત્ર પ્રસરી ગયો હતો, રજીયા બેગમે યુદ્ધને યોગ્ય પુરુષવસ્ત્રો ધારણ કરેલાં હતાં, છતાં અત્યારે તેનો કૃષ્ણ નાગ સમાન લંબ કેશપાલક

સર્વથા મુક્ત પડેલો હોવાથી અને મુખપ્રદેશ કેશની કૃષ્ણતાથી વિહીન હોવાથી પુરુષવેશમાં હોવા છતાં પણ તે એક મનોહારિણી અબળા તરીકે તરત ઓળખાઈ આવતી હતી. નિદ્રાએ અત્યારે તેને ચિંતા અને મહત્વાકાંક્ષા વિષયક સર્વ વિચાર બંધનમાંથી થોડા વખતને માટે મુક્ત કરી દીધેલી હોવાથી તેની મુખમુદ્રા અત્યંત પ્રફુલ્લિત અને પુલકિત દેખાતી હતી. જો કે સંસારનાં સંકટોનો તેને અત્યાર સુધીમાં પૂરેપૂરો અનુભવ થઈ ચૂકયો હતો, તો પણ આ ક્ષણે સંસાર સુધારૂપ છે કિંવા વિષસ્વરૂપ છે, એનું તેને લેશ માત્ર પણ ભાન હતું નહિ. ઘોર નિદ્રાને જે અર્ધ મૃત્યુના નામથી કેટલીકવાર ઓળખવામાં આવે છે તે સત્ય છે.

ઘડિયાળમાં બારના ટકોરા થઈ ગયા પછી એકાએક બે કૃષ્ણવસ્ત્રધારી પુરુષોએ સૈન્યશિબિરમાં પ્રવેશ કર્યો. પ્રથમ તો તેમણે એક ઔષધના પ્રયોગથી બેગમના તંબૂ બહારના પહેરેગીરોને બેભાન કરી નાખ્યા અને ત્યારપછી તેઓ તંબૂના અંતર્ભાગમાં પ્રવિષ્ટ થયા. બન્નેના હાથમાં તીક્ષ્ણ તલ્વારો જોવામાં આવતી હતી અને બન્ને દ્હાવર જવાન હોય, એમ પ્રત્યક્ષ દેખાઈ આવતું હતું. તેમાંનો એક શય્યાશાયિની રઝીયાને જોઇને અત્યંત શોકાતુર બની ગયો.

"યાકૂબ ! રાત કેટલી વીતી હશે વારુ ?" તે શોકાતુર પુરુષે પૂછ્યું.

"જહાંપનાહ ! ચંદ્રનો અસ્ત થઈ ચૂકયો છે." યાકૂબે ઉત્તર આપ્યું.

"આજે તો ચંદ્રનો અસ્ત મધ્ય રાત્રિએ થવાનો હતો ને ?" પુનઃ તે શોકાતુર કૃષ્ણવસ્ત્રધારીએ કાંઇક ગર્ભિત ભાવયુક્ત પ્રશ્ન કર્યો.

"જી હા-પણ મધ્ય રાત્રિનો સમય વીતી ચૂકયો હોય એમ દેખાય છે; માટે આગળ વધો અને રાહુનો અવતાર ધારીને આ ચંદ્રનો અસ્ત કરી નાખો !" યાકૂબે નિદ્રિત રઝીયા પ્રતિ અંગુલીનિર્દેશ કરીને તેવું જ માર્મિક ઉત્તર આપ્યું.

વાચકોએ અહીં જાણવું જોઈએ કે, એ બે કૃષ્ણવસ્ત્રધારી પુરુષોમાંનો એક રઝીયાનો શત્રુ યાકૂબ હતો અને બીજો રઝીયાનો ભ્રાતા અને દિલ્લીનો બાદશાહ મુઇજ્જુદ્દીન બહરામ હતો. યુદ્ધ બંધ રખાવીને તેઓ ગુપ્ત રીતે રઝીયાના પ્રાણનો નાશ કરવામાટે જ એ વેળાએ રઝીયાના તંબૂમાં આવ્યા હતા. તેઓ છાવણીમાં નિર્વિઘ્ન આવી શકયા, એ માત્ર યાકૂબની અચેતનકારિણી ઔષધિનો જ પ્રબળ પ્રતાપ હતો; અન્યથા તેમ થવું સર્વદા અશકય હતું.

યાકૂબની પ્રેરણાથી મુઇજ્જુદ્દીન તલ્વાર ઉગામીને રઝીયાની શય્યા પ્રતિ આગળ વધ્યો, અને પુનઃ તેને ભ્રમ થવાથી તે અચકાઇને ઊભો રહ્યો. તે સ્વગત જ બબડવા લાગ્યો;-"અરે-પણ આ મારી સ્હામે કોઈ તલવાર લઈને ઊભેલું હોય, એવો ભાસ મને કેમ થાય છે!" પુનઃ તેણે પોતાની તલ્વાર તરફ જોયું અને કહેવા લાગ્યો કે, "અહાહા ! આ તલ્વાર કેટલી બધી સ્વચ્છ અને સુશોભિત છે ! હે પ્રાણઘાતક શસ્ત્ર ! તારામાં જેવું રૂપ છે, તેવી સ્પર્શશક્તિ નથી કે શું ? કિંવા તું કેવળ કલ્પનાસંભૂત હોઇને સંતાપતપ્ત મસ્તકમાંની મિથ્યા પ્રસૃતિ જ છે ? ના ના; તારામાં અદ્વિતીય પ્રાણવિનાશિની સ્પર્શશક્તિ છે ! યાકૂબ ! જે માર્ગનું હું પોતે અવલંબન કરવાનો હતો, તે જ માર્ગ તું મને બતાવે છે. હું આવા જ શસ્ત્રનો ઉપયોગ કરનાર

હતો. ઇતર સર્વ ઇન્દ્રિયોએ મારાં નયનોને મૂર્ખ બનાવવાનો ઉદ્યોગ કરવા માંડ્યો છે કે માત્ર નેત્રો જ સર્વ ઇંદ્રિયોનું કાર્ય કરવાને ઉદ્યુક્ત થયાં છે? મારી તલ્વારના પાનાપર મને રક્તનાં બિન્દુઓ દેખાવા માંડ્યાં છે! ક્ષણ પૂર્વે એમાંનું કાંઈ પણ હતું નહિ! પણ નહિ, એ સર્વ માયા છે. મારું હવે પછીનું કૃત્ય અત્યંત વિઘાતક અને વિશ્વાસઘાતક હોવાથી જ મને એમ દેખાય છે! અહાહા! આ અંધકારમય વિભાવરીની વેળા કેટલી બધી ભયંકર છે! અત્યારે પૃથ્વીના લગભગ અર્ધ ભાગમાંના સમસ્ત પદાર્થો નષ્ટપ્રાય થયેલા જ જોવામાં આવે છે. અત્યારે વિશ્રામસ્થાનમાં નિદ્રાનો આસ્વાદ લેવામાં લીન થયેલા મનુષ્યોની સુખમયી નિદ્રાનો દુષ્ટ સ્વપ્નો પોતાનાં ભયંકર દર્શનવડે સર્વથા ભંગ કરી નાખે છે, ચેટકીઓ પોતાની આરાધ્ય દેવતાઓને નૈવેદ્ય અર્પે છે, તે સમય આ જ છે! શૃગાલોના શબ્દથી જ ભયભીત થઇને પિશાચ પ્રમાણે પદસંચારનો ધ્વનિ ન થવા દેતાં પોતાના કાર્યની સાધનામાટે આ કાળે જ તેઓ બહાર નીકળી પડે છે. હે નિશ્ચલ વસુંધરે! હું જે સ્થળે ઊભો રહીને રજીયાને મારવાની ધારણા રાખું છું, તે સ્થાનમાં મારા પદનો પ્રતિધ્વનિ ન થવા પામે, એટલા માટે તું પોતાના કાનોમાં આંગળીઓ નાખી દે; નહિ તો તારા પૃષ્ઠ ભાગપરના પાષાણો મારા કૃત્યનું ભયને લીધે સ્ફોટન કરી દેશે! મનના ભાવને મુખના માર્ગે બહાર ન નીકળવા દઈને તે કાર્ય કરી દેખાડવામાં જ વિશેષ શ્રેય સમાયલું છે. પાપકર્મનો મુખથી ઉચ્ચાર કર્યો કે તેમાં શૈથિલ્ય આવ્યું જ સમજવું! બસ આ તલ્વારે પોતાની સજાતીય અને સમસ્વભાવી રજીયાના વક્ષઃસ્થળમાં સ્થાન કર્યું કે આપણું કાર્ય પૂરું થયું!"

ચાકૂએ ઇશારો કર્યો અને મુઇજ્જુદ્દીને તરત તલ્વારના એક જ વારથી રજીયાનું કામ તમામ કરી નાખ્યું. રજીયાનું મસ્તક ધડથી જૂદું પડવા છતાં પણ અતિશય તેજસ્વી દેખાતું હતું. પોતાના ધારેલા કૃત્યની સમાપ્તિ થતાં જ ચાકૂએ મુઇજ્જુદ્દીનને લઇને ત્યાંથી ચાલવા માંડ્યું. એટલામાં તંબૂના દ્વારમાં એક પરમવંદનીય શુભ્રકેશી અને મહાકાય યોગીશ્વર ઉભેલો તેમના જોવામાં આવ્યો. તેઓ તેને જોઇને બેહુ જ ભયભીત થઈ ગયા. તે યોગીશ્વર અંદર આવ્યો અને ચાકુમને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—

"ચાકૂબ! આજે તેં એક એવું ઘોરતમ પાપ કર્યું છે કે, કયામતને દિવસે કદાપિ તને એની માફી મળવાની નથી. તારા પ્રેમના ફંદામાં ફસાઈ પડેલી એક નિર્દોષ નારીને નાસીપાસ કરી અંતે આજે તેનું તેં ઘાતકી રીતે ખૂન પણ કરાવ્યું છે. તારી મર્દાઈ બધી ક્યાં ચાલી ગઈ! જો તું મર્દ બચ્ચો હતો, તો જંગના મયદાનમાં જ લડીને તેં રજીયાનો પરાભવ કેમ ન કર્યો? આમ વિશ્વાસઘાતથી એક બહાદુર બેગમનું ખૂન કરવું, એ જ શૂરવીરનું કર્ત્તવ્ય છે કે? તારાપર રજીયાએ પોતાના પ્રાણ ઓવારી નાખ્યા, એ શું રજીયાએ અપરાધ કર્યો કે? સ્ત્રીનું હૃદય જ ખુદાએ એવું બનાવ્યું છે, એટલે રજીયાનો એમાં લેશ માત્ર પણ દોષ સિદ્ધ થઈ શકતો નથી. પણ તું મર્દ નામને લાયક નથી, એ તો આજે સારી રીતે સિદ્ધ થઈ ચૂક્યું છે-આજથી તું જીવતો અને મુઓ બરાબર છે. મારો તને શાપ છે કે, તું કોઈ કાળે પણ શાંત અને સુખી નથી જ થવાનો!" એ વાક્યો

ઉચ્ચારતાં તે યોગિરાજનાં નેત્રોમાંથી કોપનાં ચિન્હસ્વરૂપ અગ્નિકણો વર્ષવા લાગ્યાં અને યાકૂબ તથા મુઇજ્જુદ્દીન તેના એ ભયંકર સ્વરૂપને નિહાળીને થરથર કંપવા લાગ્યા.

"બસ—શાહ સાહબ! બસ કરો—મારા કરેલા પાપનો હવે મને અત્યંત પશ્ચાત્તાપ થાય છે; પણ હવે ઉપાય શો? નામર્દ થઇને હવે હું આ ફાની દુનિયામાં જીવવા નથી ઇચ્છતો. રજીયાએ ખરેખર મારાપર અનંત ઉપકારો કરેલા છે, પણ મેં તેનો બદલો આજે અપકારથી જ વાળ્યો છે! એ સ્ત્રી હતી ને હું પુરુષ છું, છતાં મારામાં એના જેટલી પણ યોગ્યતા હોય એમ જણાતું નથી. મને વાતાવરણમાં વિકરાળ મૂર્ત્તિઓનું દર્શન થાય છે અને તેથી મારા સર્વાંગમાં કંપનો આવિર્ભાવ થતો દેખાય છે! આ અસાર સંસારમાં આવી અવસ્થામાં અસહ્ય માનસિક વ્યાધિઓને સહન કરીને ત્રાસદાયક જીવન વીતાડવા કરતાં વૈભવ મેળવવાની આશાથી જે પવિત્ર આત્માને મેં સ્વર્ગના શાશ્વત સુખોનો ઉપભોગ કરવા અહીંથી મોકલી દીધો છે, તેની સાથે જ પ્રયાણ કરી જવું, એ અધિક સુખાવહ છે! માતાનો કોપ, બંધુઓનો દ્વેષ, પરચક્ર અને શત્રુની ભીતિ ઇત્યાદિ કોઈ પણ પ્રકારની ચિન્તા હવે આ પરલોકવાસિની રજીયા બેગમમાટે અવશિષ્ટ રહી નથી! રાજદ્રોહના પરિણામે એની જે અવસ્થા થવાની હતી, તે થઈ ચૂકી છે—હવે એના માટે સર્વત્ર શાંતિ જ છે. અર્થાત્ આ નષ્ટ સંસારમાંના વિષમ જ્વરની પીડા ભોગવીને અત્યારે દિલ્લીની સુલ્તાના રજીયા બેગમ અનંત આનંદની સુખશય્યામાં સદાની નિદ્રામાં પડેલી છે!! હું પણ એવી જ શાશ્વત શાંતિ મેળવવા ઇચ્છું છું!" એમ કહીને યાકૂબે તત્કાળ પોતાનું ખંજર પોતાની છાતીમાં ભોંકી દીધું અને જોત જોતામાં તે પણ પોતાની સ્વામિની રજીયા બેગમની સેવામાં ઉપસ્થિત થવામાટે સ્વર્ગના માર્ગમાં ચાલતો થયો.

એ બધો ભયંકર પ્રકાર જોઇને મુઇજ્જુદ્દીન બહરામનું ચિત્ત પણ ચળ વિશ્વથી ચળાયમાન થવા લાગ્યું ને તેનાં નેત્રોમાંથી અશ્રુના ઉષ્ણ પ્રવાહનું વહન થવા લાગ્યું. તેના મનની સ્થિતિને જાણી લઇને તે યોગિરાજ તેને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે;—"બાદશાહ! હવે તારે ગભરાવાનું કશું કારણ નથી. આ દુનિયા આવી જ છે. હવે રાજ્ય ચલાવવાનો ભાર તારા શિરે આવી પડ્યો છે અને યોગ્યતાથી રાજ્ય ચલાવવું એ જ તારું કર્ત્તવ્ય છે. રાજ્ય ચલાવવામાં તારે રજીયાની રાજનીતિનું અનુકરણ કરવું, એ જ મારો તને વારંવાર ઉપદેશ છે. તારી ભગિનીનો નાશ માત્ર પ્રેમને લીધે જ થયો છે, નહિ તો રાજ્ય ચલાવવાની એની રીતિ અને નીતિ કોઈપણ પુરુષ બાદશાહને લજાવે તેવી જ હતી. હવે તારી ભગિનીના શબને માનપૂર્વક દફનાવવાની વ્યવસ્થા કર અને પછી જેટલી બને તેટલી ભલાઈ કરી લે; કારણ કે, તારા ભાગ્યમાં બે વર્ષથી વધારે સમય રાજ્યસુખ લખાયલું નથી." એમ કહીને તે યોગીશ્વરે નીચેનાં વાક્યોનો ગંભીરતાથી ઉચ્ચાર કર્યો;—

"બનબનકે ખેલ અયસે લાખોં બિગડ ચુકે હયઁ;
ફૂલે ફલે ગુલિસ્તાં સદહા ઉજડ ચુકે હયઁ;
જમ જમકે પાઉં ઇસ જા અકસર ઉખડ ચુકે હયઁ;
મિલમિલકે જનોકાલિબ કિતને બિછડ ચુકે હ;

"મિટ્ટીકા એક ખિલૌના ઇન્સાન હય કૂલ્તકો,
ઔર ઉસકે તોડનેકા અરમાન હય કૂળકો!"

અહીં આપણે જાણવું જોઇએ કે, એ યોગીશ્વર બીજો કોઈ નહિ પણ આપણો પૂર્વ પરિચિત સ્વામી બ્રહ્માનન્દ જ હતો.

બીજે દિવસે મધ્યાન્હ સમયે મોટા દબદબાથી રજીયા બેગમની લાશને દફનાવવાની ક્રિયા કરવામાં આવી અને સર્વત્ર કાળા પોશાક ધારણ કરીને લોકો તેના મરણનો શોક પાળવા લાગ્યા. રજીયા બેગમની કબ્ર પુરાણી દિલ્હી—અર્થાત્ તે સમયની દિલ્હી—માં આજે પણ કાયમ છે અને ભાદ્રપદ માસમાં જે વેળાએ યોગમાયાનો મેળો ભરાય છે,-કે જે સાધારણ રીતે ફૂલવાળાના મેળાના નામથી ઓળખાય છે, તે વેળાએ લોકો કુતુબુદ્દીન અને રજીયા બેગમની કબ્રપર ફૂલ અને ગજરા ચઢાવીને પોતાની માનની લાગણી પ્રદર્શિત કરે છે. આજે પણ કેટલાંક સહૃદય નરનારીઓ તેની કબ્ર આગળ ઊભા કરેલા સમાધિસ્તંભપર લખેલા નીચેના લેખને વાંચીને બે ઘડી સંસારથી ઉદાસીન થઈ જાય છે;—

"કહ રહાહય આસમાં યે સબ સમાં કુછભી નહીં;
પીસ દુંગા એક ગર્દિશમેં જહાં કુછભી નહીં;
જિસ જગહ થા જમકા જલસા ઔર ખુસરોકા મહલ;
ચન્દ કબરોંકે સિવા ઔર અબ વહાં કુછભી નહીં;
તખ્તવાલોંકા પતા દેતે હયઁ તખ્તે ગોરકે;
ખોજ મિલતા હય યહીં તક બાદ અન્તું કુછભી નહીં;
ગુંજતે થે જિનકે ડંકે સે જમીનો આસમાં;
ચુપ પડે હયઁ કબ્રમેં અબ હું ન હાં કુછભી નહીં!"

## ઉપસંહાર

પ્રિય પાઠકો! આપણી શોકપર્યવસાયિની નવલકથાનો રજીયાના અંત સાથે જ અંત થઈ ગયો છે; છતાં અંતમાં ચાર શબ્દો લખ્યા વિના ચાલી શકે તેમ નથી જ. રજીયાના પ્રેમનું પરિણામ જોયું કે? અફસોસ તે બિચારીએ પોતાના યૌવનના ઉપવનને વિનાકારણ ઉધ્વસ્ત કરી નાખ્યું! તે યૌવન કે રાજ્ય બેમાંથી એકનો પણ ઉપભોગ ભોગવી શકી નહિ. રજીયાનો યાકૂબમાં ખરેખરો સ્નેહ હતો, પરંતુ પાછળથી તેણે જે અલ્તૂનિયાને પોતાનો પ્રેમ દર્શાવ્યો હતો, તેમાં માત્ર તેનો સ્વાર્થ સાધવાનો જ ઉદ્દેશ સમાયલો હતો. એટલે કે, રજીયા રણમાં વિજય મેળવીને પાછી દિલ્હીના તખ્તપર વિરાજમાન થાત, તો પણ તે અલ્તૂનિયા સાથે શાદી તો ન જ કરત; કારણ તે તેને કાંઈ અંતઃકરણપૂર્વક ચાહતી નહોતી. ગમે તેમ હો, પણ એટલું તો અમે નિશ્ચયપૂર્વક કહી શકીએ છીએ કે, રજીયા પોતાના મરણના સમય પર્યન્ત પાકદામન (પવિત્ર) હતી અને તેના અમૂલ્ય સતીત્વને લીધે જ તે અન્ત પર્યન્ત ઉન્નત અને શૂરવીર રહી શકી હતી.

ભટિંડાના કિલ્લામાંથી રૂકનુદ્દીન ફીરોજને નસાડી લઈ જનાર યાકૂબનો જ જાસૂસ હતો. રૂકનુદ્દીન દિલ્હીમાં આવ્યા પછી ફકીર થઇને મક્કે ચાલ્યો ગયો હતો

અને કુસીદા બેગમે વિષપાન કરીને પોતાના હાથે જ પોતાનું મરણ નિપજાવ્યું હતું. અલ્તુનિયાના મરણ પછી નાસિરુદ્દીન મહમૂદને બટિંડાની કિલ્લેદારી આપવામાં આવી હતી, પણ તેના તાબામાં ફોજ વધારે આપવામાં આવી નહોતી.

બ્રહ્માનન્દ સ્વામીનું ભવિષ્યકથન સત્ય સિદ્ધ થયું, એટલે કે, મુઇઝ્ઝુદ્દીન બહરામ ઈ. સ. ૧૨૩૯ માં દિલ્હીનો બાદશાહ થયો, પણ ઇ. સ. ૧૨૪૧ માં તે બળવાખોરોના હાથે માર્યો ગયો અને તેની પછી રુકનુદ્દીન ફીરોજશાહનો પુત્ર અલાઉદ્દીન મસઊદ દિલ્હીના તખ્તપર બેઠો. ચાર વર્ષ અને થોડાક મહિના રાજ્ય કરવા પછી તે પણ માર્યો ગયો અને ઇ. સ. ૧૨૪૬ માં શમ્સુદ્દીન અલ્તિમશનો તૃતીય પુત્ર નાસિરુદ્દીન મહમૂદ તખ્તનો માલિક થયો. પરંતુ જ્યારે તે ઇ. સ. ૧૨૬૬ માં નિઃસંતાન પરલોકવાસી થયો ત્યારે યાકૂબનો ભાઈ એયૂબ, કે જે પાછળથી વજીરની પદવીપર ચઢેલો હતો, તે ગિયાસુદ્દીન બલબનનું નામ ધારણ કરીને હિન્દુસ્તાનનો શાહનશાહ થયો. તેની પછી તેનો પુત્ર મુઇઝ્ઝુદ્દીન કૈકોબાદ ઇ. સ. ૧૨૮૬ માં સિંહાસનારૂઢ થયો; પરન્તુ માત્ર બે વર્ષની મુદ્દતમાં જ તે પણ બળવાખોરોની તલ્વારનો ભોગ થઈ પડ્યો અને તે સમયથી જ દિલ્હીનું તખ્ત ગુલામ બાદશાહોના હાથમાંથી નીકળીને ખિલજીઓના તાબામાં ચાલ્યું ગયું.

—:o:—